# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

પ્રેમ જગતમાં શું નથીં કરતો ? યમુનાના પવિત્ર કિનારે પ્રેમની પ્રતિમા રૂપે દીસતો તાજમહાલ પ્રેમી હ્રદયની સાક્ષી પૂરે છે. મે માસની ૧૧ મી તારીખે શ્રી. પ્રાણલાલભાઇ નિવૃત્ત થવાના છે અને તે દરમ્યાન તા. ૧૧ મી જાનેવારીથી તેઓ ૪ માસની રજા ઉપર ઉતરવાના છે, એ વાત અમદાવાદ મ્યુનિસિપલ શિક્ષકોમાં ફેલાતાં દરેકના દિલમાં એમ થયું કે આપણે તેઓશ્રીનું સારામાં સારૂં સન્માન કરવું. આ કાર્ય માટે શિક્ષકોની સભા મળી. સન્માન સમિતિ નીમાઇ. ઐચ્છિક ફાળો ઉઘરાવવામા આવ્યો. શિક્ષકોએ શક્તિ મુજબ રકમો તેમાં ભરી. ભંડોળ રૂપીયા ૪૧૪૭ નું ભેગું કર્યું.

કાર્યક્રમ યોજાયોઃ–(૧) માનપત્ર આપવું. (૨) સ્કૂલબોર્ડ ઑફિસમાં તૈલચિત્ર મૂકવું. (૩) નાટ્યપ્રયોગ કરવો. (૪) સન્માનઅંક કાઢવો. (૫) બચત રકમનું શિક્ષકોના બાળકો માટે ઇનામ, શિષ્યવૃત્તિ વહેંચવાં.

એ દિવસથી શિક્ષક–શિક્ષિકાઓએ અવિરત પરિશ્રમ ઉઠાવ્યો. દરેક કાર્ય સર્વાંગ-સુંદર શી રીતે દેખાય તેને માટે બનતું કર્યું. સહકાર અને સેવાની ઉચ્ચ ભાવના–પ્રાણલાલભાઇ પાસેથી લીધેલી એ દિક્ષા–સાચી પાડી.

**માનપત્ર**—તા. ૨૦–૧–૩૭ ના રોજ પ્રેમાભાઇ હૉલમાં ભવ્ય માનવમેદની સમક્ષ શ્રી. બળવંતરાય પરમોદરાય ઠાકોરના પ્રમુખપણા હેઠળ માનપત્ર સમર્પણનો વિધિ થયો.

**તૈલચિત્ર**—રસી ગુજરાતના ગુરુવર્ય પૂજ્ય આનંદશંકરભાઇના વરદ હસ્તે તૈલચિત્રનો નિદર્શન વિધિ થયો–આનંદશંકરભાઇના શબ્દોમાં કહીએ તો "પ્રાણ-પ્રતિષ્ઠા થઇ." નામદાર સ્કૂલબોર્ડે એકીમતે ઑફિસમાં તૈલચિત્ર મૂકવાની રજા આપી. પ્રાણલાલભાઇ પ્રત્યેની ઉપરી અધિકારીઓની આ મમતા ખરેખર ધન્યવાદને પાત્ર છે.

**નાટ્યપ્રયોગ**—કોઇની પણ મદદ લીધા સિવાય કેવળ શિક્ષકોએ જ તૈયાર કરેલો 'વિધિવિધાન' નો ખેલ ભારતભુવન થિએટરમા પૂરા બહારમાં તા. ૨૨ તથા ૨૬–૧–૩૭ ના રોજ ભજવી બતાવ્યો. જેનાં એક બે દશ્યો પુસ્તકમાં વાંચક જોઇ

સફરી. પ્રથમ દિવસ જાહેર જનતા માટે અને બીજે દિવસ શિક્ષકો માટે હતો. ટિકિટોના તથા ચોપડીઓના વેચાણની આવક આશરે ૨૦૦૦ રૂપીઆ થઈ. જનતાએ તેનાં મુક્ત કંઠે વખાણ કર્યાં. આ પ્રસંગે શિક્ષકોમાં રહેલી અગાધ શક્તિનાં દર્શન થયાં.

**સન્માનઅંક**—કોઇ વ્યક્તિનો સ્મારકઅંક તૈયાર કરવાનું કામ કેટલું વિકટ છે, તે તો અનુભવીઓ જ જાણે; છતાં આ સન્માનઅંકને શણગારવામાં શ્રી. પ્રાણલાલભાઇના મિત્રો, ગુજરાતના કેળવણીકારો અને પ્રખ્યાત લેખકોએ જે સાથ દીધો છે, તે બદલ આ સ્થળે સર્વનો ઉપકાર માનું છું. સાથે સાથે ગુજરાતના લોકપ્રિય રાસલેખક ભાઇ શ્રી. કેશવ હ. શેઠે આપેલી અનેક સલાહસૂચના માટે તેમનો આભાર પ્રદર્શિત કરું છું.

અંતમાં 'પ્રેમને નેમ નથી હોતો' એ લોકોક્તિ પ્રમાણે શ્રી. પ્રાણલાલભાઇ પ્રત્યેના પ્રેમથી આકર્ષાઇ અ. મ્યુ. શિક્ષકોએ જે કંઇ કર્યું છે, તે વાચકવર્ગ આગળ રજુ કરી વિરમું છું.

ગોકળદાસ કુબેરદાસ મહેતા

# જીવનપરિચય

**જન્મ**

શ્રીયુત પ્રાણુલાલભાઇનો જન્મ સને ૧૮૮૨ ના મે માસની ૧૧ મી તારીખે મિયાગામમાં થયો હતો. તેમનું મૂળ વતન આમોદ છે. પરંતુ તેમના પિતાશ્રી સ્વર્ગસ્થ કીરપારામ ગાળમુકુંદરામ દેસાઇ મિયાગામના ઠાકોરના પોલીસ ખાતાના ઉપરી તરીકે ત્યાં નોકરી કરતા હતા. રાજકાજમાં આગળ પડતી બ્રહ્મક્ષત્રીય જ્ઞાતિમાં તેમનો જન્મ થએલો છે.

**બચપણ**

શ્રીયુત પ્રાણુલાલભાઇએ પ્રાથમિક કેળવણી મિયાગામ તથા આમોદમાં લીધી હતી. તેમજ અંગ્રેજી પહેલા ત્રણ ધોરણનો અભ્યાસ આમોદની એંગ્લો વર્નાક્યુલર સ્કૂલમાં શરૂ કર્યો હતો. સને ૧૮૯૫ માં વડોદરાની હાઇસ્કૂલમાં અંગ્રેજી ચોથા ધોરણમાં તેઓ દાખલ થયા હતા અને એ જ હાઇસ્કૂલમાંથી સને ૧૮૯૮ માં મેટ્રીકની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા હતા.

**કૉલેજની કેળવણી**

મેટ્રીકની પરીક્ષામાં પાસ થઇ તરત જ તેઓ વડોદરા કૉલેજમાં દાખલ થયા હતા. તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન જેવા ગહન વિષયો લઇ સને ૧૯૦૩માં બી. એ. ની પરીક્ષા પસાર કરી હતી.

**સહાધ્યાયીઓ**

વડોદરા હાઇસ્કૂલ અને કૉલેજમાં તેમના સહાધ્યાયીઓમાં ગુજરાતના જાણીતા સાક્ષરો અને સમાજસુધારકો હતા. મર્હુમ મહુભાઇ કાંટાવાળા, શ્રીયુત કનૈયાલાલ મુનશી, શ્રીયુત ધીરજલાલ ડાહ્યાભાઈ નાણાવટી, સદ્‌ગત ડૉ. ઠાકોરલાલ રણછોડલાલ પંડ્યા, શ્રીયુત વિઠ્ઠલદાસ હરકીશનદાસ અંકલેશ્વરીઆ, શ્રી. દાગશાહ ગુસ્તાદજી કંટ્રાક્ટર, શ્રીયુત કૃપાશંકર દયાશંકર આચાર્ય તથા શ્રી. પ્રાણલાલ ઠાકોરલાલ મુનશી વગેરે હતા. આ મિત્રો સાથેની તેમના વિદ્યાર્થીજીવનમાં જામેલી મૈત્રી જુદા જુદા ધંધામાં પડ્યા છતાં ચાલુ રહી હતી.

**કૉલેજજીવનની પ્રવૃત્તિઓ**

આધુનિક જમાનામાં હાઇસ્કૂલ અને કૉલેજો તેમજ અન્ય સ્થળો અનેક મંડળો આપણે જોઇએ છીએ, પરંતુ આજથી ૪૦ વર્ષ ઉપર આવી જાતની પ્રવૃત્તિ ઘણી થોડી જોવામાં આવતી હતી અને ઘણા થોડા વિદ્યાર્થીઓ એ પ્રવૃત્તિઓમાં ભાગ લેતા હતા. શ્રીયુત પ્રાણુલાલભાઇએ વડોદરા કૉલેજની ડીબેટીંગ સોસાયટીના મંત્રી

તરીકે એક સારું કામ કર્યું હતું તેમજ મોસ્લીઅન ગેઝેટીઅરના મંત્રી તરીકે પણ તેઓ નીમાયા હતા. વડોદરા કૉલેજમાંથી બહાર પડતા મેગેઝીનમાં તેઓ સાહિત્ય, સમાજ અને સુધારા, ઇતિહાસ વગેરે સંબંધી વારંવાર લેખો લખી ઉજ્જ્વળ કીર્તિ મેળવી ગયા હતા. વક્તા તરીકે તેઓ કૉલેજજીવનમાંથી જ જાણીતા થયા હતા.

સને ૧૯ ૭ માં વડોદરા કૉલેજનો રૌપ્ય મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. તે પ્રસંગે કૉલેજના જુના વિદ્યાર્થીઓ તરફથી ભાષણ આપવાનું કામ શ્રીયુત દેસાઇને સોંપવામાં આવ્યું હતું. તે કાર્ય તેમણે એવી સુંદર રીતે બજાવ્યું હતું કે મર્હુમ મણીભાઇ જશભાઇએ કૉલેજના મેગેઝીનમાં શ્રીયુત પ્રાણલાલભાઇની કૉલેજની કારકીર્દીના તથા મહોત્સવ પ્રસંગે આપેલા આભાર ભાષણના મુક્ત કંઠે વખાણ કર્યા હતા, અને કૉલેજે ઉત્પન્ન કરેલા વક્તાઓમાં એક સુંદર વક્તા તરીકે તેમની ગણતરી કરી હતી. કૉલેજના સુવર્ણ મહોત્સવ પ્રસંગે બહાર પડેલા અંકમાં શ્રીયુત પ્રાણલાલભાઇએ કૉલેજજીવનના સ્મરણો સંબંધી લેખ લખ્યો હતો.

**કેળવણીખાતામાં**

કૉલેજજીવન પસાર કર્યા પછી સને ૧૯૦૪ માં તેઓ પહેલવહેલા ઉમરેઠ હાઇસ્કુલના હેડ માસ્તર તરીકે જોડાયા હતા. ત્યાં લગભગ ચાર માસ નોકરી કર્યા પછી તેમને સરકારી કેળવણી ખાતામાં નોકરી મળવાથી ઉમરેઠમાંથી છુટા થયા, અને સુરત મિશન સ્કૂલના આસિ૦ શિક્ષક તરીકે નીમાયા. ત્યાંથી તેઓએ નડિયાદ હાઇસ્કૂલ તથા અમદાવાદમાં આર. સી. હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે કામ કર્યું હતું. શિક્ષકના ધંધામાં શિક્ષક તરીકેની તેમની કારકીર્દી ઉજ્જ્વળ હતી. વિદ્યાર્થીઓ પ્રત્યેનો તેમનો પ્રેમ તથા સાથમાં કામ કરતા શિક્ષકો પ્રત્યેનો સદ્‌ભાવ એવા ઉત્તમ હતો કે હજી સુધી તેમના હાથ નીચે શિખેલા વિદ્યાર્થીઓ અને સાથે કામ કરનાર શિક્ષકો આદરભાવથી જુએ છે. આ પુસ્તકમાંના કેટલાક લેખોમાંથી તે હકીકત આપણે વાંચી શકીશું.

**ડેપ્યુટિ**

શિક્ષક તરીકેનો બહોળો અનુભવ લીધા પછી સને ૧૯૧૪ માં ખેડા જિલ્લાના આસિ૦ ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે નીમાયા. સને ૧૯૨૦ સુધી તેમણે ખેડા, પંચમહાલ તથા ભરૂચ જિલ્લામાં આ નોકરી કરી. આ સમય દરમિઆન પ્રાથમિક શાળાના શિક્ષકોને પડતી મુશ્કેલીઓ જાણવાનો તેમને પ્રસંગ મળ્યો, અને ત્યારથી આજ સુધીમાં તે મુશ્કેલીઓ દૂર કરવા માટે લેખો તથા ભાષણો દ્વારા ભગીરથ પ્રયત્નો આદર્યા છે.

સને ૧૯૨૦ ના જુન માસની ૩૦ મી તારીખે તેમણે અમદાવાદ મ્યુનિસિપાલીટીના સ્કૂલ કમિટિના સેક્રેટરી તથા શાળાઓના સુપ્રીન્ટેન્ડેન્ટ તરીકેનો હોદ્દો સ્વીકાર્યો. સરકારે શ્રીયુત દેસાઇની સર્વીસ મ્યુનિસિપાલીટીને ઉછીની આપી.

**અમદાવાદ મ્યુનિસિપાલીટીમાં**

સને ૧૯૨૧ માં દેશભરમાં અસહકારનો જુવાળ પુર જોસમાં ચઢ્યો. રાષ્ટ્રપ્રેમની ખાતર ઠામ ઠામ સરકારી નોકરીઓ, ખિતાબો વગેરેને તિલાંજલિ અપાવા લાગી. અમદાવાદ મ્યુ૦ એ પણ આ કાર્યમાં બન્યું તે કર્યું.

શ્રીયુત દેસાઈને સરકાર તરફથી કહેણ મળ્યું કે તમારે સરકારી નોકરીમાં પાછા ફરવું અને તેમની નીમણુંક મુંબઇ એલ્ફીસ્ટન હાઇસ્કૂલમાં કરવામાં આવી. આ પ્રસંગ કટોકટીનો હતો. પૈસા કે પ્રતિષ્ઠા એ બેમાંથી એકની પસંદગી કરવાની હતી. રાષ્ટ્રપ્રેમથી રંગાએલા શ્રીયુત દેસાઇએ તરત જ નિશ્ચય કરી લાંબા વખતની સરકારી નોકરીને તિલાંજલિ આપી. સ્થાનિક સ્વરાજ્યની સેવા કાયમને માટે સ્વીકારી લીધી.

તેમના અમલ દરમિયાન અમદાવાદ મ્યુનિસિપલ પ્રાથમિક શાળાઓના વહીવટમાં થએલા સુધારા વધારાનો ઉલ્લેખ તેમને આપેલા માનપત્રમાં દર્શાવવામાં આવ્યો છે.

શ્રીયુત દેસાઇનું જીવન કેળવણીના કાર્યમાં કેટલું ઓતપ્રોત થએલું છે તે નીચે જણાવેલી સંસ્થાઓ સાથેના સંસર્ગથી વાંચકને સમજાશેઃ—(૧) અમદાવાદ જિલ્લાના માધ્યમિક શાળાના શિક્ષકો તથા આસિ૦ ડેપ્યુટિ યુનીયનના લગભગ ૧૫ વર્ષથી પ્રમુખ છે. [૨] સમસ્ત ગુજરાતની માધ્યમિક શાળાઓના શિક્ષકો તથા આસિ૦ ડેપ્યુટિઓની એસોસીએશનના લગભગ પંદર વર્ષથી ઉપપ્રમુખ છે. (૩) સમસ્ત ગુજરાત પ્રાથમિક શિક્ષકસંઘના પ્રમુખ છે. [૪] અમદાવાદ મ્યુ૦ નોકરમંડળના છેલ્લાં સાત વર્ષથી ઉપપ્રમુખ છે.

**જાહેર પ્રવૃત્તિ**

આ સિવાય જુદા જુદા જિલ્લાઓના પ્રાથમિક શાળાઓના શિક્ષકોના પ્રમુખસ્થાનેથી પ્રેરણાત્મક ભાષણો તેમણે આપેલાં છે. પ્રાથમિક શાળાના શિક્ષકોને અપાતા પગાર તેમને અસંતોષકારક લાગ્યા છે, અને તે સંબંધી તેમણે વારંવાર લેખો અને ભાષણો દ્વારા ઉહાપોહ કરેલો છે. સરકારે નિમેલી પ્રાથમિક તથા માધ્યમિક શાળાઓના અભ્યાસક્રમની પુનર્રચના કરવા નીમાએલી કમિટિમાં એક સભ્ય તરીકે કેળવણી કેવી હોવી જોઇએ તે સંબંધી પુરતી યોજના રજુ કરી હતી.

**સાહિત્યકાર**

ગુજરાત સાહિત્ય સભાના માનદ મંત્રી તરીકે શ્રીયુત દેસાઇ છેલ્લાં બાર વર્ષથી સેવા આપી રહ્યા છે. સાહિત્ય પરિષદ તરફથી પ્રસિદ્ધ થયેલા પાઠ્ય પુસ્તકના તેઓ સંગ્રાહક છે. તેઓ એક સમર્થ લેખક અને સમાજસુધારક છે. તેમણે લખેલાં પુસ્તકોમાં "કેટલીક વાર્તાઓ અને સંસારચિત્રો"માં જે આદર્શ ચિતાર રજુ કર્યો છે તે ધ્યાનમાં લેવા જેવો છે.

પાઠ્યપુસ્તકો સંબંધી ઠામઠામ ઉહાપોહ થતો જોવામાં આવે છે પરંતુ તે સંબંધમાં હજી સુધી કંઇ સંગીન કાર્ય થયું નથી. દેશનાં બાળકોને માદર વતનનો સાચો ઇતિહાસ મળે એ દૃષ્ટિએ શ્રીયુત દેસાઇએ ઇતિહાસનાં બે પુસ્તકો (૧) ગુજરાતના ઇતિહાસની સહેલી વાતો તથા (૨) હિંદભૂમિનો ઇતિહાસ નામનાં લખેલાં છે, આ ઉપરાંત નિવૃત્ત થયા પછી સમાજસુધારાના કાર્યને વધુ વેગવંતુ કરવા, "જ્યોતિર્ધર" નામનું જે પાક્ષિક પત્ર શરૂ થયું છે તેના તેઓ એક તંત્રી છે.

શ્રીયુત દેસાઇનો સ્વભાવ અતિ પ્રેમાળ છે. તેમનું હૃદય વિશાળ છે. પ્રાથમિક કેળવણીના કાયદાના ઉંડા અભ્યાસી અને નિષ્ણાત છે, તેમની કલમ અને વાણી સ્વતંત્રતાને ચાહનારી છે. ઇશ્વર પાસે આપણે એટલુ માગીએ કે તેઓ દીર્ઘાયુ થાય અને તેમનું નિવૃત્ત જીવન ગુજરાતને વધુ ઉપયોગી નીવડે.



# 'પ્રાણ'—પ્રશસ્તિ

શ્રી. કેશવ હ. શેઠ

સ્નેહપાત્ર સરોજ, કલાપૂર્ણ શરદેન્દુ, સ્વાતંત્ર્યપ્રિય સિંહ અને જળહળતા દીપજ્યોતિનાં રૂપક—ધ્વનિવડે શ્રી. પ્રાણલાલભાઇની જીવનકલાને ભાઇ કેશવ શેઠે આલેખી છે.

૧

પ્રભાતના કોમળ તેજ—અંચળે,
જળાશયે સ્વચ્છ—સ્ફટીકશા જળે ;
પ્રફુલ્લતી પંકજ—સોળ પાંખડી :
રૂડે નિહાળી મકરન્દ—આંખડી :

૨

સોળસોળ ખીલી એવી, પ્રાણ—પંકજ પાંખડી ;
વિદ્યાની વાડીઓ વિષે, વર્ષાવી જ્ઞાનની ઝડી .

૩

સુહાય વ્યોમે શરદેન્દુની કલા,
દુષ્કાળ શા એ પ્રહરો સમુજ્જ્વલા !
ચકોર-શું પોષણિયો પિયે અમી,
સમર્પતો ચન્દ્ર સુધા ઝમીઝમી :

૪

સોળસોળ કલા એની, પાંગરી જીવન નદે ;
શિક્ષકોને પરિતોષ્યા વિદ્યાધિકારીના પદે :

૫

સ્વમાન ચૂકે ન કદાપિ કેશરી,
સ્વતંત્રતા જન્મહકે જ છે વરી :
સ્વતંત્ર થઇ નોકરશાહિ—તંત્રથી,
સજી પ્રજામેવ 'સ્વમાન'-મંત્રથી :

૬

અને એવા જ ગુંજે છે શ્વાસો, જીવનગૂંજને,
"પૂજ્ય સત્તા નથી વિશ્વે, સેવા કેવળ પૂજ્ય છે :"

૭

ઝગાવતો દીપકમાળ, દીવડો,
પ્રસારતો મ્હેંક રસાળ, કેવડો ;
મિત્રો સદા પ્રકૃતિ પ્રાણપ્રેરણા :
ન એમને હોય કશી જ એષણા !

૮

જગાવી જ્યોત સાહિત્યે, ફોર્યા ધૂપ સુગન્ધના ;
પ્રેરણા પાઇ જે પ્રાણે, હો એને ધન્ય વન્દના .

## વડોદરા કોલેજમાં "પી. કે." પ્રસ્તુત ઉતારા માટે લેખ તળેનું ટિપ્પણ અવશ્ય વાંચો

"પી. કે." નું અંતર નિર્મલ, ને ઉત્સાહ સર્વગ્રાહી હતાં. પ્રમાણિક ને નિખાલસ, તે બધા તરફ સ્નેહાળતાથી જોતો; અને ઉંડા ભાવો અનુભવવાને અશક્ત, છતાં આછા ભાવને સ્થિર ને શાશ્વત સ્વરૂપે ટકાવી રાખવામાં નિપુણ હતો. એનો ઉત્સાહ ગગને સ્પર્શતો નહીં, તેમ કદિ અસ્ત થતો નહીં. તેની જિજ્ઞાસાની મર્યાદામાં જીવનનાં બધાં ક્ષેત્રો ને પ્રશ્નો આવી જતાં, અને દરેક વિષયનું તેનું જ્ઞાન પણ થોડું પણ ચોક્કસ હતું. તે પુસ્તકો કરતાં છાપાંનો ભક્ત વધારે હતો, અને ખાસ કરી હિંદની દરેક પ્રવૃત્તિ પર કંઈ ને કંઈ છોકરાઓને નવું કહી શકતો. ઇશ્વર ને ધર્મ, લોકશાસન 'વા સ્ત્રીસ્વાતંત્ર્ય, ન્યાય ને વિધવાલગ્ન, અંગ્રેજી સત્તા ને સ્વદેશી અભિલાષા–બધા પર તેના અભિપ્રાયો આગળ પડ્યા હતા. તે પ્રો. જગજીવન શાહની પ્રેરણાથી બંધાયા હતા, એમ કેટલાક માનતા હતા, છતાં તેને પ્રગતિના પયગંબરની પદવી વડોદરા કૉલેજના વિદ્યાર્થીઓ આપતા હતા. વિદ્યાર્થીઓમાં જે પ્રગતિવાદનો પંથ હતો તેનો તે નેતા હતો, અને ડીબેટીંગ સોસાયટીમાં જુના વિચારોને તિરસ્કારણીય ઠેરવવામાં મુખ્ય ભાગ લેતો.

—શ્રી. કનૈયાલાલ મુનશીના "સ્વપ્નદ્રષ્ટા" માંથી

તા. ક. અસલ પુસ્તકમાં આર. બી. નામ છે તેને બદલે જેમને ઉપલું વર્ણન લાગુ પડે છે તે પી. કે. નામ લખવામાં આવેલું છે. આ ઉતારો શ્રીયુત કનૈયાલાલ મુનશીએ પોતે જ મોકલી આપેલો છે.

---

[ પૃષ્ઠ ત્રીજાનું અનુસંધાન ]

છે. અમે બન્ને એકબીજાને સુખે સુખી થઇએ છીએ, એકબીજાને દુઃખે દુઃખી બનીએ છીએ.

પી. કે. એટલે સરળતા. એ તો જેવું મનમાં આવે એવું બોલે. એમના હૈયામાં કપટ નહીં, અને એમનો કોઇ દ્વેષી નહીં. એમને પણ જીવનમાં ઘણી મુશ્કેલીઓ નડી છે. ઇશ્વરે એમના કૌટુંબિક જીવન ઉપર પણ કૃપાદૃષ્ટિ નથી રાખી, તેમ છતાં પણ જીવનને એમણે આનંદમય વસ્તુ માની છે. હસી, હસાવીને એમણે દુઃખ વિસર્યાં છે ને વિસરાવ્યાં છે. એ આજે નોકરીમાંથી નિવૃત્ત થાય છે. પરિણામે અનેક ક્ષેત્રોમાં કાર્ય કરવાની એમને તક મળે છે, અને એકબીજાની મૈત્રીથી અમારાં જીવન સમૃદ્ધ કરતાં અનેક વર્ષો વિતાવવાની અમે આશા સેવીએ છીએ.

# ભાઇ 'પી. કે.'

## કેટલાંક અંગત સંસ્મરણો

લેખક:
શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી

શ્રી. મુનશી સ્વાનુભવના સ્મરણીય આલેખનથી શ્રી. દેસાઇના અભ્યાસક જીવનની જ્વલંત ઝાંખી કરાવે છે.

**૧૯૦૨** માં હું વડોદરા કૉલેજમાં ભણવા ગયો અને ત્યાં તેજ વર્ષે પ્રાણલાલભાઇની મૈત્રીનું મને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું આખી બોર્ડીંગ એમને "પી. કે." કહેતી અને હજી સુધી એમને વિષે ઉલ્લેખ કરતાં સ્નેહભર્યો શબ્દ "પી. કે." જ યાદ આવે છે. એમને પ્રાણલાલભાઇ કહેતાં આડંબર ને ઉમ્મરનું અંતર ઉભું થાય છે.

તે વખતે વડોદરા કૉલેજની બોર્ડીંગમાં બે મોટા પક્ષો હતા. એક પક્ષ સુધારકોનો હતો અને બીજો ધર્મચુસ્તોનો. સુધારકોના અગ્રણી ભાઇ પી. કે. હતા; અને એ પક્ષને પ્રો. જગજીવન વલ્લભજી શાહ તરફથી પ્રેરણા મળતી. ધર્મચુસ્તોને પ્રેરણા શ્રીમાન નૃસિંહચાર્યના પટ્ટશિષ્ય છોટાલાલ માસ્તરની મળતી. રાજકીય બાબતોમાં પણ પી. કે. ના વિચારો આગળ પડતા હતા. કૉલેજની પ્રવૃત્તિઓમાં પણ એ આગળ પડતો ભાગ લેતા. ૧૯૦૨ માં તે ડીબેટીંગ સોસાઇટીના મંત્રી હતા એમ મને યાદ છે. બોર્ડીંગમાં કોઇને પણ કોઇની ઓથની જરૂર પડે તો તે તરત જ પી. કે. પાસે દોડી જતો.

શરૂઆતથી મારે અને બોર્ડીંગના સુપરીન્ટેન્ડેન્ટની વચ્ચે ઝગડો થયો અને મારા વકીલ અને સલાહકાર તરીકે પી. કે. ને મેં સ્વીકાર્યા ત્યારથી અમારો સંબંધ શરૂ થયો. પાછળથી અમારે બેને એક જ ઓરડીમાં રહેવાનું થવાથી અમારો એ સંબંધ વધારે ગાઢ થયો. તે વખતે પી. કે. વડોદરા કૉલેજમાં સુંદર બોલનારાઓમાં એક હતા. એમની પ્રેરણાથી મેં ડીબેટીંગ સોસાઇટીમાં બોલવાનું શરૂ કર્યું. એમની સાથે રહી હું સોશીયલ રીફોર્મનો હીમાયતી થયો, અને એમની જ સોબતમાં મને કોંગ્રેસનો ચેપ લાગ્યો.

આ તો ૩૪ વર્ષ પહેલાંની વાત. ત્યાર પછી અમારા જીવનપ્રવાહ જુદા વહેવા માંડયા. એમણે નોકરી લીધી, હું મુંબઇ આવ્યો; એ અમદાવાદમાં, હું મુંબાઇમાં; એ ધંધે શિક્ષક, હું વકીલ; એ આસ્તે કામ કરનારા, પ્રકૃતિએ સરળ, સ્વભાવે નિર્મળ; હું ઉતાવળીયો, વગેરે વગેરે. અને છતાં આજે આટલાં વર્ષોમાં અમારો સંબંધ ઉંડો અને ગંભીર થતો ગયો છે. અમારી વચ્ચે કોઈવાર ગેરસમજનું વાદળ આવ્યું નથી. આજે મને એ પોતાનો નાનો ભાઇ ગણે છે અને કૉલેજમાં જેમ ઉપદેશ આપતા તેમ જ્યારે મળું છું ત્યારે અત્યારે પણ આપે

[ સાંધણુ પૃષ્ઠ બીજું જુઓ ]

## પ્રાણલાલ કીરપારામ દેસાઈ
# કેટલાંક અંગત સંસ્મરણો

શ્રી. દેસાઇના આ સુપ્રસિદ્ધ જ્ઞાતિબન્ધુ અને બાળસ્નેહીના સંસ્મરણો વાચકને જરૂર સુમધુર લાગશે.

લેખક :
શ્રી. કૃષ્ણલાલ નરભેરામ દેસાઇ
પ્રીતમનગર, અમદાવાદ

મ્હારા મિત્ર અને સ્નેહી શ્રી. પ્રાણલાલ કીરપારામ દેસાઈ અમદાવાદ મ્યુનિસિપલ નોકરીમાંથી નિવૃત્ત થતા હોવાથી, અમદાવાદની મ્યુનિ૰ પ્રાથમિક શાળાઓના શિક્ષકોએ એમની વિદાયગીરીના માનમાં એક સ્મારક ગ્રંથ પ્રસિદ્ધ કરવાની યોજના કરી છે અને હું શ્રી. પ્રાણલાલનો બાળમિત્ર હોવાથી આ ગ્રંથમાં, હું તેમના અંગત પરિચયો ને સ્મરણો સારી રીતે આલેખી શકું એમ માની લઈ ગ્રંથ–સમિતિના મંત્રીઓએ એમના સંબંધે કાંઇ લખવા માટે આપેલા નિમંત્રણને હું સહર્ષ વધાવી લઉં છું. જો કે અંગત બાળસ્નેહીનાં સ્મરણો એમની હયાતીમાં એક જાહેર ગ્રંથમાં લખી મોકલવાનું એક અંગત સ્નેહી માટે ઘણું મુશ્કેલ છે.

શ્રી. પ્રાણલાલ અને હું એકજ ન્યાતના, એકજ ગામના અને સરખી ઉમરના હોવાથી તેમની સાથે પ્રથમ પરિચય મને ક્યારે થયો તે અત્યારે મ્હારા સ્મરણમાં નથી. અમો બન્ને સમજણા થયા ત્યારથી જ અમે એકબીજાના ગાઢા પરિચયમાં આવેલા છીએ. અમારૂં બન્નેનું જન્મસ્થાન ભરૂચ જીલ્લામાં આવેલું આમોદ ગામ છે, પરંતુ તેમના પિતાશ્રી ભીલાગામમાં નોકરી કરતા હતા તેથી તેમનો બાળપણનો સમય ત્યાં વધારે વીતેલો; છતાંય વર્ષમાં ત્રણ ચાર માસ તો તેઓ આમોદમાં ગાળતાજ. ગુજરાતી પ્રાથમિક શિક્ષણ તેમણે આમોદમાં તથા ભીલાગામમાં લીધેલું, પરંતુ અમે બે એકજ વર્ગમાં હોઇએ એવું મ્હને અત્યારે યાદ નથી. આમોદની ઇંગ્લિશ શાળા તે વખતે તો ફક્ત ત્રીજા ધોરણ સુધીનીજ હતી, અમે બન્ને બીજા ધોરણમાં સાથે ભણતા હતા. આ વર્ગમાં પહેલો નંબર મેળવવા માટે બે પક્ષ પડયા હતા: આ બે પક્ષો વચ્ચે હંમેશાં હરિફાઇ ચાલતી, ને એમાં હું ને શ્રી. પ્રાણલાલ સામસામા પક્ષમાં હતા. તેમના પક્ષ તરફથી શ્રી. પ્રાણલાલ જ પ્હેલો નંબર રાખવા ભાગ્યશાળી થતા. આ હરિફાઇનાં મીઠાં સ્મરણો આજે કેટલીય વાર અમને હસાવે છે.

આમોદના અંગ્રેજી શિક્ષણનો અંત ફક્ત ત્રણ ધોરણમાં આવી જતો. આથી વધુ અભ્યાસ અર્થે અમે બંને વડોદરા રહેતા. તે સમયના સમાજસુધારાના વિચારોએ અમારા બંનેના ઉપર ઉંડી અસર કરી અને અમે તથા બીજા કેટલાક વિદ્યાર્થીઓ અને સ્નેહીઓએ મળી આમોદમાં ' બ્રહ્મક્ષત્રીય સમાજ ' નામનું મંડળ સ્થાપ્યું, આ અમારી જીંદગીમાં પહેલવ્હેલી

જાહેર પ્રવૃત્તિ; આ સમાજની પ્રવૃત્તિ રજા દરમ્યાન ચાલતી. સમાજ તરફથી આમોદ ગામમાં જાહેર મેળાવડાઓ ગોઠવવામાં આવતા, ને તેના પ્રમુખ તરીકે સરકારી અધિકારીઓ કે બીજા પ્રતિષ્ઠિત ગૃહસ્થોને આમંત્રવામાં આવતા. આ મેળાવડાનું પ્રમુખસ્થાન એક સમય ઉત્તર વિભાગના કમિશ્નર મી. લેલીએ લીધું હતું, વકતૃત્વશક્તિ ખીલવવા ભાષણોની હરિફાઇ પણ થતી ને મને યાદ છે કે સૌથી પ્હેલી હરિફાઇમાં શ્રી. પ્રાણલાલને પ્હેલા નંબરનું ઇનામ મળ્યું હતું.

અમારા ગામમાં જુના કાળથી દિવાળીના તહેવારોમાં જુગાર રમવાનો રિવાજ પડી ગયો હતો, ને તેમાં નાનાથી માંડી વૃદ્ધ ઉમર સુધીના સર્વ ચડસથી ગજા ઉપરાંત રમતા. અમે પણ એ બદીમાં ફસાયા હતા પણ સમાજની સ્થાપના કર્યા પછી નૂતન વિચારોએ અમને તે બદી વિરૂદ્ધ પ્રચાર કરવા પ્રેર્યા. અમારા સમાજના સર્વ સભ્યોએ એ રમતનો બહિષ્કાર કર્યો. પરંતુ મોટેરાઓએ તો જુગાર રમવાનું ચાલુજ રાખ્યું હતું—તેમના વર્તનમાં અમે કાંઇ ફેરફાર કરી શકતા નહિ. આ બહિષ્કાર ચળવળમાં શ્રી. પ્રાણલાલ અમારા સાથીદાર હતા.

આમોદના અમારા મિત્ર-મંડળમાંથી, ૧૮૯૮ની સાલમાં શ્રી. પ્રાણલાલ અને સ્વ. શ્રી. કનૈયાલાલ બળવંતરાય દેસાઈએ પ્હેલેજ વર્ષે મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી હતી. ૧૯૦૩ ની સાલમાં આમોદના પ્હેલા ગ્રેજ્યુએટસ તરીકે આ બંને ભાઇઓએ બી. એ. ની પરીક્ષા પસાર કરી હતી—તેઓ બંને આમોદ ગામના પ્હેલાજ ગ્રેજ્યુએટસ હતા. એમના કૉલેજના અભ્યાસ દરમ્યાન એક પ્રસંગ હજુય મ્હને યાદ છે. હાલના જમાનામાં રેડીઓ, તાર-ટેલીફોન અને રેલ્વે વગેરેની સગવડો હોવાથી પરીક્ષાનાં પરિણામો તુરત જ જાણી શકાય છે, પરંતુ અમારા અભ્યાસ-કાળ સમયે આમોદ ગામ રેલવે સ્ટેશનથી પંદરેક માઇલ દૂર હતું ને ત્યાં તારની પણ સગવડ નહતી. પરીક્ષાનાં પરિણામો મુંબઇથી આવતાં પત્રો દ્વારાજ જાણી શકતા. તે દિવસે પોષ્ટ ઑફીસ પર જ અમારા મિત્ર-મંડળની બેઠક રહેતી. ૧૯૦૦ ની સાલમાં શ્રી. પ્રાણલાલ, શ્રી કનૈયાલાલ, શ્રી. ઠાકોરલાલ ચીમનલાલ અને શ્રી. લલ્લુભાઈ લક્ષ્મીરામ—આ ચારે જણા પ્રીવિયસની પરીક્ષામાં બેઠેલા. પરીક્ષાના પરિણામને જણાવતા પત્રો શ્રી. કનૈયાલાલ તથા શ્રી. ઠાકોરલાલને મળી ગયા. શ્રી. લલ્લુભાઈ બ્હારગામ ગયા હતા એટલે તેમના પત્રની ખબર નહતી. શ્રી. પ્રાણલાલનો પત્ર આવ્યો નહિ. આથી તેઓ નાપાસ થયા હશે એમજ સર્વેએ માની લીધું. તેમની કૌટુંબિક સ્થિતિ સારી ન હોવાથી તેમના ઉતાવળીઆ સ્વભાવને લીધે તેમણે અભ્યાસ છોડી નોકરી ધંધે વળગી જવા નિશ્ચય કરી લીધો. આમોદ-મ્યુનિસિપાલિટીના સેક્રેટરીની જગ્યા ખાલી હતી, તે મેળવવા તેઓ તેજ દિવસે મામલતદાર મી. ડીકસનને મળી આવ્યા—આ સર્વ પ્રવૃત્તિથી એમના કુટુંબીજનો અજ્ઞાતજ હતા. પરંતુ બીજે દિવસે અન્ય મિત્રોનાં પરિણામ જાણવા માટે પોષ્ટઓફીસે ન્યુસપેપરો

જોવા હું ગયો ત્યારે મ્હેં શ્રી. પ્રાણલાલનું નામ સેકન્ડકલાસમાં જોયું ને પછી તો અમે દોડતા જઈ પ્રાણલાલને એ સમાચાર કહ્યા. તે દિવસનો આનંદ અનિવાર્ય હતો ને તેમનો નોકરી કરવાનો ખ્યાલ તુરત માટે તો પડતો મુકાયો.

આમોદની અમારી ન્યાત–પંચાયતમાં વિદ્યાર્થીઓનો અવાજ બીલકુલ નહોતો. પંચની સભામાં શાંતિથી કે મતપદ્ધતિથી કામ કરવાને બદલે ઘોંઘાટ અને પક્ષાપક્ષીથી કામ થતું અને મોટે ભાગે અંત તકરારમાંજ આવતો. અમારા અભ્યાસના સમય દરમ્યાન પંચની આ પદ્ધતિ સુધારવા અમે ખુબજ પ્રયાસ કરેલો. વગર નિમંત્રણે અમે પંચની સભામાં જતા, ન્યાય મેળવવા અને અપાવવા માટે વડિલોની તથા સગાસ્નેહીઓની અવકૃપા પણ વ્હોરવી પડતી–કેટલીક વાર ન્યાતના જમણવારોના પણ બહિષ્કાર કરવા પડતા. આમ ધીમે ધીમે પંચની સભાઓમાં અમારો અવાજ સંભળાતો કર્યો. અને તે એટલે સુધી કે થોડા વર્ષો પછી તો અમે યુવાનોજ પંચના કર્તાહર્તા થઇ પડ્યા. આ બધીય પ્રવૃત્તિમાં શ્રી. પ્રાણલાલ અમારા હંમેશના સાથીદાર જ હતા. અમારા યુવાનોની પ્રવૃત્તિમા કોનો કેટલા પ્રમાણમા ફાળો હતો તે નક્કી કરી શકાય એમ છેજ નહિ. સમાજને નામે એક જથે બધાને કામ કરવું પડતું ને એવા તો કેટલાય પ્રસંગો આવતા જેમાં વડિલો તેમજ સગા–સ્નેહિઓની ખફા નજર અમારે વ્હોરવી પડતી. શ્રી. પ્રાણલાલે આમાં આગેવાની ભર્યો પુરતો સાથ આપ્યો હતો.

શ્રી. પ્રાણલાલ ગ્રૅજ્યુએટ થઇને સરકારી નોકરીમાં જોડાઇ ગયા, મ્હારે જાપાન જવાનું થયું. આમ અમારા જીવનનાં વ્હેણુ જુદી જુદી દિશામાં વહેવા માંડ્યાં ને અમારો અરસપરસનો સમાગમ પણ તે દિવસોમાં ઓછો થતો ગયો.

સને ૧૯૧૦ માં બ્રહ્મક્ષત્રિય 'કોન્ફરન્સ' આમોદમાં ભરવાનો વિચાર અમે યુવાનોએ કર્યો. પણ અમારા ગામમા ત્યારે પણ રેલ્વેની સગવડ થઈ ન હતી. પરંતુ અમારા ઉત્સાહથી અગવડો દૂર કરી શકયા, ને સર્વ યુવાનોએ એકત્ર બળ અને ઉત્સાહથી 'કોન્ફરન્સ' ફત્તેહમંદ બનાવી. પરિષદના પ્રમુખ, સ્વ. શ્રી. મણિલાલ અજીતરાય ઠાકોર હતા અને સ્વાગત સમિતિના પ્રમુખ આમોદ ગામના વયોવૃદ્ધ શ્રી. નંદલાલભાઇ હતા. શ્રી પ્રાણલાલે સ્વાગત સમિતિના પ્રમુખનુ ભાષણ લખ્યું હતું–તેમનું ભાષણ નવીન વિચારોથી ભરપૂર હતું. ત્યાર પછીની અમદાવાદ ખાતે મળેલી કોન્ફરન્સમાં તે કોનફરન્સના પ્રમુખ સ્વ૦ દીવાન બહાદુર અંબાલાલભાઇએ પણ એ ભાષણ પ્રત્યે સર્વનું ધ્યાન ખેંચ્યું હતું.

સને ૧૯૧૬ ની સાલમાં શ્રી. પ્રાણલાલ પંચમહાલ જીલ્લામાં આસિ૦ ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર હતા. તેમણે ગોધરાના થોડા જ સમયમાં આગેવાન શહેરીઓની મિત્રતા મેળવી લીધેલી. મેં ગોધરા મ્યુનિસિપાલિટીના સેક્રેટરીની જગ્યાને માટે અરજી કરેલી હતી. ા માટે મારી સામે જબરા પ્રતિસ્પર્ધીઓ હોવા છતાં હું તે મેળવી શક્યો તેનું કારણ

શ્રી. પ્રાણલાલની લોકપ્રિયતા જ હતું. તેમણે અથાગ શ્રમ લઇ મારે માટે જરૂરી મતો મેળવી આપ્યા હતા.

સને ૧૯૧૭ ની સાલમાં ગોધરામાં બીજી રાજકીય પરિષદ ભરાઈ હતી અને હંમેશના રિવાજ મુજબ તેજ વખતે સંસાર સુધારા પરિષદ પણ ત્યાં ભરવી જ જોઇએ. પરંતુ રાજકીય પરિષદના કેટલાક મુખ્ય આગેવાનો આ પરિષદ ન ભરાય એમ પ્રયાસ કરતા હતા. સામાજીક બાબતોમાં ગોધરાની પ્રજા ઘણી જ પછાત અને તેમાં વળી આગેવાનોની સંસાર સુધારા પરિષદ માટેની અનિચ્છા હતી છતાંય, શ્રી. પ્રાણલાલે આગેવાની લઇ સં. સુ. પરિષદ ભરવાનું બીડું ઝડપ્યું. રાજકીય પરિષદના મુખ્ય આગેવાન શ્રી. વામન મુકાદમ પણ સં. સુ. પરિષદ નહિ ભરવા દેવા મક્કમ હતા ને તેમણે તો ખુલ્લેખુલ્લું કહ્યું હતું કે જેમ પુનામાં થયું હતું તેમ જ મહાસભાનો મંડપ સં. સુ. પરિષદ માટે વાપરવા આપવામાં નહિ આવે. પરંતુ આવી ધમકીઓની શ્રી. પ્રાણલાલ પર કાંઇ જ અસર ન થઇ. ઉલ્ટો તેમનો પરિષદ ભરવાનો ઉત્સાહ વધ્યો. તેમણે વર્તમાનપત્રો દ્વારા પ્રચારકાર્ય કરવા માંડયું અને તેમના પ્રયાસથી રાજકીય પરિષદના સ્વાગતમંડળના પ્રમુખ શ્રી. મણિલાલ મ્હેતા પાસેથી મંડપ વાપરવાની પરવાનગી પણ મેળવી. એમના ઉત્સાહ અને મહેનતથી પૂર્વે કોઇ પણ દિવસ નહિ ભરાયેલી એવી ગંજાવર સંસાર સુધારા પરિષદ ગોધરા જેવા નાના ગામમાં ભરાઇ હતી. આ પરિષદનાં પ્રમુખ શ્રી. શારદા બ્હેન મ્હેતા હતાં ને શ્રી. પ્રાણલાલ મંત્રી હતા. આ પરિષદમાં એક ખાસ નોંધવા જેવો પ્રસંગ બન્યો હતો. પરિષદના સ્વાગત મંડળના પ્રમુખ અને તેના કેટલાક મુખ્ય કાર્યકર્તાઓ સરકારી સ્થાનિક અમલદારો હતા. શ્રી. શારદા મ્હેતાનું ભાષણ છપાવવા માટે જ્યારે આવ્યું ત્યારે તે વાંચતાં તેમાં કેટલાક ઉદ્દામ રાજકીય વિચારોનો ઉલ્લેખ જણાયો. આ ઉદ્દામ વિચારો ભાષણમાં હોય તો સરકારી અમલદારોની સ્થિતિ કફોડી થાય ને તેમને સરકારની કડવી દૃષ્ટિના ભોગ બનવું પડે. શ્રી. શારદાબ્હેન સાથે મસલત કરી, ભાષણમાં ફેરફાર કરી છપાવવા જેટલો સમય હતો નહિ; ને ફેરફાર વિના જો ભાષણ છપાઇને વ્હેંચાય તો પરિષદ વિરૂદ્ધ પ્રચારકાર્ય કરનારને સબળ કારણો મળે અને અમલદારોની સ્થિતિ કફોડી થાય. પરંતુ શ્રી. પ્રાણલાલે આ જોખમદારી વ્હોરી લીધી અને શ્રી. શારદાબ્હેનને પુછાવ્યા વિના અમુક ફેરફારો કરી ભાષણ છપાવ્યું. શ્રી. શારદાબ્હેન પ્રથમ તો ખુબજ ગુસ્સે થયાં પરંતુ જ્યારે તેમને આખીય પરિસ્થિતિથી વાકેફ કર્યાં ત્યારે તેઓ શ્રી. પ્રાણલાલની જોડે સંમત થયાં. શ્રી. સુમંત મ્હેતા તો ખુબ જ નારાજ થયા હતા—કદાચ શ્રી. પ્રાણલાલ અને તેમની વચ્ચે ઉંચાં મન પણ થયાં હશે. છતાં ય બીજે દિવસે સં. સુ. પરિષદ છ થી સાત હજાર માણસની ભવ્ય મેદની વચ્ચે ફત્તેહમંદ રીતે ભરાઈ હતી, ડૉ. સુમંત મ્હેતા પણ જ્યારે ગોધરા જેવું પછાત ગામ—ને બીજા સંજોગોનો ખ્યાલ કરી શક્યા ત્યારે તેમણે આગલા દિવસની ઉતાવળી નારાજી માટે દિલગીરી જાહેર કરી

હતી. આ પ્રવૃત્તિને કારણે શ્રી. પ્રાણલાલની પંચમહાલ જીલ્લામાંથી બદલી થઈ હતી ને ઉપરી અમલદારોની અવકૃપા વ્હોરવી પડી હતી. પરંતુ કેટલીક વખતે દેખીતા અણગમતા પ્રસંગોમાંથી સુંદર પરિણામ નીપજે છે તેમજ શ્રી. પ્રાણલાલના જીવનમાં પણ બન્યું. તેમની બદલી ભરૂચ જીલ્લામાં થઇ ને જે શાળાઓમાં એમણે પ્રાથમિક અને અંગ્રેજી શિક્ષણ લીધું હતું તે જ શાળાઓનું ઇન્સ્પેકશન તેમને સરકારી અમલદાર તરીકે કરવાનું આવ્યું-આ યોગને તેમણે એમના જીવનનો એક અમુલ્ય પ્રસંગ માન્યો. તેમણે ભરૂચ જીલ્લામાં આસી. ડેપ્યુટી એડયુકેશનલ ઇન્સ્પેકટર તરીકે કામ કર્યું તે સમય દરમ્યાન ત્રણ માસ એ જીલ્લામાં ડેપ્યુટી એડયુકેશનલ ઇન્સ્પેકટર તરીકે પણ કામ કર્યું હતું.

ત્યાર પછી તુરત જ તેઓ અમદાવાદ મ્યુનિસિપલ નોકરીમાં જોડાયા. સને ૧૯૨૧ માં ગોધરાની મ્યુના સેક્રેટરીની જગ્યાનું રાજીનામું આપી મહાસભાના કાર્યમાં જોડાવા માટે પણ અમદાવાદ આવવાનું થયુ ત્યારથી અત્યાર સુધી એકજ ગામમાં અમે બને રહીએ છીએ. અનેક પ્રસંગોએ અમે મળીએ છીએ ને બાળ-સ્મરણો સંભારતાં અમને ખુબજ આનંદ થાય છે-એ મિત્રતા તાજી કરી આપવા માટે પ્રભુના અમે હંમેશના આભારી છીએ.

મ્યુ૦ નોકરીમા જોડાયા પછીની તેમની ૧૭ વર્ષની અમદાવાદની પ્રવૃત્તિઓની આ ગ્રંથના યોજકને સારી રીતે માહિતી છે માટે તે સંબંધે મારે કાંઇ જ કહેવાની જરૂર નથી

---

# પ્રાથમિક કેળવણી
અને
# રા. પ્રાણલાલ કીરપારામ દેસાઈ

લેખિકા :
વિદ્યાબ્હેન રમણભાઈ નીલકંઠ

શિક્ષણના આદ્ય પાયારૂપ જે પ્રાથમિક કેળવણી, તેના વિકાસમાં શ્રી. દેસાઈનો કેવો ફાળો છે, તે શ્રી. વિદ્યાબ્હેન જાતિ-અનુભવથી જણાવે છે.

શિક્ષણનો પાયો તે પ્રાથમિક શિક્ષણ છે અને તેના પર જ માધ્યમિક તથા ઉચ્ચ કેળવણીનો આધાર છે. જૂના વખતની ધૂળીઆ નિશાળો બદલાઇ કેળવણીખાતાની શરૂઆત થઈ ત્યારથી આપણે ત્યાં પદ્ધતિસરની પ્રાથમિક કેળવણીનો આરંભ થયો. અડધા પોણા સૈકાથી આ જાતની કેળવણી અપાય છે, તેમાં ઝાઝો ફેરફાર થયો નથી એટલે ખાતાની અને મ્યુનિસિપલ શાળાઓ ચાલતે આવેલે ચીલે ચાલી રહી છે. એમ તો કોઈ કહીજ ન શકે કે એમાં કોઈ ઉણપ કે ખામી નથી. ઘણા ફક્ત બૂમોજ પાડીને બેસી રહે છે કે આપણી કેળવણી જોઇએ તેવી નથી, તેમાં ફેરફાર કરવો જોઇએ વગેરે; પરંતુ બાળકોને કેવું શિક્ષણ આપવું, તેમાં કયા વિષયોનો સમાવેશ કરવો તથા અમુક વર્ષમાં આપવાના શિક્ષણનો કેવો ક્રમ રાખવો એ બાબત ઉંડો વિચાર કરનારા થોડાજ હોય છે. શિક્ષણમાં આવતી મુશ્કેલીઓ, બાળકોનું ગજુ કેટલું છે એ બધી બાબતો સક્રિય કામ કરનાર સિવાય બીજાને ભાગ્યેજ આવે. ટેબલ ખુરશી પર બેસી કાલ્પનિક વિભાગો અને પ્રમાણો તેમજ રચનાઓ કરવામાં આવે તેમાં અનેક વ્યવહારૂ અડચણો પડે છે, જે શિક્ષણક્રમ યોજનારની ધ્યાન બહાર રહેવું ન જોઇએ.

ગુજરાતમાં પ્રાથમિક શિક્ષણનો ઉંડો અને વ્યવહારૂ અભ્યાસ કરનારી થોડી વ્યક્તિઓમાં રા. પ્રાણલાલ કીરપારામ દેસાઇનું નામ અગ્રપદે આવે તેમ છે. એ શિક્ષણની સઘળી ખાંચખુંચો તેમણે ઘુંટી પીધી છે અને એ વિષયના પારંગત તેમને કહેવામાં અતિશયોક્તિ નથી. એ બાબતમાં જ્યારે જ્યારે કોઇ ફેરફારની સુચના કેળવણીખાતા અગર બીજા કોઈ તરફથી થાય છે ત્યારે રા. પ્રાણલાલ હમેશ તે સંબંધમાં વિચારપૂર્વક પોતાના અભિપ્રાય જાહેર કરે છે અને તે ઘણા મનનીય હોય છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીના સ્કૂલબોર્ડ એડમીનીસ્ટ્રેટીવ ઓફીસર તરીકેના તેમના વિશાળ અનુભવે તેમને એ વિષયમાં નિષ્ણાત બનાવ્યા છે, એટલે એ સંબંધમાં તેમના મત માનનીય અને પ્રમાણભૂત ગણી શકાય. તેઓએ શિક્ષણનું કામ માધ્યમિક શાળામાં કરેલું અને પ્રાથમિક શિક્ષણના જાતે શિક્ષક નહોતા તેથી બાલમાનસનો તેમનો પરિચય કાંઇક ઓછો હોય તે સંભવિત છે છતાં શિક્ષણશાસ્ત્ર તેમનું પોતાનું જ ક્ષેત્ર છે.

રા. પ્રાણલાલ પ્રગતિમાન વિચારના હોઇ સામાજિક અને રાજકીય વિચારોમાં આગળ પડતા છે. સમાજસુધારાનું મહત્ત્વ તેઓ સંપૂર્ણ રીતે જાણે છે. હાથ નીચેના તેમજ

ઉપરીઓને સારી સલાહ આપનાર છે અને દૃઢ મતના છતાં દુરાગ્રહી નથી. સ્ત્રીજનોને હંમેશ માન આપનાર છે અને કન્યાકેળવણીમાં પૂર્ણ શ્રદ્ધાવાળા છે. નાત જાત કોમના ભેદથી પર છે. અમદાવાદ મ્યુનિસિપલ શાળાઓ એટલે ૭ લાખના વહીવટનું એક નાનું રાજ્ય. તેનો વહીવટ કરવામાં જે બાહોશી, પ્રમાણિકતા, કાર્યદક્ષતા અને ન્યાયી દૃષ્ટિ રાખવી જોઈએ તે રાખવામાં ફત્તેહમંદ થયા છે. અલબત્ત દરેકેદરેક જણને પ્રસન્ન કરી શકવાનું અશક્ય છે પરંતુ કર્તવ્યનિષ્ઠાથી ન્યાયપૂર્વક અમલ ચલાવવાને લીધે તેઓ તેમના શિક્ષકો તેમજ સ્કૂલ-બોર્ડના તમામ સભ્યોનો ચાહ મેળવી શક્યા છે. દરેક પ્રશ્નને તેના ગુણદોષની દૃષ્ટિએ જોવો અને તે પરથી બાંધેલો મત નિખાલસપણે દર્શાવવો એ એમના કાર્યનો માર્ગ છે.

રા. પ્રાણલાલે છેલ્લાં પાંચ ૭ વર્ષમાં સ્કૂલબોર્ડના કારભારમાં મને કીમતી મદદ કરી છે તે આ તકે સ્વીકારું છું. તેઓ સાહિત્યના શોખીન છે, લેખક છે અને વિચારક છે. વાનપ્રસ્થ થયા પછી શિક્ષણના તેમજ અન્ય વિષયના પોતાના અનુભવનો લાભ ગુર્જર પ્રજાને આપતા રહેશે એવી આશા સહિત આ નાનો લેખ સમાપ્ત કરું છું.

---

"જે રાજ્ય અને જે સમાજ શિક્ષકોને પુરતું વેતન પણ આપતી નથી, જે રાજ્ય અને જે સમાજમાં શિક્ષકોને યોગ્ય માન પ્રતિષ્ઠા મળતાં નથી, જે રાજ્ય અને જે સમાજ શિક્ષકોને હડધુત કરે છે તે રાજ્ય અને તે સમાજને શિક્ષકો અને શિક્ષિકાઓ પાસેથી સતત્ ઉદ્યોગ, ઉંચી કોટિનું બુદ્ધિબળ, નિષ્કલંક ચારિત્ર અને ઉંચી જાતની કર્તવ્યપરાયણતાની માગણી કરવાનો તેમ આશા રાખવાનો શો અધિકાર છે?"

—શ્રી. પી. કે. દેસાઈ

## શ્રીયુત પ્રાણુલાલભાઇની
# લોકપ્રિયતાનું રહસ્ય

લેખક:
**શ્રી. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, બી. એ.**

શ્રી. દેસાઇના ઘણા જૂના મિત્રોમાંના એક અને જાહેર પ્રવૃત્તિઓમા સાથે રહી કામ કરનાર શ્રી. પારેખ, શ્રી. દેસાઇનો સુંદર જીવનપરિચય કરાવે છે.

મારા એક નજીકના સંબંધની પત્નીએ પ્રશ્ન કર્યો કે શ્રીયુત પ્રાણુલાલભાઇમાં એવું શું ગૂઢ રહેલું છે કે એમના સન્માનમાં આટઆટલા જાહેર મેળાવડાઓ અને પ્રીતિભોજનો, જૂદી જૂદી સંસ્થાઓ તરફથી ચાલુ થયે જ જાય છે? કોઇ મ્હોટા ઑફિસર ઉંચા હોદ્દા ઉપર જાય કે બહારગામ તેમની બદલી થાય તો આવા પ્રકારની ધામધુમ કે હોંસાતુસી સમજી શકાય છે; પણ શ્રીયુત પ્રાણુલાલભાઈ હવે નિવૃત્ત થાય છે અને એમની પાસેથી આમાંના કોઈને કાંઇ બદલાની કે કાંઇ લાભની આશા સંભવતી નથી; તો પછી આનું અંતર્ગત રહસ્ય શું છે તે કહેશો?

જેઓ શ્રીયુત પ્રાણુલાલભાઈના નિકટ પરિચયમાં આવેલા નથી, તેમને આ પ્રશ્ન ગુંચવે ખરો; તેમાં તેમને અતિશયતા પણ લાગે; વાસ્તવિક રીતે આ સઘળા પ્રસંગોમાં, એમાંના કોઇ પણ સમારંભમાં હાજરી આપનાર, કહી શકશે કે એ પ્રસગે એમના પ્રત્યેના સદ્‌ભાવ અને પ્રેમની લાગણી મુખ્યત્વે દૃષ્ટિગોચર થતી હતી, અને તેનું કારણ સમજવા આપણે સહજ પ્રયત્ન કરીશુ.

શ્રીયુત પ્રાણુલાલ એક કેળવણીકાર છે; એમનું આખું જીવન કેળવણીના ક્ષેત્રમાં વ્યતિત થયલું છે; એક શિક્ષક તરીકે, એક ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે અને એક એડમિનિસ્ટ્રેટીવ ઑફિસર તરીકે એમની કારકિર્દી યશસ્વી નિવડેલી છે; અને તેની પ્રશંસા થયેલી છે; પણ એમની લોકપ્રિયતા એકલાં તે કાર્યો ઉપર રચાયલી નથી.

કોલેજજીવનના આરંભથી તેઓ નવા સમાજસુધારાના વિચારોની વકીલાત કરતા આવ્યા છે; તે વિચારોને જીવનમાં ઉતારવા પ્રયાસ કરેલા છે અને તેના પ્રચારાર્થે સતત્ પ્રયત્ન કરતા આવ્યા છે, જે કાર્યમાં એમનું ઉંચું વકતૃત્વ વિશેષ મદદગાર થઈ પડેલું છે; એ સઘળું કહેવું પડશે કે એમની બહોળી લોકપ્રિયતાનું ખાસ કારણ નથી.

વડોદરા કોલેજમાં તેઓ અભ્યાસ કરતા ત્યારથી સાહિત્ય, ઇતિહાસ અને સંસાર-સુધારો, એ વિષયો ઉપર રસપ્રદ અને માહિતીભર્યા લેખો લખતા; કોલેજના વર્તુલ બહાર

ઉપરીઓને સારી સલાહ આપનાર છે અને દૃઢ મતના છતાં દુરાગ્રહી નથી. સ્ત્રીજાતિને હમેશ માન આપનાર છે અને કન્યાકેળવણીમાં પૂર્ણ શ્રદ્ધાવાળા છે નાત જાત કોમના ભેદથી પર છે. અમદાવાદ મ્યુનિસિપલ શાળાઓ એટલે ૭ લાખના વહીવટનું એક નાનું રાજ્ય તેનો વહીવટ કરવામાં જે બાહોશી, પ્રમાણિકતા, કાર્યદક્ષતા અને ન્યાયી દૃષ્ટિ રાખવી જોઇએ તે રાખવામા ફત્તેહમંદ થયા છે અલબત્ત દરેકેદરેક જણને પ્રસન્ન કરી શકવાનું અશક્ય છે પરંતુ કર્તવ્યનિષ્ઠાથી ન્યાયપૂર્વક અમલ ચલાવવાને લીધે તેઓ તેમના શિક્ષકો તેમજ સ્કૂલબોર્ડના તમામ સભ્યોનો ચાહ મેળવી શક્યા છે દરેક પ્રશ્નને તેના ગુણદોષની દૃષ્ટિએ જોવા અને તે પરથી બાંધેલો મત નિખાલસપણે દર્શાવવો એ એમના કાર્યનો માર્ગ છે

રા. પ્રાણલાલે છેલ્લા પાંચ ૭ વર્ષમા સ્કૂલબોર્ડના કારભારમા મને કીમતી મદદ કરી છે તે આ તકે સ્વીકારૂં છું તેઓ સાહિત્યના શોખીન છે, લેખક છે અને વિચારક છે. વાનપ્રસ્થ થયા પછી શિક્ષણના તેમજ અન્ય વિષયના પોતાના અનુભવનો લાભ ગુર્જર પ્રજાને આપતા રહેશે એવી આશા સહિત આ નાનો લેખ સમાપ્ત કરૂં છું

---

"જે રાજ્ય અને જે સમાજ શિક્ષકોને પુરતું વેતન પણ આપતી નથી, જે રાજ્ય અને જે સમાજમા શિક્ષકોને યોગ્ય માન પ્રતિષ્ઠા મળતા નથી, જે રાજ્ય અને જે સમાજ શિક્ષકોને હડધુત કરે છે તે રાજ્ય અને તે સમાજને શિક્ષકો અને શિક્ષિકાઓ પાસેથી સતત્ ઉદ્યોગ, ઉચી કોટિનુ બુદ્ધિબળ, નિષ્કલંક ચારિત્ર અને ઉચી જાતની કર્તવ્યપરાયણતાની માગણી કરવાનો તેમ આશા રાખવાનો શો અધિકાર છે?"

—શ્રી. પી. કે. દેસાઈ

## શ્રીયુત પ્રાણલાલભાઇની

# લોકપ્રિયતાનું રહસ્ય

લેખક
શ્રી. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, બી એ

શ્રી. દેસાઇના ઘણા જૂના મિત્રોમાના એક અને જાહેર પ્રવૃત્તિઓમા સાથે રહી કામ કરનાર શ્રી. પારેખ, શ્રી. દેસાઇનો સુંદર જીવનપરિચય કરાવે છે.

મારા એક નજીકના સબંધની પત્નીએ પ્રશ્ન કર્યો કે શ્રીયુત પ્રાણલાલભાઇમા એવુ શુ ગૂઢ રહેલુ છે કે એમના સન્માનમા આટઆટલા જાહેર મેળાવડાઓ અને પ્રીતિભોજનો, જુદી જુદી સસ્થાઓ તરફથી ચાલુ થએ જ જાય છે? કોઇ મ્હોટો ઑફિસર ઉચા હોદ્દા ઉપર જાય કે બહારગામ તેમની બદલી થાય તો આવા પ્રકારની ધામધુમ કે હોસાતુસી સમજી શકાય છે, પણ શ્રીયુત પ્રાણલાલભાઈ હવે નિવૃત્ત થાય છે અને એમની પાસેથી આમાના કોઈને કાંઇ બદલાની કે કાઇ લાભની આશા સભવતી નથી, તો પછી આનુ અતર્ગત રહસ્ય શુ છે તે કહેશો?

જેઓ શ્રીયુત પ્રાણલાલભાઈના નિકટ પરિચયમા આવેલા નથી, તેમને આ પ્રશ્ન ગુચવે ખરો, તેમા તેમને અતિશયતા પણ લાગે, વાસ્તવિક રીતે આ સઘળા પ્રસગોમા, એમાના કોઇ પણ સમારભમા હાજરી આપનાર, કહી શકશે કે એ પ્રસગે એમના પ્રત્યેના સદ્ભાવ અને પ્રેમની લાગણી મુખ્યત્વે દૃષ્ટિગોચર થતી હતી, અને તેનુ કારણ સમજવા આપણે સહજ પ્રયત્ન કરીશુ

શ્રીયુત પ્રાણલાલ એક કેળવણીકાર છે, એમનુ આખુ જીવન કેળવણીના ક્ષેત્રમા વ્યતિત થયનું છે, એક શિક્ષક તરીકે, એક ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર તરીકે અને એક એડમિનિસ્ટ્રેટીવ ઑફિસર તરીકે એમની કારકિર્દી યશસ્વી નિવડેલી છે, અને તેની પ્રશસા થયેલી છે, પણ એમની લોકપ્રિયતા એકલા તે કાર્યો ઉપર રચાયલી નથી

કોલેજજીવનના આરભથી તેઓ નવા સમાજસુધારાના વિચારોની વકીલાત કરતા આવ્યા છે, તે વિચારોને જીવનમા ઉતારવા પ્રયાસ કરેલા છે અને તેના પ્રચારાર્થે સતત્ પ્રયત્ન કરતા આવ્યા છે, જે કાર્યમા એમનુ ઉચુ વકતૃત્વ વિશેષ મદદગાર થઈ પડેલુ છે, એ સઘળું કહેવુ પડશે કે એમની બહોળી લોકપ્રિયતાનુ ખાસ કારણ નથી

વડોદરા કોલેજમા તેઓ અભ્યાસ કરતા ત્યારથી સાહિત્ય, ઇતિહાસ અને સંસાર-સુધારો, એ વિષયો ઉપર રસપ્રદ અને માહિતીભર્યા લેખો લખતા, કોલેજના વર્તુલ બહાર

પણ તે લેખોની પ્રશંસા થતી અને " સંસારચિત્રો અને કેટલીક વાર્તાઓ "ના લેખક તરીકે સાહિત્યસૃષ્ટિમાં તેઓ જાણીતા છે; પણ એમની લોકપ્રિયતા તેને આભારી નથી.

કેળવણીના પ્રશ્નોના એક સારા જાણકાર, અનુભવી અને અભ્યાસી તરીકે એમની પ્રતિષ્ઠા બંધાયલી છે; અને તેને લઇને અનેક કેળવણી વિષયક સંસ્થાઓ સાથે, પ્રમુખ, ઉપપ્રમુખ કે મંત્રી તરીકે એમનું નામ સંકળાયલું છે, તેમ પ્રસંગોપાત મળતી કેળવણીને લગતી સભાઓ અને કોન્ફરન્સો વગેરેના પ્રમુખપદે શ્રીયુત પ્રાણલાલને નિમંત્રવામાં આવેલા છે. આમ તેમની શકિત અને બાહોશીની કદર થયલી છે; પણ એમની લોકપ્રિયતા તે ઉપર અવલંબી નથી.

હાથ નીચેના એક હજાર સ્ત્રી પુરૂષોના મ્હોટા સ્ટાફને, તેમાંય તે શિક્ષક અને શિક્ષિકા જેવા વાચાળવર્ગને, ભિન્નભિન્ન રૂચિવાળા, આશા અને પ્રલોભનોથી ખેંચાતા સ્ટાફને, સંતોષવો અને ખુશી રાખવો, એ કેવું કઠિન કાર્ય છે, એ જેમને એવા વહિવટનો સહેજ પણ અનુભવ હશે તે સહેલાઇથી સમજી શકશે. એ કાર્ય માત્ર વિદ્વત્તાથી કે સખ્તાઇથી, ખટપટથી કે જાસુસીથી, પાર પડતું નથી; તે કાર્ય સારૂ સૌમ્ય સ્વભાવની સાથે દક્ષતા, તેમજ ઉંડી સાદી સમજ અને વિશેષ કરીને સહાનુભૂતિ અને કલ્પનાની જરૂર હોય છે; અને એ સર્વ ગુણો શ્રીયુત પ્રાણલાલમાં–એમના વર્તનમાં નજરે પડશે.

તેઓ બુદ્ધિશાળી અને બાહોશ હતા, હોંશિયાર અને કાર્યદક્ષ હતા, એથી એમનું કાર્ય જરૂર સફળ થયું એ વિષે બે મત નથી; પણ એમની લોકપ્રિયતા એ ગુણો ઉપરાંત એમના સ્વભાવના બીજા સદ્અંશોને મુખ્યત્વે આભારી છે એ હું હવે બતાવીશ અને તે મારા સમજવા પ્રમાણે એમનો માયાળુ, મમતાળુ સુશીલ અને સ્નેહાળ સ્વભાવ છે.

પૂર્વે કેળવણીકારો અનેક થયલા છે; બાહોશ કાર્યકર્તાઓ પણ આવી ગયા છે, બીજાં ક્ષેત્રોમાં પણ તે લોકોએ નામના મેળવી હતી; પણ શ્રીયુત પ્રાણલાલ જેવી લોકપ્રિયતા તેમાંના બહુ થોડાને વરી હશે, એમ કબુલ કરવું પડશે.

જીવનમાં એકલી વિદ્વત્તા કે જ્ઞાન, બાહોશી કે હોશિયારી, જો કે મદદગાર નિવડે છે પણ તેની સફળતા માટે ઉચું ચારિત્ર્ય આવશ્યક છે; તે વડે મનુષ્ય પંકાય છે; અને માન પામે છે; અને શ્રીયુત પ્રાણલાલની લોકપ્રિયતા મારા અભિપ્રાયે તેમના માયાળુ, મમતાળુ અને સૌજન્યભર્યા સ્વભાવનું પરિણામ હતું.

એમના સ્વભાવનો મુખ્ય અંશ એમના જીગરની સચ્ચાઇ, એમના પરિચયમાં આવનાર કોઈ પણ વ્યક્તિને, સ્પષ્ટ રીતે ઉપર તરી આવતી અનુભવવામાં આવશે.

કોઇ પણ કાર્ય તેમને સુપરત કરો, પછી તે ન્હાનું હોય કે મ્હોટું હોય, કોઇ સામાન્ય પુરૂષનું હોય કે કોઈ મ્હોટી વ્યક્તિનું હોય; પણ એ સર્વમાં તેઓ એકનિષ્ઠાથી લાગણીપૂર્વક

ધ્યાન આપવાના; એટલું જ નહિ પણ તેની સિદ્ધિમાં તેમનો સમય અને શક્તિ ખર્ચે અને જ્યારે પોતાને સંતોષ થાય ત્યારે જ જંપે. એટલે એમની સહાયતા અને મૈત્રી હમેશાં મૂલ્યવાન થઇ પડે છે; અને એ ઉપકારવશ લાગણીથી પ્રેરાઇ સૌ કોઇ એમને પોતીકા સ્નેહી અને અંગત મિત્ર માને છે.

તેઓ ન્હાના મ્હોટાના ભેદમાં ઝાઝું માનતા નથી; સૌ પ્રત્યે સમાનભાવે અને માયાથી વર્તે છે. એઓનો એ માયાળુ ગુણજ દોઢસો મ્યુનિસિપલ શાળાઓના એક હજાર શિક્ષક અને શિક્ષિકાઓના મ્હોટા સ્ટાફને વશ કરવામાં અને તેમનો ચાહ મેળવવામાં મદદગાર થયલો હું જોઉં છું અને એમના એ સૌજન્યભર્યા માયાળુ સ્વભાવનું એક દૃષ્ટાંત જે જોવાને મને અનાયાસે પ્રસંગ મળેલો તે અત્રે નોંધીશ.

સાહિત્યસંમેલનના કામના અંગે શ્રીયુત પ્રાણલાલને મળવા હું એમની ઓફિસે ગએલો. તે વખતે બે નવી શિક્ષિકા બ્હેનો, નોકરી ઉપર ચઢેલી પણ અવેજીમાં કામ કરતી, અને તેની મુદત પૂરી થએલી કે થવાની તૈયારીમાં, અને ઘેર બેસવું ન પડે તેથી તેઓ એ ચિંતામાં એમને રૂબરૂ મળવા આવેલી. બપોરનો સમય અને જુન માસનો ધીકતો અમદાવાદનો તાપ; તે બ્હેનોની હકીકત સાંભળતાં શ્રી. પ્રાણલાલે કહ્યું કે "તમારે માટે યોગ્ય વ્યવસ્થા થઈ ચૂકી છે; અને તેના હુકમો સુદ્ધાં નીકળી ચૂકયા છે; આવા તાપમાં તમારે અહીં આવવાની કશી જરૂર નહોતી, એ વિષે કશી ચિંતા કરશો નહિ."

એ ઉત્તરમાં નવીન કશું નહોતું; જો કે આખા તંત્રની વિગતોથી તે કેવા વાકેફ રહેતા એ જણાઇ આવે છે; પણ તેમાં આપણને માન ઉપજે અને આશ્ચર્ય પમાડે એવો એ બ્હેનો પ્રત્યેનો એમનો સન્માન ભર્યો વર્તાવ હતો. એવો માયાળુ અધિકારી હાથ નીચેના હજારો પુરૂષ અને સ્ત્રીઓનાં માન અને ચાહ સંપાદન કરે એમાં શી નવાઇ!

એમની ખાસીયતનો બીજો એક પ્રશસ્ય અંશ, જે તે પ્રશ્ન, વ્યક્તિ વા સંસ્થા પ્રત્યેનું એમનું મમત્વ છે.

એમને સરકારી કેળવણીખાતું છોડે આજે લગલગ સત્તર વર્ષ થયાં; તેમ છતાં તે ખાતાની બધી હકીકતથી પોતે વાકેફ રહે અને જે કોઈ મિત્ર તેમની પાસે સલાહ કે સૂચના માટે આવે તેમને પૂરેપૂરી સહાયતા કરે, તે માટે પોતાથી બનતું બધું જ કરે.

શ્રીયુત શંકરલાલ શાહે અમદાવાદ મ્યુનિસિપલ નોકરમંડળના શ્રીયુત પ્રાણલાલના સન્માન અર્થે નિયોજિત મેળાવડા પ્રસંગે વિવેચન કરતાં ખુલ્લી રીતે જણાવ્યું હતું કે સ્કૂલ-બૉર્ડનો વહિવટ એક જુદા ખાતા તરીકે થાય છે, અને શ્રીયુત પ્રાણલાલને સીધી રીતે મ્યુનિસિપલ નોકરો સાથે કશી નિસ્બત નહિ હોવા છતાં પણ એમના સ્વાતંત્ર્યપ્રિય સ્વભાવને

કાંઈ પણ ખોટું કે કોઈના હક્ક પર તરાપ પડતો કે અન્યાય થતો ન જ રૂચે, અને એ લાગણીથી પ્રેરાઈને અને સંગઠન બળની આવશ્યકતા વિચારીને એમણે અમદાવાદ મ્યુનિસિપલ નોકરમંડળને અસ્તિત્વમાં આણવામાં તેમજ તેના હકના પ્રતિપાદનમાં આગળ પડતો ભાગ લીધેલો છે, અને કોઈ કઠિન પ્રસંગ ઉપસ્થિત થતાં, મંડળની પ્રતિષ્ઠાને હાનિ પહોંચે એવું એમણે કાંઈ કર્યું નથી, એટલું જ નહિ પણ મંડળનો કેસ હમેશાં મક્કમતાથી અને નિડરપણે એમણે રજુ કરેલો છે, અને તે બદલ અમદાવાદ મ્યુનિસિપલ નોકર મંડળ તેમનું સન્માન કરે એ સ્વાભાવિક છે. તે અંતરના ઉપકારની અને સદ્‌ભાવની લાગણી માત્ર વ્યક્ત કરે છે.

તેઓ બ્રહ્મક્ષત્રિય છે; અને એ જ્ઞાતિ તેની મુત્સદ્દીગીરી માટે પ્રસિદ્ધ છે; શ્રીયુત પ્રાણલાલના પિતા મીવાંગામના ઠાકોરના કારભારી હતા; એટલે તે ગુણો એમનામાં વારસામાં ઉતરી આવેલા છે; એટલુ જ નહિ પણ કુનેહ વડે એમણે એ ગુણોને સારી રીતે ખીલાવ્યા છે.

એમના સ્નેહાળ સ્વભાવના અને ઉપરોક્ત મમત્વના ગુણ વડે પરજ્ઞાતિમાં એમના જેટલા મિત્રો છે એટલા એમની સ્વજ્ઞાતિમાં નહિ મળે; જો કે સ્વજ્ઞાતિ માટે એમને ઓછું અભિમાન નથી. સ્વર્ગસ્થ ધીરજલાલ નાણાવટી એમના ગાઢ મિત્ર હતા, એ એમના અવસાન પ્રસંગે શ્રીયુત પ્રાણલાલે "ગુજરાત સમાચાર"માં જ્યારે અંજલિ લેખ લખી મોકલ્યો ત્યારે જ ઘણાએ જાણ્યું હતું; અને આપણા અગ્રગણ્ય સાક્ષર શ્રીયુત કનૈયાલાલ મુનશી તો એમને પોતાના સલાહકાર, શુભચિંતક અને સ્નેહી માને છે. એવી રીતે શ્રીયુત પ્રાણલાલને નિજ સ્નેહી ગણતા સંખ્યાબંધ પુરુષો કેળવણી ખાતાના અને એ ખાતા બહારના મળી આવશે; અને તે એમના માયાળુ, મમતાળુ અને સ્નેહી સ્વભાવનું સચક ચિન્હ છે.

સંક્ષેપમાં એક બુદ્ધિશાળી, કાર્યદક્ષ અને કેળવણી નિષ્ણાત તરીકે શ્રીયુત પ્રાણલાલની પ્રતિષ્ઠા બહોળી છે; તે કારણે સૌ તેમને માન આપે છે.

એક અધિકારી તરીકે તેઓ શિસ્તનુ બરોબર પાલન કરે છે, પણ એ નિયમોનું પાલન યંત્રવત્ નહિ પણ મનુષ્યસ્વભાવની ખુંચો અને ખુબીઓ ધ્યાનમાં લઇને, તેઓ સમભાવપૂર્વક અને ન્યાયદૃષ્ટિએ કરે છે, તેથી એમના વહિવટ સામે કચવાટ કે કડવાશનો ધ્વનિ કાને અથડાતો ન હતો, અને એક વ્યક્તિ તરીકે, એક સજ્જનને છાજે અને શોભે એવી સલુકાઈથી માયાળુપણે સૌ સાથે તેઓ વર્તાવ રાખે છે, અને નિજમિત્રો સાથે સ્નેહથી વર્તી, મમત્વ દાખવી, જે કાંઇ કરે છે, એથી સૌ એમના પ્રતિ આકર્ષાય છે, એટલું જ નહિ, એમને પોતાના નિજજન માને છે; એ આકર્ષક ગુણમાં શ્રીયુત પ્રાણલાલની મહત્તા રહેલી છે; અને એમની લોકપ્રિયતાનું રહસ્ય પણ એ જ આકર્ષણમાં સમાયલું છે.

# રા. પ્રાણલાલ કીરપારામ દેસાઈ

સૌ શારદાબ્હેન મ્હેતા શ્રી દેસાઈ પ્રત્યેના પોતાના અઠ્ઠાવીસ વર્ષના અનુભવોની જે છાપ પડેલી તેનું મનોરમ્ય આલેખન કરે છે

લેખિકા
શ્રીમતી શારદાબ્હેન મહેતા

પ્રાથમિક કેળવણીમાં સતત રસ લઇને, તેનો ઊંડો અભ્યાસ કરીને, તેની વધારેમાં વધારે પ્રગતિ કરાવવામા રા પ્રાણલાલભાઇએ જેટલો શ્રમ લીધો છે એટલો ગુજરાતમા બહુ થોડાએ લીધો હશે પ્રાથમિક કેળવણીના સરકારી કાયદાનો એમનો અભ્યાસ બહુ જ ઊંડો છે અમદાવાદ મ્યુનીસીપાલીટીમા વર્ષો સુધી એમણે એડમીનીસ્ટ્રેટિવ ઑફિસર તરીકે શાળા-ખાતામા કામ કર્યું છે અનુભવ અને અભ્યાસને પરિણામે મ્યુનીસીપાલીટીમા એમનું સ્થાન પગારદાર નોકરનું નહોતુ પણ શાણા સલાહકારનું હતુ આખુ જીવન એમણે કેળવણીના પ્રશ્નનો કોયડો ઉકેલવા પાછળ ગાળ્યુ છે ફરજીઆત કેળવણીનો સ્વીકાર સરકાર તરફથી થયો નથી તે એમને બહુ સાલ્યુ છે તેથી વધારેમા વધારે શિક્ષણનો પ્રચાર કેવી રીતે કરી શકાય એ અમદાવાદ શહેરમા એમણે કરી બતાવ્યુ છે સ્ત્રીશિક્ષિકાઓની સખ્યામા જેટનો વધારો થઇ શકે તે કરવાનો એમણે સતત પ્રયાસ કર્યો છે સામાન્ય વિદ્યાધિકારી, ઇન્સ્પેકટર, કે શિક્ષક કરતા પ્રાણલાલભાઇનુ સ્થાન ગુજરાતના સમાજમા ઘણુ ઉચુ છે તેનું કારણ એમની કર્તવ્યનિષ્ઠા, સેવાપરાયણતા અને નિડરતા છે આ સબધી ઘણુ કહેવાયુ છે, અને એમના પરિચયમા આવેલા બધા કહેશે સ્ત્રીકેળવણી નિમિત્ત મ્હને જે અગત અનુભવ એમનો થયો છે તે હુ માત્ર રજુ કરૂ છુ

લગભગ અઠ્ઠાવીસ વર્ષથી રા પ્રાણલાલના સસર્ગમા હું આવી છુ, મ્હારા ભાઇ ગટુલાલ, પ્રાણલાલ, અને કેશવપ્રસાદ દેસાઇ ત્રણે સમાજની પ્રગતિ માટે સાથે બેસીને કલાકોના કલાકો સુધી વાર્તાલાપ અને ચર્ચાઓ કરતા નવા આન્દોલનો ઝીલવા માટે હમેશ એ ઉત્સાહ ધરાવતા આ વાર્તાલાપનો લાભ મ્હને ઘણો મળતો પ્રચલિત કેળવણીની પદ્ધતિમા રાષ્ટ્રીય ભાવનાનો કેટલેક અશે અભાવ અમને સહુને ખૂચતો હતો માતૃભાષા દ્વારા શિક્ષણ અને સમાજની પરિસ્થિતિને અનુકૂળ અભ્યાસક્રમ હોવો જોઇએ એ સત્ય એ જમાનામા અમને સમજાયુ હતુ પણ રૂઢ થઈ ગએલી પ્રણાલિકા પ્રત્યે સમાજને એટલો અધ વિશ્વાસ બેસી ગયો હતો કે કાઇ પણ માર્ગ બદલવો તે ગાડપણ ગણાતુ હતુ આજના મોટા મોટા ગણાતા પ્રતિષ્ઠિત સ્ત્રી પુરુષોને પણ સરકારી શિક્ષણપદ્ધતિમા ફેરફારની સૂચના પણ માન્ય નહોતી એવા રૂઢિચુસ્ત જમાનામા પણ અમે નક્કી કર્યું કે જો છોકરાઓના શિક્ષણમા ફેરફાર કરવાનુ અસભવિત હોય તો પણ છોકરીઓના શિક્ષણમા તો ચીલો બદલવો જ જોઇએ અને એજ સિદ્ધાન્તને સ્વીકારીને અમદાવાદમા મહિલાવિદ્યાલય

સ્થાપવાનો વિચાર કર્યો. આ સંસ્થાએ સ્ત્રીકેળવણીમાં નવી ભાત પાડી. આ કાર્યમાં પ્રાણલાલભાઈએ ખૂબ જ મદદ કરી હતી. જો એમનો આગ્રહ ના હોત, અને સહાનુભૂતિ ના હોત તો મહિલાવિદ્યાલય ના હોત, અને મહિલાપાઠશાળા પણ ના હોત. ગુજરાતમાં સ્ત્રીઓમાં ઉચ્ચ અને માધ્યમિક શિક્ષણની વૃદ્ધિમાં પ્રાણલાલભાઈનો હિસ્સો જેવોતેવો નથી. આજની પ્રજા એ ઋણ ભૂલી શકે એમ નથી.

અમદાવાદ મ્યુનીસીપાલીટીની સ્ત્રીશિક્ષિકાઓની પ્રતિષ્ઠા વધારવા, એમના જ્ઞાનમાં વૃદ્ધિ કરવા, એમનામાં અરસપરસ સંસર્ગ વધારવા, એમની મુશીબતો દૂર કરવા અનેક પ્રયત્નો પ્રાણલાલભાઈએ કર્યા છે. શિક્ષકવર્ગ માટે જે હલકો મત સામાન્ય જનતામાં પેસી ગયો છે તે સામે એમનો બહુજ વિરોધ છે.

ભવિષ્યની પ્રજાને ઘડનાર, સમાજના બાળકોનું ચારિત્ર્ય ઘડનાર શિક્ષકનો માન મરતબો વધારવાને બદલે તેમને ઉતારી પાડવાનો પ્રયાસ થાય તે વસ્તુ એમને અસહ્ય લાગે છે. શિક્ષકવર્ગને અયોગ્ય પગાર આપવામાં આવે છે તેમને ન્યાય અપાવવાને, તેમને ઉચ્ચ સ્થાન મેળવવાના અનેક પ્રયાસો એમણે કર્યા છે. જનતાના મધ્યમ વર્ગના થર સાથે ઓતપ્રોત થઈને, એમનો ઉત્કર્ષ સાધવા માટે જેટલા જેટલા પ્રયાસ થાય તેટલા દેશ માટે પ્રગતિ સાધક છે અને તે પ્રયાસ કરનાર ધન્યવાદને પાત્ર છે. પ્રાણલાલભાઈએ આવા અનેક પ્રયાસ કર્યા છે.

મ્યુનીસીપાલીટીની સેવામાંથી નિવૃત્ત થવાથી પ્રાણલાલ વધારે સ્વતંત્રતાથી કેળવણીના ક્ષેત્રમાં કામ કરી શકશે. સંસ્થાની શિસ્તનું પાલન કરવા ખાતર જે બંધનો એમને કમને સ્વીકારવાં પડતાં હતાં તે બંધનો ફગાવી દઈને જે પોતાના મનથી સત્ય લાગે એ જ માર્ગે એ પ્રયાણ કરી શકશે. સ્ત્રીકેળવણીના ક્ષેત્રમાં એમના જેવા ધીર કાર્યકર્તાની બહુ જરૂર છે. અવશેષ જીવન ગુજરાતની સ્ત્રીઓની પ્રગતિના કાર્યમાં પ્રાણલાલભાઈ વીતાવશે એ આશા સાથે આ ટુંકો લેખ પૂરો કરું છું.

---

"રાજ્ય અને સમાજને પોતાના બાળકોને, ભવિષ્યના નાગરિકોને બુદ્ધિશાળી, ચારિત્રવાન અને કર્તવ્યનિષ્ઠ બનાવવાની ગરજ હોય તો તેમણે રાજ્ય અને સમાજમાં શિક્ષકોને ઉચ્ચ સ્થાન આપવું જોઈએ તેમ તેમને સારું વેતન પણ આપવું જોઈએ."

—શ્રી. પી. કે. દેસાઈ

# શ્રીયુત પ્રાણુલાલ દેસાઈ સાથેનો મારો પરિચય

લેખક:
શ્રી. રતિલાલ ચુનીલાલ દિવાન
બી. એ; એસ. ટી. સી. ડી.

આ વિદ્વાન લેખક પોતાના અઢાર વર્ષ જેટલા લાંબા સહવાસની સુમધુર સ્મરણસુવાસ રજુ કરે છે.

ભાઈ પ્રાણુલાલ દેસાઈ સાથે મારો પ્રથમ પરિચય સને ૧૯૧૯ માં ભરુચ મુકામે થયો. તે સમયે એ ભાઈ ત્યાં એક એસિસ્ટંટ ડેપ્યુટિ એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર તરીકે કામ કરતા હતા. તે દરમ્યાન મારી બદલી સુરતથી ભરુચ એ. ડે. એ. ઈ. તરીકે થઇ. તે કારણે અમે એકબીજાના ઘણા પરિચયમાં આવવા લાગ્યા.

ભાઇ દેસાઈનો સ્વભાવ એટલો બધો નિખાલસ છે કે તેમના તરફ કોઇ પણ આકર્ષાયા વિના ન રહે. એમના નિખાલસપણામાં નિડરતા અને પ્રમાણિકપણું હમેશાં તરવરે છે. એને પરિણામે માત્ર ટૂંક વખતમાં જ અમે એકબીજાના મિત્ર થઇ પડયા.

અમે બંને કોઇક પ્રસંગે સાથે મુસાફરી કરી કોઇ કોઇ નિશાળો તપાસતા. અલબત્ત, જ્યાં એમના અને મારા તાબાની નિશાળોનાં ગામ લગોલગ આવી રહ્યાં હોય ત્યાં જ્યારે હું મારા વિભાગની નિશાળ તપાસતો ત્યારે જે કોઇ વખત મને નિશાળના કામથી અસંતોષ થતો તો મારા મ્હોંઢા ઉપર એ અસંતોષની છાયા દેખાતી; પણ જ્યારે જ્યારે ભાઇ દેસાઇ તેમના વિભાગની નિશાળ તપાસતા ત્યારે જે શિક્ષકના કામથી અસંતોષ થતો, તોયે મ્હોંઢા ઉપર તે માલુમ પડવા ન દેતા. બલ્કે, એમનામાં એવું ઔદાર્ય હતું કે શિક્ષકના દોષ તે ભાગ્યે જ ધ્યાનમાં લેતા. તેનામાં સારૂં શું છે તેજ જોવા હમેશાં આતુર રહી તેને ઉત્તેજન આપતા. આથી શિક્ષક બીજી તપાસ વખતે સારૂં કામ કરવા લલચાતા.

જેમ જેમ એમના સમાગમમાં હું વિશેષ આવતો ગયો તેમ મને રોશન થવા માંડયું કે તે કેળવણીખાતાના માત્ર એક અમલદાર ન હતા, પણ ખરે એક કેળવણીકાર લાગતા. કેળવણીની મિમાંસા એ ભાઇ સારી પેઠે સમજતા અને કેળવણીના આદર્શો ફળીભૂત કરવા પ્રાથમિક કેળવણી મોટા પાયા ઉપર વિસ્તાર પામે એ એમની ઝંખના હતી અને છે; ચંદાવરકર કમિટી આગળ આપેલી એમની જુબાની આ વ.ત સાબિત કરી શકશે.

ગામડાંમાં એ ભાઈ ફરે ત્યારે ભાષણો તો ભાગ્યે જ કરે. કેળવણીને લગતી જરૂરી બાબતો શિક્ષકભાઇઓને કે એનોને અને કેળવણીમાં રસ લેતા અન્ય ગામડી કે શહેરી જનોને વાર્તાલાપથી સમજાવતા. મોટાં શહેરોમાં સભાઓમાં એ ભાઇ વખતોવખત ભાષણ કરે

છે, અને તે સમયે પણ કરતા; બાકી તો એમની રીત ગામને ચોરે કે નિશાળમાં ગામલોક સાથે ખુશમિજાજથી વાત કરી સુધરાવટ કરવાની હતી. એ ચર્ચામાં કદાપિ કટુતા ન હોવાથી ગામલોક તો ભાઇ દેસાઇ પ્રતિ ખાસ આકર્ષાતા.

એમના મિત્રો સાથેની વાતચીતમાં કે એમની અમલદાર તરીકેની કારકિર્દીમાં એ ભાઇ હંમેશાં સૌજન્ય દાખવતા. કેળવણી ખાતાના અમલદાર તરીકે અન્ય ખાતાના અમલદારોમાં પણ તે વિશેષ પ્રિય થઈ શકતા. ઉપરાંત, લોકલબોર્ડ અને મ્યુનિસિપાલિટીને પ્રાથમિક કેળવણી સાથે કેટલું લાગે વળગે છે તે તેના અન્ય સભ્યોને તે બરાબર સમજાવતા. એ સંસ્થાના જે સભ્યો એ પ્રશ્ન બરાબર ન જાણતા હોય તેમને યોગ્ય માહિતી આપતા અને તેમાં સરકારની કેટલી જોખમદારી, અને એ સંસ્થાની કેટલી, એ બધું ચોકસાઈથી કહેતા. આથી કેળવણી અંગે એવી સંસ્થાના સભ્યો તેમની સલાહ કેટલીયે વાર લેતા.

ઈ. સ. ૧૯૨૦ની સાલમાં એમની નોકરી અમદાવાદ મ્યુનિસિપાલિટિને સરકારે ઉછીની આપી, તે વખતે દેશમાં અને ખાસ કરીને ગુજરાતમાં અસહકારનો પવન ફુંકાતો હતો. અમદાવાદ તો અસહકારનું પાટનગર બની રહ્યું ! જ્યાં મહાત્માજી વસે ત્યાં અસહકારનો રંગ જાહેર સંસ્થાઓને લાગ્યા વિના કેમ રહે ? અમદાવાદ મ્યુનિસિપાલિટિને કેળવણીના ક્ષેત્રમાં સરકાર સાથે મતભેદ પડ્યો. એ સમયમાં સરકારે ભાઇ દેસાઇને કોઇ પણ કારણે ડેપ્યુટિની ગ્રેઇડમાંથી ખસેડી શિક્ષકની ગ્રેઇડમાં મુંબઈ એલફીન્સ્ટન હાઈસ્કૂલમાં મૂક્યા. ભાઇ દેસાઈ ખરૂં જોતાં તો સરકારી નોકરીના માણસ હતા, એટલે આ ફેરફારથી કંઇક મુંઝાયા. એ દરમ્યાન મારે પણ સરકારી કામે એક માસ અમદાવાદ જવાનું થયું, અને હું તો એમને ત્યાંજ એક માસ રહેલો. તે દરમ્યાન એમણે બધી ગૂંચ ખુલ્લા દિલે મને કહી. સરકારી હુકમનો અમલ ન કરે, મુંબઈ ન જાય અને સરકારી નોકરીનું રાજીનામું આપે તો અમદાવાદ મ્યુનિસિપાલિટી એમને કાયમને માટે નોકરીમાં રોકી લેવા ઇંતેજાર હતી એમ પણ મેં જોયું. ભાઈ દેસાઇનું પ્રાથમિક કેળવણીનું વહીવટી જ્ઞાન અને ગ્રાન્ટ–ઇન–એઇડના નિયમોનું જ્ઞાન એવું ઉંડુ છે કે અમદાવાદ મ્યુનિસિપાલિટી તેના જેવી વ્યક્તિ જવા દે તેમ ન હતું. ભાઇ દેસાઇ સમક્ષ તેણે અમુક પગારની ઓફર ધરી અને એ ભાઇને તે ઠીક લાગવાથી સરકારી નોકરીનું તેમણે રાજીનામું આપી દીધું. ત્યારથી તે અત્યાર લગી તે સંસ્થાના કેળવણીખાતાના મુખ્ય વહીવટી અમલદાર તરીકે તે ભાઈ કામ કરી રહ્યા છે, અને મને ખાત્રી છે કે મ્યુનિસિપલ સ્કૂલબોર્ડને તેમજ અમદાવાદના શિક્ષકવર્ગને એમની કાબેલિયતનો સારો અનુભવ થયો છે. ઇ. સ. ૧૯૨૩ ના પ્રાથમિક શિક્ષણ સંબંધી નવા કાયદાનું એમનું જ્ઞાન ગુજરાતના કોઈ પણ મ્યુનિસિપલ ઓ. ઓ. કરતાં વિશેષ છે. એ કાયદાની તમામ કલમોનો અભ્યાસ એ ભાઇએ એવો મઝાનો કર્યો છે કે તેથી એ કાયદાના સરકારી નિષ્ણાતો પણ

અજાયબી પામ્યા વગર ન જ રહે. હું તો એમ માનું છું કે ભાઈ દેસાઇ તો પ્રાથમિક કેળવણીને લગતા અટપટા પ્રશ્નોમાં માત્ર અમદાવાદના નહિ, પણ આખાયે ગુજરાતના નેતા થવા લાયક છે, અને આ ક્ષેત્રમાં તો તેમણે કરેલી સેવા એજ એમનું ખરૂં સ્મારક છે.

કમનસીબે અમદાવાદમાં વસ્યા બાદ એમના છોકરા અને છોકરીના અવસાનથી એમને કારી ઘા લાગેલા અને એમનું હૃદય ભગ્ન થએલું. છતાં, જે જખ્મોથી સાધારણ મનુષ્યના હૃદયના ચૂરેચૂરા થઇ જાય એવા કુદરતી ઘા એ ભાઇએ અપૂર્વ સહનશીલતાથી સહ્યા. કોઇ કોઇ વખત એમને વૈરાગ્ય આવી જતો, તો પણ ફરજના કાર્યને વશ થઈ તે વિચાર જવા દેતા અને મનને પોતાની ઐહિક ફરજોમાં રોકી દેતા. એ મનોબળ ટકાવવામાં એમનાં પત્નીએ, ખરે, મોટો ફાળો આપ્યો છે. આ માયાવી આફતોમાં પ્રભુની મરજીને શરણ રહેવું એ ઉત્તમમાં ઉત્તમ ઉપાય છે એમ સમજી પતિપત્નીએ દુઃખનો ભાર આપોઆપ હળવો કર્યો.

ભાઇ દેસાઈ સ્ત્રીકેળવણીના તો પ્રખર હિમાયતી છે. સમાજમાં સ્ત્રીઓ સન્માન પામે એવી એમની ઉંડી મુરાદ છે. ખરે, ભણેલી અને જ્ઞાની સ્ત્રીઓ મારફત સમાજની જબરી ઉન્નતિ સાધી શકાય. જ્ઞાની સ્ત્રી વહેમોથી દૂર રહે છે. ઇર્ષાથી મુક્ત થાય છે અને સંકૂચિત વિચારથી પર રહે છે એ વિષે ના પાડી જ ન શકાય; અને તેવી સ્ત્રીઓ મારફત પુરુષવર્ગની પણ ઉન્નતિ સંતોષકારક સાધી શકાય.

ભાઈ દેસાઇ સુધારાના પણ પોષક છે. એમના કોઇ મિત્રો સમાજની ચાલતી પ્રથાને ઠોકરે મારે, કંઇ નવીન પગલું સંસારસુધારા માટે ભરે તો ચોક્કસ પોતે તેને અનુમોદન આપે અને જરૂર પડે જો કોઈ અન્ય ટૂંકી નજરના માણસો તે સુધારકને ઉતારી પાડવા મથે તો ભાઇ દેસાઇ તે સુધારકના કાર્યને નિડરતાથી વખાણે. તે માત્ર ઘરના ખુણામાં નહિ, પણ ભરસભામાં યે: એવી નિડરતા થોડી જ વ્યક્તિમાં જોવામાં આવે છે.

ભાઇ દેસાઇ મારી નજરે ઉચ્ચ કોટિના એક કેળવણીકાર છે, ઉદાર વહીવટી અમલદાર છે, સારા વક્તા છે, મઝાનાં વિવેચક છે, સંસારસુધારાની ધગશ ધરાવનાર છે, સાહિત્યના પ્રેમી છે, અને નિખાલસ અને પ્રામાણિક મનુષ્ય છે.

એ ભાઇ અમદાવાદ મ્યુનિસિપાલિટિની નોકરીમાંથી નિવૃત્ત થાય છે; છતાં, તે ભાઇ ગુજરાતના પ્રાથમિક કેળવણીના નિષ્ણાત તરીકે નિવૃત્ત તો થઇ જ ન શકે; અને મને આશા છે કે જ્યારે જ્યારે એ પ્રદેશના વિકટ પ્રશ્નો ગુજરાતને મૂંઝવે ત્યારે ત્યારે તેઓ એના ઉકેલમાં પોતાથી બનતો ફાળો આપશે જ.

# શ્રીયુત પ્રાણુલાલભાઇ;

## અંગત સ્મરણો

લેખિકા :
શ્રીમતી લીલાવતી મુનશી

"રેખાચિત્રો"નાં સિદ્ધહસ્ત લેખિકા શ્રીમતી લીલાવતી મુનશીનું આ સ્મરણચિત્ર પણ વાચકોને ભાવવાહી લાગશે.

પ્રાણુલાલભાઈને મેં પહેલવહેલા ક્યારે ઓળખ્યા એ કાંઇ અત્યારે મને ખાસ યાદ આવતું નથી; પણ કંઇ નહિ તો એમને ઓળખે સત્તર અઢાર વર્ષો તો થયાં જ હશે. પ્રાણુલાલભાઇ એ મારા શિક્ષક રા. જનુભાઈ સૈયદના મિત્ર થાય અને એમને જ લીધે રા. પ્રાણુલાલભાઇને મળવાની મને પહેલી તક મળી હશે.

અમદાવાદમાં એ અરસામાં એટલે કે લગભગ ૧૯૧૯–૨૦ માં એક નાનકડું મિત્રમંડળ હતું. એ મંડળના સભ્યોમાં મુખ્ય મુખ્ય તે પ્રાણુલાલ દેસાઈ, રા. હરિપ્રસાદ ડૉક્ટર, રા. ગટુભાઇ ધ્રુવ, રા. જનુભાઇ સૈયદ અને બીજા પણ કેટલાક જણ હતા. આ મિત્રોનું મંડળ સ્હાંજે રોજ સાથેસાથે રાણીબાગમાં કે પુલ પર ફરવા જતું અને અનેક વિષયોની ચર્ચા કરતું, અને એ ચર્ચાઓના પડઘા રા. જનુભાઈ દ્વારા હું પણ ઘરમાં બેઠે બેઠે પણ ઘણીવાર સાંભળતી, અને એ રીતે એ મંડળની ઘણીખરી વ્યક્તિઓ સાથે મારે પ્રત્યક્ષ સંબંધ ન હોવા છતાં જાણે હું એ સૌને નિકટના સ્નેહીજનોને ઓળખતી હોઉં એમ ઓળખતી.

રા. પ્રાણુલાલભાઈની સાથેનું મારૂં ઓળખાણ પણ પહેલાં આવી રીતે થયું. એ સમયે એમને હું ઘણી થોડી વખત મળી હોઇશ પણ ખૂબ સારી રીતે મારો અને એમનો પરિચય હોય એવું મને લાગતું. એમની સાથેનો પરિચય વધવાનો પ્રસંગ આવ્યો, રા. મુનશી સાથેના મારા લગ્ન પછી.

મુનશી અને પ્રાણુલાલ દેસાઇ એ બંને કૉલેજના મિત્રો થાય. કૉલેજનો એ સંબંધ જુદી જુદી જીંદગીમાં ગયા છતાં પણ એ બંને વચ્ચે સચવાઇ રહ્યો છે–કદાચ વધારે પાકો થતો ચાલ્યો છે. ઘણીવાર એવું બને છે કે મહિનાઓ કે વર્ષો સુધી પણ એ બંને મળતાએ નથી, પણ જ્યારે મળે ત્યારે બધા વર્ષોનો ભાર સામટો ખાલી કરી નાખે, જીવનમાં નાના મોટા પ્રસંગો બન્યા હોય તે બધા ટુંકમાં વર્ણવી જાય, અને અડધા કલાકમાં તો અજાણી રહેલી બધી બીનાઓથી જાણીતા થઇ જાય, અને તેથી મળવાનું ઘણું ઓછું થવા છતાં પ્રાણુલાલભાઇ સાથેનો અમારો સંબંધ બહુ જ નિકટના સ્વજન જેવો થઇ ગયો છે. અડધી રાત્રે પણ કામ પડે તો મુનશીને પ્રાણુલાલભાઇ સાંભરે અને એ પણ એમને માથે મુનશી કંઇ કામ નાખે તો તે કર્યા વગર રહે જ નહી.

પ્રાણલાલભાઇ સાથેનો મારો પરિચય આમ બહુ સાથે રહેવાને લીધે થયો નથી પણ જેમના પ્રત્યે મને માન અને પ્રેમ છે એવા મારા સ્વજનોના એ મિત્ર થાય અને તેથી મારા પણ એ અંગત સંબંધી થાય એવી ભાવના મારી એમને વિષે બંધાઇ ગઈ છે. અમારા કુટુંબમાં તો એમનું સ્થાન વડીલ ભાઇ જેવું છે.

પ્રાણલાલભાઇના સ્વભાવના મોટામાં મોટા ગુણો ગણીએ તો દરેક પ્રત્યેનો એમનો સદ્ભાવ અને સમભાવ એ બે છે. બીજાના દોષો કરતાં ગુણો એ વધારે સહેલાઈથી જોઈ શકે છે અને જીંદગીનાં સુખદુઃખો જોયા છતાં સદાએ પ્રસન્ન ચિત્તવાળા અને આનંદી દેખાવાનો સફળ પ્રયત્ન એમણે કર્યો છે.

રા. પ્રાણલાલભાઇએ પોતાના મિત્રમંડળમાં અને પોતાના સહચારીઓમાં પોતાના સ્વભાવની સુવાસ ખૂબ ફેલાવી છે; અને એ સુવાસથી પ્રસન્ન થએલાં મિત્રહૃદયોના સ્વભાવિક ઉમળકાનું એક પરિણામ તે આ સ્મારકગ્રંથ છે. આજકાલ ઘણા લોકો પોતાની જયંતિ ઉજવાવવાને માટે ગામેગામ જઇ જાતે મહેનત કરે છે અને જયંતિની સભાઓ ભરાવે છે પણ મિત્રો સ્વયંસ્ફૂર્તિથી પ્રેમવશ થઇને જે કંઇ કરે એની કીંમત એવી જયંતિ-કરતાં અનેકગણી વધારે છે. ભાઇ પ્રાણલાલભાઇને, બીજા એમના અનેક મિત્રોના સાથમાં હું પણ એમના આદર્શસેવી જીવનને માટે અભિનંદન આપી દીર્ઘાયુ ઇચ્છું છું.



"નવીન શિક્ષકોએ પ્રથમ તો પોતાના જ્ઞાનમાં વધારો કરવો જોઇએ. ખરો શિક્ષક એજ મનુષ્ય થઇ શકે કે જે જીવનપર્યંત વિદ્યાર્થી રહી શકે. પોતાનું જ્ઞાન વધારવાની, નવાં નવાં પુસ્તકો વાંચતા રહેવાની, નવું નવું જોવાની, નવું નવું શીખવાની, નવા નવા પ્રયોગો કરવાની, નવા નવા અનુભવોની નોંધ રાખી તેમાંથી સાર ગ્રહણ કરવાની નવીન શિક્ષકોને સ્વાભાવિક વૃત્તિ હોવી જોઇએ. સ્વસુધારો કરવાની તેમ પોતાની જાતનો માનસિક વિકાસ કરવાની વૃત્તિ અને પ્રબળ ઇચ્છા એ દરેક નવીન શિક્ષકનું ખાસ લક્ષણ હોવું જોઈએ."

ચી દે દેસાઈ

તૈયાર કરવાથી જ કામ પતી જતું નથી. શિક્ષકોને પડતી અનેક મુશ્કેલી અગવડના
ાઢી આપવામાં ન આવે તથા તેમને મદદ કરવામાં ન આવે તો શાળાઓ સુધરે નહિ,
ણે તત્કાળ જોયું અને તે માટે પગલાં લેવાં શરૂ કર્યાં. ગામમાં શિક્ષકને રહેવાનું ન
રૂરી વહેવાર સાચવવા જેટલી જોગવાઇ ન મળે, પીવાને બારે માસ સ્વચ્છ પાણી
કે ખાવાનું ચોકખું અનાજ ન મળે, ત્યાં તેમના ઉપર દાબ દબાણ કે અણગમો કે
બતાવ્યાથી ધાર્યું પરિણામ આવે જ નહીં. જ્યાં દુકાન નહિ, બજાર નહિ, જ્યાં
રીગર નહિ કે કોઈ સુઘડ વસ્તી નહિ, છૂટક છૂટક આમતેમ, આધે પાસે વેરાએલાં
ોના મથકમાં પણ શિક્ષક રહે ને નોકરી બજાવે એ કાંઈ ઓછું ન ગણાય. આમ
ચાકળીઆ ગામે બ્રાહ્મણ મહેતાજીને નજીવી સંખ્યાને શિક્ષણ આપતાં જોયા ત્યારે
ની રચના, વસ્તી, સંજોગ જોઇ એમને બહુ જ લાગણી થઈ આવી હતી, અને જેમ
મ જલ્દી ભીલ શિક્ષકો તૈયાર થઈ આવાં ગામોમાં શાળા ચલાવે તો કેળવણીને બેવડો
થાય એમ એમને લાગ્યું. વસ્તીને પણ પોતામાંના શિક્ષક હોય તે વધારે રૂચે ને
રણ થાય અને બ્રાહ્મણ શિક્ષક કે બીજા ઉપયોગી શિક્ષકની બુદ્ધિમત્તાને કાટ
ચટે.

## શ્રીયુત પ્રાણલાલ કીરપારામ દેસાઇનાં
# કેટલાંક અંગત સંસ્મરણો

શ્રી.
જે
-

લેખક :
શ્રી. કસનજી મોહનભાઈ વશી
રિટાયર્ડ આસિ. ડે. એ. ઇ. સુરત

ગુજરાતના એ પ્રખર કેળવણીકાર ને મારા પ્રિયમિત્ર સંબંધે બે બો
ખરેખર આનંદથી પુલકિત બને છે.

પ્રાણલાલ એટલે અધિકારનો અર્થ સત્તા નહિ પણ ..
અર્થ કરનાર જુજ વિદ્યાસેવકોમાંના એક.

પ્રાણલાલ એટલે કાળી બાજુ નહિ પણ ઉજળી બાજુ તરફ .
ભૂતિ અને મમતાના દૃષ્ટિબિંદુથી જ સુધારાને વેગ આપવાની
બતાવનાર કેળવણીકાર

પ્રાણલાલ એટલે સ્ત્રીકેળવણી અને પછાતવર્ગની કેળવણીના ખરા ચ

પ્રાણલાલ એટલે અંગત્ત દુઃખો અને જંજાળી આપત્તિઓની
કાર્ય પર લેશપણ અસર ન થવા દેનાર મક્કમ કર્તવ્યપ્રેમી.

ખરે ! શ્રી. પ્રાણલાલભાઇ નિવૃત્ત થાય છે ત્યારે ખરા
એમને મળે છે. એ પરત્વે રાજી થવું કે કેળવણીક્ષેત્ર એક ઉત્તમ
ટેકીલો માણસ ગુમાવે છે તે માટે ખિન્ન થવું એ સમજાતું નથી.

એમનો પ્રથમ પરિચય સને ૧૯૧૬ ના જૂન માસમાં મને
તે વળા તેઓ પંચમહાલના આસિ. ડે. એ. ઇ. તરીકે તાજા નીમાઇને આવેલ
ની મ્યુનિ. સ્કૂલોની તપાસણી અર્થે પધારેલા. હું દાહોદ ભીલ મધ્યશાળામાં
હતો. તે શાળાની મુલાકાતે એઓ આવ્યા ને જે રીતે તેમણે મારી એ શાળા
પચ્છ કરી અને સૂચના આપી તે ઉપરથી મારી ખાત્રી થઈ કે પછાત કોમો
પ્રત્યે એમના અંતરમા સાચી સહાનુભૂતિનું ઝરણું વહેતું હતું. પછાત કોમો ..
સમભાવ, માયા અને મમતા દાખવવામાં આવે તેમ તેમ તેઓ ઉમંગથી સહકાર '
છે. એ માન્યતા તેમણે અખંડ શ્રદ્ધાપૂર્વક મારી સમક્ષ રજુ કરી, ને તે પછી તો
નોકરી ત્યાં-(દાહોદ, ઝાલોદ)-તાલુકામાં જ કાયમ થતાં સહવાસ વધ્યો. તાલુકા

શિક્ષકો તૈયાર કરવાથી જ કામ પતી જતું નથી. શિક્ષકોને પડતી અનેક મુશ્કેલી અગવડના ઉકેલ કાઢી આપવામાં ન આવે તથા તેમને મદદ કરવામાં ન આવે તો શાળાઓ સુધરે નહિ, એ એમણે તત્કાળ જોયું અને તે માટે પગલાં લેવાં શરૂ કર્યાં. ગામમાં શિક્ષકને રહેવાનું ન મળે, જરૂરી વહેવાર સાચવવા જેટલી જોગવાઇ ન મળે, પીવાને બારે માસ સ્વચ્છ પાણી ન મળે કે ખાવાનું ચોકખું અનાજ ન મળે, ત્યાં તેમના ઉપર દાબ દબાણ કે અણગમો કે ધિક્કાર બતાવ્યાથી ધાર્યું પરિણામ આવે જ નહીં. જ્યાં દુકાન નહિ, બજાર નહિ, જ્યાં કોઇ કારીગર નહિ કે કોઈ સુઘડ વસ્તી નહિ, છૂટક છૂટક આમતેમ, આઘે પાસે વેરાએલાં ઝુંપડાંઓના મથકમાં પણ શિક્ષક રહે ને નોકરી બજાવે એ કાંઇ ઓછું ન ગણાય. આમ એકવાર ચાકળીઆ ગામે બ્રાહ્મણ મહેતાજીને નજીવી સંખ્યાને શિક્ષણ આપતાં જોયા ત્યારે તે ગામની રચના, વસ્તી, સંજોગ જોઇ એમને બહુ જ લાગણી થઈ આવી હતી, અને જેમ બને તેમ જલ્દી ભીલ શિક્ષકો તૈયાર થઈ આવાં ગામોમાં શાળા ચલાવે તો કેળવણીને બેવડો ફાયદો થાય એમ એમને લાગ્યું. વસ્તીને પણ પોતામાંના શિક્ષક હોય તે વધારે રૂચે ને કાર્ય સરળ થાય અને બ્રાહ્મણ શિક્ષક કે બીજા ઉપયોગી શિક્ષકની બુદ્ધિમત્તાને કાટ ચઢતો અટકે.

કન્યાશાળાઓ પ્રત્યે તો એમનું હૈયું બહુ જ કુમળું રહેતું. સ્ત્રીશિક્ષકોની ઉન્નતિ માટે તેઓ બહુ ઝંખતા. શિક્ષિકાઓમાં સ્વમાન આવે, તેઓ નીડરપણે કાર્ય કરતી થાય ને કર્તવ્યમાં રસ લેતી થાય તે માટે શ્રી. પ્રાણલાલભાઇ વખતોવખત ઉપયોગી સૂચના આપ્યા કરતા. પરીક્ષક તરીકે એવી હૃદયની વિશાળતા મેં ક્યાંય બીજે નથી જોઇ. છોકરો પોતાના ગજાના પ્રમાણમાં એટલે કે વસ્તી, શિક્ષકને સંજોગના પ્રમાણમાં શીખી શકે અને તેટલું શીખ્યો છે કે કેમ એટલું તેઓ ખાસ તપાસતા ને એવી કળાથી કામ લેતા કે શિક્ષક તથા વિદ્યાર્થી આપોઆપ નિર્ભય બને. પોતે ઉપરી છે, મોટા છે, એવો ખ્યાલ એમણે કદી પોતાના વર્તનથી આવવા દીધો નથી. દોહદ ભીલશાળાના છોકરાઓ ગોધરે પરીક્ષા આપવા જતા તો તેમની રહેવા ખાવાની સગવડો જાતે તપાસી તેની ગોઠવણ બરાબર કરી આપવા ખૂબ જ ખંત રાખતા. વળી તેવી તકનો ઉપયોગ કરી છોકરાઓને પર્યટન વગેરે કરાવી તેમનો ઉત્સાહ વધારવાનું પણ ચૂકતા નહિ.

પ્રથમ મુલાકાત થઇ ત્યારથી તે અત્યાર સુધી અમારી વચ્ચે અસ્ખલિત પ્રેમ રહ્યો છે. એમની તુલનાએ મારૂં સ્થાન, મારી આવડત, મારો અનુભવ ઘણાં અલ્પ અને અધુરાં કહેવાય; તે છતાં તેમણે હંમેશ મમતાથી મને સલાહ ને સૂચના આપ્યાં છે. પણ એમની રજા દરમિયાન પંચમહાલમાં એમના કાર્યક્ષેત્રમાં હંગામી કામ કરવાની મને તક મળેલી તે વખતે ત્યાંના શિક્ષકવર્ગ તથા આગેવાનો વગેરેમાં પણ એમના પ્રત્યેની જે લાગણી અને માનવૃત્તિ મેં

## શ્રીયુત પ્રાણલાલ કીરપારામ દેસાઇનાં
## કેટલાંક અંગત સંસ્મરણો

શ્રી. દેસાઇ પ્રત્યેના અતિ-અનુભવની પોતાના મન પર જે અવિચળ છાપ પડી છે તેનું આલેખન આ લેખમા જોશો.

લેખક :
શ્રી. કસનજી મોહનભાઈ વશી
રિટાયર્ડ આસિ. ડે. એ. ઇ. સુરત

ગુજરાતના એ પ્રખર કેળવણીકાર ને મારા પ્રિયમિત્ર સંબંધે બે બોલ લખતાં મારૂં હૃદય ખરેખર આનંદથી પુલિકત બને છે.

પ્રાણલાલ એટલે અધિકારનો અર્થ સત્તા નહિ પણ જવાબદારી-ધર્મ-ફરજ એવો અર્થ કરનાર જુજ વિદ્યાસેવકોમાંના એક.

પ્રાણલાલ એટલે કાળી બાજુ નહિ પણ ઉજળી બાજુ તરફ જ લક્ષ આપી સહાનુભૂતિ અને સમતાના દષ્ટિબિંદુથી જ સુધારાને વેગ આપવાની વસ્તુને અમલમાં મૂકી બતાવનાર કેળવણીકાર

પ્રાણલાલ એટલે સ્ત્રીકેળવણી અને પછાતવર્ગની કેળવણીના ખરા ચાહકને ઉત્તેજન પ્રોત્સાહક.

પ્રાણલાલ એટલે અંગત દુઃખો અને જંજાળી આપત્તિઓની પોતાના જાહેર સેવાના કાર્ય પર લેશપણ અસર ન થવા દેનાર મક્કમ કર્તવ્યપ્રેમી.

ખરે ! શ્રી. પ્રાણલાલભાઇ નિવૃત્ત થાય છે ત્યારે ખરા પરિશ્રમના હકનો આરામ એમને મળે છે. એ પરત્વે રાજી થવું કે કેળવણીક્ષેત્ર એક ઉત્તમ સહનશીલ, ખંતીલો, ટેકીલો માણસ ગુમાવે છે તે માટે ખિન્ન થવું એ સમજાતું નથી.

એમનો પ્રથમ પરિચય સને ૧૯૧૬ ના જૂન માસમાં મને દાહોદમાં થયો હતો. તે વખતે તેઓ પંચમહાલના આસિ. ડે. એ. ઇ. તરીકે તાજા નીમાઇને આવેલા હતા. દાહોદની મ્યુનિ. સ્કૂલોની તપાસણી અર્થે પધારેલા. હું દાહોદ ભીલ મધ્યશાળામાં મુખ્ય શિક્ષક હતો. તે શાળાની મુલાકાતે એઓ આવ્યા ને જે રીતે તેમણે મારી એ શાળા વિષે પુછપરછ કરી અને સૂચના આપી તે ઉપરથી મારી ખાત્રી થઈ કે પછાત કોમો અને શિક્ષકો પ્રત્યે એમના અંતરમા સાચી સહાનુભૂતિનું ઝરણું વહેતું હતું. પછાત કોમો તરફ જેમ સમભાવ, માયા અને મમતા દાખવવામાં આવે તેમ તેમ તેઓ ઉમંગથી સહકાર કરતા રહે એ માન્યતા તેમણે અખંડ શ્રદ્ધાપૂર્વક મારી સમક્ષ રજુ કરી, ને તે પછી તો તેમની ત્યાં-(દાહોદ, ઝાલોદ)-તાલુકામાં જ કાયમ થતાં સહવાસ વધ્યો. તાલુકા માટે ભીલ

શિક્ષકો તૈયાર કરવાથી જ કામ પતી જતું નથી. શિક્ષકોને પડતી અનેક મુશ્કેલી અગવડના ઉકેલ કાઢી આપવામાં ન આવે તથા તેમને મદદ કરવામાં ન આવે તો શાળાઓ સુધરે નહિ, એ એમણે તત્કાળ જોયું અને તે માટે પગલાં લેવાં શરૂ કર્યાં. ગામમાં શિક્ષકને રહેવાનું ન મળે, જરૂરી વહેવાર સાચવવા જેટલી જોગવાઇ ન મળે, પીવાને બારે માસ સ્વચ્છ પાણી ન મળે કે ખાવાનું ચોકખું અનાજ ન મળે, ત્યાં તેમના ઉપર દાબ દબાણ કે અણગમો કે ધિક્કાર બતાવ્યાથી ધાર્યું પરિણામ આવે જ નહીં. જ્યાં દુકાન નહિ, બજાર નહિ, જ્યાં કોઇ કારીગર નહિ કે કોઈ સુઘડ વસ્તી નહિ. છૂટક છૂટક આમતેમ, આઘે પાસે વેરાએલાં ઝુંપડાંઓના મથકમાં પણ શિક્ષક રહે ને નોકરી બજાવે એ કાંઇ ઓછું ન ગણાય આમ એકવાર ચાકળીઆ ગામે બ્રાહ્મણ મહેતાજીને નજીવી સંખ્યાને શિક્ષણ આપતાં જોયો ત્યારે તે ગામની રચના, વસ્તી, સંજોગ જોઇ એમને બહુ જ લાગણી થઈ આવી હતી, અને જેમ બને તેમ જલ્દી ભીલ શિક્ષકો તૈયાર થઈ આવાં ગામોમાં શાળા ચલાવે તો કેળવણીને બેવડો ફાયદો થાય એમ એમને લાગ્યું. વસ્તીને પણ પોતામાંના શિક્ષક હોય તે વધારે રૂચે ને કાર્ય સરળ થાય અને બ્રાહ્મણ શિક્ષક કે બીજા ઉપયોગી શિક્ષકની બુદ્ધિમત્તાને કાટ ચઢતો અટકે.

કન્યાશાળાઓ પ્રત્યે તો એમનું હૈયું બહુ જ કુમળું રહેતું. સ્ત્રીશિક્ષકોની ઉન્નતિ માટે તેઓ બહુ ઝંખતા. શિક્ષિકાઓમાં સ્વમાન આવે, તેઓ નીડરપણે કાર્ય કરતી થાય ને કર્તવ્યમાં રસ લેતી થાય તે માટે શ્રી. પ્રાણલાલભાઇ વખતોવખત ઉપયોગી સૂચના આપ્યા કરતા. પરીક્ષક તરીકે એવી હૃદયની વિશાળતા મેં ક્યાંય બીજે નથી જોઇ. છોકરો પોતાના ગજના પ્રમાણમાં એટલે કે વસ્તી, શિક્ષક ને સંજોગના પ્રમાણમાં શીખી શકે અને તેટલું શીખ્યો છે કે કેમ એટલું તેઓ ખાસ તપાસતા ને એવી કળાથી કામ લેતા કે શિક્ષક તથા વિદ્યાર્થી આપોઆપ નિર્ભય બને. પોતે ઉપરી છે, મોટા છે, એવો ખ્યાલ એમણે કદી પોતાના વર્તનથી આવવા દીધો નથી. દોહદ ભીલશાળાના છોકરાઓ ગોધરે પરીક્ષા આપવા જતા તો તેમની રહેવા ખાવાની સગવડો જાતે તપાસી તેની ગોઠવણ બરાબર કરી આપવા ખૂબ જ ખંત રાખતા. વળી તેવી તકનો ઉપયોગ કરી છોકરાઓને પર્યટન વગેરે કરાવી તેમનો ઉત્સાહ વધારવાનું પણ ચૂકતા નહિ.

પ્રથમ મુલાકાત થઇ ત્યારથી તે અત્યાર સુધી અમારી વચ્ચે અસ્ખલિત પ્રેમ રહ્યો છે. એમની તુલનાએ મારૂં સ્થાન, મારી આવડત, મારો અનુભવ ઘણાં અલ્પ અને અધુરાં કહેવાય; તે છતાં તેમણે હંમેશ મમતાથી મને સલાહ ને સૂચના આપ્યાં છે. પણ એમની રજા દરમિયાન પંચમહાલમાં એમના કાર્યક્ષેત્રમાં હંગામી કામ કરવાની મને તક મળેલી તે વખતે ત્યાંના શિક્ષકવર્ગ તથા આગેવાનો વગેરેમાં પણ એમના પ્રત્યેની જે લાગણી અને માનવૃત્તિ મેં

# શ્રીયુત પ્રાણલાલ કીરપારામ દેસાઇનાં
# કેટલાંક અંગત સંસ્મરણો

શ્રી. દેસાઇ પ્રત્યેના અતિ-અનુભવની પોતાના મન પર જે અવિચળ છાપ પડી છે તેનું આલેખન આ લેખમાં જોઇ.

લેખક :
શ્રી. કસનજી મોહનભાઈ વશી
રિટાયર્ડ આસિ. ડે. એ. ઇ. સુરત

ગુજરાતના એ પ્રખર કેળવણીકાર ને મારા પ્રિયમિત્ર સંબંધે બે બોલ લખતાં મારૂં હૃદય ખરેખર આનંદથી પુલકિત બને છે.

પ્રાણલાલ એટલે અધિકારનો અર્થ સત્તા નહિ પણ જવાબદારી-ધર્મ-ફરજ એવો અર્થ કરનાર જુજ વિદ્યાસેવકોમાંના એક.

પ્રાણલાલ એટલે કાળી બાજુ નહિ પણ ઉજળી બાજુ તરફ જ લક્ષ આપી સહાનુભૂતિ અને મમતાના દષ્ટિબિંદુથી જ સુધારાને વેગ આપવાની વસ્તુને અમલમાં મૂકી બતાવનાર કેળવણીકાર

પ્રાણલાલ એટલે સ્રીકેળવણી અને પછાતવર્ગની કેળવણીના ખરા ચાહક ને ઉત્તેજન પ્રોત્સાહક.

પ્રાણલાલ એટલે અંગત દુઃખો અને જંજાળી આપત્તિઓની પોતાના જાહેર સેવાના કાર્ય પર લેશપણ અસર ન થવા દેનાર મક્કમ કર્તવ્યપ્રેમી.

ખરે ! શ્રી. પ્રાણલાલભાઇ નિવૃત્ત થાય છે ત્યારે ખરા પરિશ્રમના હકનો આરામ એમને મળે છે. એ પરત્વે રાજી થવું કે કેળવણીક્ષેત્ર એક ઉત્તમ સહનશીલ, ખંતીલો, ટેકીલો માણસ ગુમાવે છે તે માટે ખિન્ન થવું એ સમજાતું નથી.

એમનો પ્રથમ પરિચય સને ૧૯૧૬ ના જૂન માસમાં મને દાહોદમાં થયો હતો. તે વેળા તેઓ પંચમહાલના આસિ. ડે. એ. ઇ. તરીકે તાજા નીમાઇને આવેલા હતા. દાહોદની મ્યુનિ. સ્કૂલોની તપાસણી અર્થે પધારેલા. હું દાહોદ ભીલ મધ્યશાળામાં મુખ્ય શિક્ષક હતો. તે શાળાની મુલાકાતે એઓ આવ્યા ને જે રીતે તેમણે મારી એ શાળા વિષે પુછપરછ કરી અને સૂચના આપી તે ઉપરથી મારી ખાત્રી થઈ કે પછાત કોમો અને શિક્ષકો પ્રત્યે એમના અંતરમાં સાચી સહાનુભૂતિનું ઝરણુ વહેતું હતું. પછાત કોમો તરફ જેમ સમભાવ, માયા અને મમતા દાખવવામાં આવે તેમ તેમ તેઓ ઉમંગથી સહકાર કરતા રહે છે. એ માન્યતા તેમણે અખંડ શ્રદ્ધાપૂર્વક મારી સમક્ષ રજુ કરી, ને તે પછી તો તેમની નોકરી ત્યાં-(દાહોદ, ઝાલોદ)-તાલુકામાં જ કાયમ થતાં સહવાસ વધ્યો. તાલુકા માટે ભીલ

શિક્ષકો તૈયાર કરવાથી જ કામ પતી જતું નથી. શિક્ષકોને પડતી અનેક મુશ્કેલી અગવડના ઉકેલ કાઢી આપવામાં ન આવે તથા તેમને મદદ કરવામાં ન આવે તો શાળાઓ સુધરે નહિ, એ એમણે તત્કાળ જોયું અને તે માટે પગલાં લેવાં શરૂ કર્યાં. ગામમાં શિક્ષકને રહેવાનું ન મળે, જરૂરી વહેવાર સાચવવા જેટલી જોગવાઇ ન મળે, પીવાને બારે માસ સ્વચ્છ પાણી ન મળે કે ખાવાનું ચોકખું અનાજ ન મળે, ત્યાં તેમના ઉપર દાબ દબાણ કે અણગમો કે ધિક્કાર બતાવ્યાથી ધાર્યું પરિણામ આવે જ નહીં. જ્યાં દુકાન નહિ, બજાર નહિ, જ્યાં કોઇ કારીગર નહિ કે કોઈ સુધડ વસ્તી નહિ. છૂટક છૂટક આમતેમ, આઘે પાસે વેરાએલાં ઝુંપડાંઓના મથકમાં પણ શિક્ષક રહે ને નોકરી બજાવે એ કાંઇ ઓછું ન ગણાય. આમ એકવાર ચાકળીઆ ગામે બ્રાહ્મણ મહેતાજીને નજીવી સંખ્યાને શિક્ષણ આપતાં જોયો ત્યારે તે ગામની રચના, વસ્તી, સંજોગ જોઇ એમને બહુ જ લાગણી થઈ આવી હતી, અને જેમ બને તેમ જલ્દી ભીલ શિક્ષકો તૈયાર થઈ આવાં ગામોમાં શાળા ચલાવે તો કેળવણીને બેવડો ફાયદો થાય એમ એમને લાગ્યું. વસ્તીને પણ પોતામાંના શિક્ષક હોય તે વધારે રૂચે ને કાર્ય સરળ થાય અને બ્રાહ્મણ શિક્ષક કે બીજા ઉપયોગી શિક્ષકની બુદ્ધિમત્તાને કાટ ચઢતો અટકે.

કન્યાશાળાઓ પ્રત્યે તો એમનું હૈયું બહુ જ કુમળું રહેતું. સ્ત્રીશિક્ષકોની ઉન્નતિ માટે તેઓ બહુ ઝંખતા. શિક્ષિકાઓમાં સ્વમાન આવે, તેઓ નીડરપણે કાર્ય કરતી થાય ને કર્તવ્યમાં રસ લેતી થાય તે માટે શ્રી. પ્રાણલાલભાઇ વખતોવખત ઉપયોગી સૂચના આપ્યા કરતા. પરીક્ષક તરીકે એવી હૃદયની વિશાળતા મેં કયાંય બીજે નથી જોઇ. છોકરો પોતાના ગજાના પ્રમાણમાં એટલે કે વસ્તી, શિક્ષક ને સંજોગના પ્રમાણમાં શીખી શકે અને તેટલું શીખ્યો છે કે કેમ એટલું તેઓ ખાસ તપાસતા ને એવી કળાથી કામ લેતા કે શિક્ષક તથા વિદ્યાર્થી આપોઆપ નિર્ભય બને. પોતે ઉપરી છે, મોટા છે, એવો ખ્યાલ એમણે કદી પોતાના વર્તનથી આવવા દીધો નથી. દોહદ ભીલશાળાના છોકરાઓ ગોધરે પરીક્ષા આપવા જતા તો તેમની રહેવા ખાવાની સગવડો જાતે તપાસી તેની ગોઠવણ બરાબર કરી આપવા ખૂબ જ ખંત રાખતા. વળી તેવી તકનો ઉપયોગ કરી છોકરાઓને પર્યટન વગેરે કરાવી તેમનો ઉત્સાહ વધારવાનું પણ ચૂકતા નહિ.

પ્રથમ મુલાકાત થઇ ત્યારથી તે અત્યાર સુધી અમારી વચ્ચે અસ્ખલિત પ્રેમ રહ્યો છે. એમની તુલનાએ મારૂં સ્થાન, મારી આવડત, મારો અનુભવ ઘણાં અલ્પ અને અધુરાં કહેવાય; તે છતાં તેમણે હંમેશ મમતાથી મને સલાહ ને સૂચના આપ્યાં છે. પણ એમની રજા દરમિયાન પંચમહાલમાં એમના કાર્યક્ષેત્રમાં હંગામી કામ કરવાની મને તક મળેલી તે વખતે ત્યાંના શિક્ષકવર્ગ તથા આગેવાનો વગેરેમાં પણ એમના પ્રત્યેની જે લાગણી અને માનવૃત્તિ મેં

બાળેલાં તે હું કદી પણ વિસરી શકું એમ નથી. પછી તો બહુ જ થોડા વખતમાં એમની બદલી ભરૂચ થઇ ને ત્યાંથી એઓ અમદાવાદ સ્કૂલબોર્ડમાં વરિષ્ટ અધિકારી નીમાયા. દરમિયાન હું પણ પંચમહાલથી બદલાઈ સુરત ગયો. પરંતુ ગુજરાતીના ખેતીવર્ગોના નિરીક્ષણ અંગે દર બે માસે એમની સાથે મુલાકાત થતી. એ વખતે હું એમની સાથે અમદાવાદ મ્યુનિ. શાળાઓ જોવા જતો, અને ઠેર ઠેર અનેક વિશિષ્ટતાઓ જોઇ આનંદ પામતો. ભદ્રની એક શાળામાં વાર્તાપદ્ધતિએ વાંચનનો અખતરો એમણે શરૂ કરેલો તે જોવા મને તેઓ તેડી ગએલા. અને અમે સાથે બેસી એ જોતાં મેં એ વિષયમાં ખુબ પૂછપરછ કરેલી. મને પતિજ પડતાં મેં મારા હસ્તકની શાળામાં એ પદ્ધતિ શરૂ કરાવી હતી. અમદાવાદ મ્યુનિ. ની મોંટેસોરી શાળાઓ જોઇને પણ મેં મારા ચાર્જમાં એ પદ્ધતિ જાણનાર ન હોવા છતાં કેટલીક કૃતિઓ અજમાવી જોઈ હતી. આમ અમારો પરિચય વધતો જ ગયો.

પ્રાણલાલભાઇ સ્વભાવે ઉદાર અને વિશાળ હૃદયી છે. છતાં આ તત્ત્વો સાથે વિરલ જણાતો સ્પષ્ટ વક્તૃત્વનો ગુણ પણ એમનામાં છે, એ ખાસ લક્ષમાં લેવા જેવું છે. સ્પષ્ટ વાત કરવી પણ હૂંફાળી રીતે, સહૃદય ભાવે. ગુનો દુષ્ટ છે પણ ગુનેગાર દુષ્ટ નથી એ વાત એમનું હૃદય બરાબર સમજે છે, માને છે અને એને અનુરૂપ વર્તે છે. પોતે અમલદાર છે, પણ માત્ર અમલદાર જ નથી, વાલી પણ છે, સંભાવિત-ઉદાર મિત્રબંધુ પણ છે એ તેઓ સમજે છે અને તાબાના નોકરોને સમજાવે પણ છે.

અસલાલીનો ખેતીવાડીવર્ગ અમે બંને સાથે જોવા ગએલા. મેં આગળ કંઇ સૂચનાઓ આપેલી તેનો અમલ થએલો ન જોયો તેથી શિક્ષકને મેં એ માટે ઠપકો આપ્યો પણ એમણે આખી પરિસ્થિતિ સમજાવી, સુધારણામાં પડતી અડચણો દૂર કરવા તરફ મારું ધ્યાન ખેંચ્યું. ત્યારે એમની ઉદાર ભાવના ને પવિત્ર કર્તવ્યશીલતાનો મને બરાબર ખ્યાલ આવ્યો. એકવાર એમને અમારા સુરત જિલ્લાની રાત્રીશાળાઓ જોવાની તક મળી હતી. સાથે ઘણા હતા. જાણે મોટું કેળવણીકારનું મંડળ જ. ગુજરાતની કેળવણીને હિલોળે ચઢાવનાર તે વખતના ઉત્તર વિભાગના એજ્યુકેશન ઇન્સ્પેકટર મી. કે એસ. વકીલ, ભાવનગરના વિદ્યાધિકારી શ્રી. વિઠ્ઠલરાય મ્હેતા, બરોડા કોલેજના વિજ્ઞાનના પ્રાણ ડૉ. નાયક, સુરત જિલ્લાના થર્ડ યરમાંથી ગ્રેજ્યુએટ થઇ ગયેલા ડૉ. એ. ઈ. મી. શાહ વગેરે. એમણે સ્ત્રીશાળાઓ, ખેતીવર્ગો, ફરતાં પુસ્તકાલયો, શીવણવર્ગો વગેરે જોઈ મને અનેક અતિ ઉપયોગી-કિંમતી સૂચનાઓ કરેલી તે વખતે પણ એમની સહૃદયતાથી હું ચકિત થયો હતો.

અમદાવાદમાં ખેતી પ્રદર્શન વખતે રૂરલ સેક્શનમાં હું કામ કરતો હતો ત્યારે પણ અનેક મુલાકાતોમાં તેઓ મને એક વસ્તુનું ભાન કરાવ્યા કરતા હતા કે જ્યાં વસ્તીના માત્ર આઠ ટકા લખી વાંચી શકે તે દેશમાં અશુદ્ધિ જ હોય. ને તે સુધારવાની આપણી ફરજ જ છે. હ આપો અને આગળ વધારો, અકળાએ પાર નહિ આવે.

ને એથી જ ગુજરાતભરના શિક્ષકોનું એમણે દીલ જીત્યું છે. સુરત જિલ્લામાં ભરાયેલી એક શિક્ષક પરિષદના પ્રમુખ તરીકે એઓ વરાએલા તે પણ આના પુરાવા રૂપ છે. તે વખતે એમણે કરેલા ભાષણનો જે સુંદર સત્કાર ચોમેર થએલો તે હજી પણ શિક્ષકઆલમ તો નહિ જ ભૂલી હોય એવી મારી ખાત્રી છે.

છેલ્લે ૧૯૩૫ ના સુરતના કેળવણી સપ્તાહમાં છેલ્લા દિવસના પ્રમુખ તરીકે એમણે જે પ્રવચન કરેલું ને દર્દભરી હાકલ કરી શિક્ષકોને આગળ વધવા પ્રોત્સાહન આપેલું તેનાથી જ આખું કેળવણીસપ્તાહ સાર્થક બનેલું, એમ કહેવામાં અતિશયોક્તિ થતી નથી.

આવા એક સર્વમાન્ય, સર્વપ્રિય, શિક્ષકોના પિતા સમાન અને કેળવણીના ક્ષેત્રમાં યોદ્ધા સમાન કાબેલ પુરૂષની સાથે મિત્રતાનો દાવો કરવાનું સદ્ભાગ્ય મને સાંપડ્યું છે તે માટે હું પંડને ધન્ય માનું છું ને અત્યંત હર્ષ અનુભવું છું. અને એમના નિવૃત્ત પ્રસંગે અંતરના ઉંડાણમાંથી અભિનંદન આપું છું અને ઇચ્છું છું કે શ્રીયુત પ્રાણલાલભાઇ ગુજરાતના બાળકો અને શિક્ષકોના હિત માટે સશક્ત રહી લાંબું આયુષ્ય ભોગવો કે જેથી પ્રાથમિક કેળવણીમાં નવાં મોઝાંઓની દિશાઓ અરિયગતાના કંપથી ભરે.



"દરેક શિક્ષકે ખાસ કરીને એક વાત મુખ્યત્વે કરીને લક્ષમાં રાખવી જોઇએ કે શિક્ષણ, અભ્યાસક્રમ, ટાઇમટેબલો, પરીક્ષાઓ અને શિક્ષક પોતે પણ બાળકોને માટે છે. બાળકો તેમને માટે નથી. બાળકોને જ શિક્ષણનું કેન્દ્રસ્થાન સમજી, તેમની રૂચીને અનુકૂળ થઇ પડે, તેઓ શિક્ષણમાં આનંદથી રસ લે, અને શિક્ષણ તેમને બોજારૂપ થઇ પડે નહિ એવી એવી રીતે તેમણે તેમના શિક્ષણની, તેમ શિક્ષણ પદ્ધતિની યોજના કરવી જોઇએ." —શ્રી. પી. કે. દેસાઈ

વિષયો ઉપર તેઓ વિશેષ ચર્ચા ચલાવતા હતા. કૉલેજની ડિબેટીંગ સોસાઇટિમાં બોલવાની છટા, સુસ્પષ્ટ વિવેચન અને ભાવયુક્ત ચેષ્ટાથી શ્રોતાજનના મન ઉપર ધારેલી અસર ઉપજાવી તેઓ તેમનો મુદ્દો દૃઢ રીતે પ્રતિપાદન કરતા હતા. સુરેંદ્રનાથ બેનરજી કે લાલમોહન ઘોષ જેવા સુવિખ્યાત વકતા તેમના આદર્શ હોય એમ લાગતું હતું. તેમના સરળ હૃદય અને સાચા પ્રેમને લઇને તેઓ વિદ્યાર્થીવર્ગમાં લોકપ્રિય હતા. હું જુની બોર્ડિંગમાં રહેતો હતો અને તેઓ નવી બોર્ડિંગમાં રહેતા. તેથી મારે ને એમને બહુ પરિચય થતો નહિ; તો પણ અમારા બંનેના ઐચ્છિક વિષય એક હોવાથી અમને વાતચીતના ઘણા પ્રસંગો મળતા; અને તેને લઇને તેમણે મને ટેનિસનકૃત ઇનમેમોરિઅમ નામનું કાવ્ય વાંચવાને આપ્યું હતું અમારા ગુરુ પ્રો૦ જ૦ વ૦ શાહની વિદ્વત્તા, વિષયનું સ્પષ્ટીકરણ કરવાની અનન્ય શક્તિ, તથા તેમની સ્વતંત્ર વિચાર કરવાની શૈલીથી તેમના મન ઉપર અજાયબી પમાડે તેવી અસર નીપજી હતી. ટુંક મુદતમાં તેમનો સ્વર્ગવાસ થવાથી તેમના હૃદય ઉપર જે આઘાત થયો હતો તેના પરિણામ રૂપ શ્રીયુત પ્રાણલાલે 'બરોડા કૉલેજ મેસેલેનિગ'માં તેમનાં સંસ્મરણો લખ્યાં હતાં. તેમણે તેમના શરીરનો દેખાવ, તેમની બુદ્ધિશક્તિ તથા હૃદયના ભાવનું આબેહુબ રેખાચિત્ર આ લેખમાં દોર્યું હતું. ભાષાની સુરેખતા, રસિક વર્ણન તથા મનોહર પાત્રાલેખનથી આકર્ષાઇને પ્રો. શાહની જગ્યા ઉપર નીમાયલા તે વખતના પ્રો. પુરોહિતે મને પૂછ્યું હતું કે, "બી. પી. કે. દેસાઇ કોણ છે?" તે ઉપરથી મેં તેમનો પરિચય કરાવ્યો હતો. આ વખતે તેઓ સુરતની સરકારી મિડલસ્કૂલમાં શિક્ષક હતા. ત્યારબાદ તેમની બદલી નડીઆદની સરકારી હાઇસ્કૂલમાં થઇ, તે વખતે હું પણ ત્યાંજ હતો.

અવારનવાર કૉલેજોના સમારંભોમાં ભાગ લઇને તથા કૉલેજ મિસેલેનિમાં લેખો લખીને તેમણે ત્યાંનો સંબંધ જારી રાખ્યો હતો. નડિઆદમાં તેમની સાથે રા. સા. જનુભાઇ સૈયદ ખેડા જિલ્લાના વાનપ્રસ્થ ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તથા ત્યાંના વાનપ્રસ્થ એડમિનિસ્ટ્રેટીવ ઓફિસર રા. રા. હરરાય અમુલખરાય દેસાઇ, અમદાવાદની સ્કૂલબોર્ડના એડમિનિસ્ટ્રેટીવ ઑફિસર રા. રા. ભગવાનદાસ દોશી, સરકારી મિડલ સ્કૂલના હેડ માસ્તર રા. રા. લીનકરરાય સૈયદ વગેરે નડીઆદ હાઇસ્કૂલમાં તેમના સહશિક્ષકો હતા. શાળાના અભ્યાસક્રમના વિષયો શીખવવા ઉપરાંત વિદ્યાર્થીઓની ભાવના ઘડવાના જે પ્રસંગો મળતા તેનો લાભ વિદ્યાર્થીઓને આપવા તેઓ કદી ચૂકતા નહિ. અઢારમા સૈકાની જગતની મહાન વ્યક્તિ નેપોલિઅન ઉપર તેમને પક્ષપાત હતો, અને જ્યારે તક મળતી ત્યારે તેના જીવનના અદ્ભુત પ્રસંગોનું વિવેચન કરી વિદ્યાર્થીનું માનસ ઉંચી ભૂમિકા ઉપર આકર્ષતા હતા. તેમણે ફ્રેંચ સાહિત્યનો અભ્યાસ કરેલો હોવાથી તે પ્રજાનાં વિશિષ્ટ લક્ષણની દૃઢ છાપ તેમના મન ઉપર પડી હતી. તેમનામાં બુદ્ધિની જે વિશદતા જોવામાં આવે છે તે તેના ઉપર જાણે ફ્રેંચ સાહિત્યનો ઓપ ચડ્યો

હોય એમ માલમ પડે છે જર્મન લોકના કામની સપૂર્ણતા, અંગ્રેજ લોકની વ્યાવહારિકતા, તથા ફ્રેચ લોકની બુદ્ધિની સ્પષ્ટતા આ સર્વત્ર જાણીતી બાબતો છે

તેમની વિદ્યાર્થીઓ પ્રત્યેની દીલસોજી, તેમના ઉપરનો વાત્સલ્ય પ્રેમ અને વિષય સરળ કરવાની કુનેહ આ કારણોને લઇને વિદ્યાર્થીઓની તેમની ઉપર વિશેષ પ્રીતિ જણાતી હતી શિક્ષણનું કર્તવ્ય કેવલ પાઠયપુસ્તકોમાની હકીકત વિદ્યાર્થીઓને સમજાવવાથી સમાપ્ત થાય છે એમ તેઓ માનતા નહિ તેથી તેઓ બીજુ ફાલતુ જ્ઞાન પણ પ્રસગોપાત વિદ્યાર્થીઓને આપતા હતા જો કે તે વખતે શિક્ષક તરીકેનો તેમનો દરજ્જો ઉચો નહોતો તેઓ છઠ્ઠા કે સાતમા આસીસ્ટટ હતા

તો પણ તેમને જે ખરૂ લાગે તે તેઓ કહ્યા સિવાય રહેતા નહિ શિક્ષકોના એક જલસામા તેમના ઠરાવ ઉપરાનના નિખાલસપણાને લઇને મને યાદ છે કે નડીઆદ હાઇસ્કૂલના તે સમયના હેડમાસ્તર દિવાન બહાદુર કેશવલાલભાઇને કહેવુ પડયુ હતું કે, " Mr Desai, you are light hearted તેમને નડિઆદની જનતા સાથે પણ સારો સબધ હતો, તેમની સમાજસુધારાની ધગશને લઇને એક ગૃહસ્થે તેમનુ નામ ' સુધારક માસ્તર ' પાડયુ હતુ આ સમયે તેઓ ઘણુ ખરૂ અગ્રેજીમા જુદા જુદા લેખ લખતા હતા ગુજરાતીમા લખવા જેટલો ભાષા ઉપરનો તેમનો કાબુ હોય એવી તેમની તે વખતે આત્મશ્રદ્ધા નહોતી ' વસત 'ને તેઓ આદર્શ માસિક ગણતા, અને જેમનો લેખ તેમા છપાય તેમને એક પ્રકારનું માન મળે છે એમ તેઓ ગણતા વળી તે સબધમાં તેમની બીજી માન્યતા એવી પણ હતી કે, ' ગ્રેજ્યુએટ ' ના જ લેખોને વસતમા સ્થાન મળે છે ભાષાની સરળતા ઉપર તેઓ બહુ ભાર મૂકતા હતા જેમ બને તેમ આમવર્ગમા સારા વિચારનો ફેલાવો થાય તે માટે ભાષા સહેલી હોવી જોઇએ એમ તેમનું દઢ માનવુ હતુ તે વખતે વસતમા ' વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન ' સબધી માગ લેખો આવતા હતા, તેમા એક ઠેકાણે મે ' Intutive ' ને બદલે ' સહજોપલબ્ધ ' શબ્દ વાપરેલો હોવાથી તે અગે અમારે પરિભાષા સબધી ખૂબ ચર્ચા થઇ હતી મારૂ કહેવુ એમ હતુ કે કેટલાક કઠણ વિષયોમા અમુક પારિભાષિક શબ્દ વાપરવાની ખાસ જરૂર પડે છે વિચારની સુરેખતાના ભોગે સરળતા લાવવી એ વિચારની હું વિરૂદ્ધમા હતો, અને તે ઉપરથી મે તેમને કેન્ટની Critigve માથી Transcendental શબ્દનો દાખલો આપ્યો હતો કારણકે તે વિષયનો તેમણે ખાસ અભ્યાસ કર્યો હતો આ ચર્ચાએ થોડા વખત પછી એક જાહેર ભાષણનુ સ્વરૂપ લીધુ હતુ, અને તેમા નડિયાદના સાક્ષરોએ ઠીક ભાગ લીધો હતો

ત્યારબાદ સને ૧૯૦૮ મા તેમની બદલી અમદાવાદની રા૦ બ૦ રણછોડલાલ લાલ હાઇસ્કૂલમા ફ્રેચ શિક્ષક તરીકે થઇ, તો પણ અમારે અવારનવાર મળવાના ઘણા

પ્રસંગો મળતા હતા. વળી જ્યારે હું મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજમાં શિક્ષક હતો, ત્યારે પણ તેમના સહવાસનો લાભ મને મળતો હતો. જ્યારે તેમની બદલી પંચમહાલ અને રેવાકાંઠાના આસિસ્ટંટ ડેપ્યુટિ તરીકે થઇ ત્યારે ત્યાં પણ તેમણે 'સંસાર સુધારા પરિષદ'માં એક સરકારી નોકર હોવા છતાં આગળ પડતો ભાગ લીધો હતો; પરંતુ તે બાબત ખાતાના ઉપરી અધિકારી મી. સાવરકરને ગમી નહિ, તે ઉપરથી તેમની બદલી ભરુચ જિલ્લામાં થઇ, પણ તેમણે થોડાજ વખતમાં તે જ અધિકારીનું મન તેમના કામ અને રીતભાતથી સંપાદન કર્યું હતું. શાળાની તપાસણીમાં તેઓ બીજા કેટલાક અધિકારીઓની માફક કેવળ શિક્ષકના કામની ખામીઓ તથા ભૂલો ઉપર ખાસ લક્ષ આપતા નહિ. તેઓ શિક્ષકના કામની સારી કદર કરતા. કામ તપાસતી વખતે તેઓ કામની ટીકા કરવાની સાથે શિક્ષકને કામ કરવાનું મન થાય એવા ઉત્સાહજનક શબ્દો બોલતા. તેમના ઉમદા ખવાસને લઇને તેઓ શિક્ષકના કામની જોઇએ તે કરતાં વધારે પ્રશંસા કરતા. શિક્ષકના ઉપર અધિકારનો દાબ પાડવો અને તેને મુંઝવવો એ તેમની ખાસિયત નથી પણ ઉદાર ભાવનાથી પ્રેરાઇને તેઓ તેના તરફ સલુકાઇથી વર્તતા અને તેનો વિશ્વાસ સંપાદન કરી તેનું મન હરી લેતા. આવી તેમની મનની ઉદારતા અને જનસ્વભાવ પ્રત્યે વિશ્વાસ એ તેમના ઉપરી અમલદારને રૂચતા નહિ. કોઇ પણ શિક્ષકને શિક્ષાના ભયથી સુધારવા, તેના કરતાં તેના ઉપર વિશ્વાસ અને પ્રેમ બતાવી તેનું મન સુધારવું એ તેમનો સિદ્ધાંત હતો અને હાલમાં પણ રહ્યો છે.

સને ૧૯૨૦ માં કામ કરવાની કાબેલીઅતને લઇને અમદાવાદની મ્યુનિસિપાલિટિમાં તેઓ સેક્રેટરી સ્કુલ્સ કમીટી અને સુપરિન્ટેન્ડન્ટ નીમાયા. તેઓ સરકારી નોકર હોવાથી અસહકારના વખતમાં તેમને માથે સરકારને વફાદાર રહેવાનું હતું, જ્યારે બીજી તરફથી સ્કૂલબોર્ડના ચેરમેનના હુકમનો અમલ કરવાનો હતો. તેમણે તો એક નિખાલસ હૃદયના આદેશને અનુસરીને કામ કર્યું હતું. તેમનું માનસ અસહકાર તરફ નહોતું પણ તેમના હૃદયની સ્વદેશભક્તિની લાગણીને લીધે કે બીજા ગમે તે કારણુસર તેમની એક કસુર ગણી તેમની બદલી મુંબઇની એલ્ફીન્સ્ટન હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે થઇ. આ બનાવથી તેમનું સ્વમાન હણી લેવામાં આવ્યું. તેઓ પોતે નિર્દોષ છે એમ પોતે પોતાને સારી પેઠે જાણતા હતા; પણ ગમે તે વહેમને લઇને તેમને હલકા પાડવાનો ઉદ્દેશ જણાવાથી તેમણે આવા અણીના પ્રસંગે સરકારી નોકરીનું રાજીનામું આપી અમદાવાદ મ્યુનિસિપાલ નોકરી કરવા નિશ્ચય જણાવ્યો. આ પ્રસંગે તેમના હૃદયમાં જે મથન થયું હશે તે ભાગ્યેજ બીજાથી સમજી શકાય એમ છે. આવી રીતે લાંબા વખતની નોકરીનો આત્મભોગ આપી તેમણે મ્યુનિસિપલ શિક્ષકો માટે શું શું કર્યું છે તે સર્વ કોઇ સારી પેઠે જાણે છે.

થોડાંએક વર્ષ ઉપર મારા જીવનમાં મારે માથે એક કઠણ પ્રસંગ આવ્યો હતો, તે

વાત તેમના જાણવામાં આવી; એટલે તેઓ મારી પાસે આવ્યા, અને વસ્તુસ્થિતિથી વાકેફ થઇ મને કિંમતી સલાહ આપી હતી. તેમના હૃદયમાં મારે માટે કેટલો સાચો પ્રેમ હતો તેનો મને ત્યારે અનુભવ થયો. ટ્રેનિંગ કૉલેજના કામને અંગે તેમની સુજનતાને લઇને અમારા બે વચ્ચે કોઇ દિવસ વિક્ષેપ ઉપજ્યો નથી. જો કે સિદ્ધાન્તના પ્રશ્નો પરત્વે અમદાવાદ મ્યુનિસિપાલિટિ અને સરકારી કેળવણી ખાતા વચ્ચે તકરારો થયા કરતી હતી. તેમનું ચારિત્ર્ય—મનુષ્ય સ્વભાવ પાપિષ્ઠ નથી, પણ તેમાં દૈવી પ્રકૃતિ પણ છે એવો વિચાર એ તેમની ખાસિયત છે. કોઈ પણ મનુષ્યને તેના વાંક માટે એકદમ અપરાધી ગણવો એ તેમનું હૃદય કબુલ કરતુ નથી. જેણે કંઈ તકસીર કરી હોય તેને તરતજ શિક્ષા કરી સુધારવાની આશા રાખવી એ સૃષ્ટિક્રમ વિરુદ્ધ છે એમ તેઓ માને છે. તેવી વ્યક્તિનો ગુનો બતાવી તે જાતે સુધરે એવી તક આપવી એમ તેમના હૃદયનું દૃઢ માનવું છે. શિક્ષાના ભયથી મનુષ્ય સુધરી શકતો નથી પણ તેના આંતર હૃદયમાં તેની કસુર માટે તેને પશ્ચાતાપ થાય તો જ તે સારા કર્મ કરી શકે છે અને તેવી સ્વતઃ વૃત્તિને લઇને જ તેના ચારિત્ર્યનો વિકાસ થાય છે. આવી ખાસિયતોના ફળ રૂપેજ તેમનામાં ઉદારતાનો વિશેષ ગુણ જોવામાં આવે છે. અંગ્રેજીમાં જેને ' Noblesse oblige ' કહે છે, એટલે કોઈ મનુષ્યનું કામ કરી છૂટવું એ જ મોટાઈ છે એવું તેમનું જીવનસૂત્ર છે. કોઇ પણ મિત્ર કે શિક્ષકને પ્રસંગ આવે તેઓ તેને મદદ કરવા ચૂકયા નથી એ સારી પેઠે જાણીતી બાબત છે. તેમની મૂળ ખાસિયતને લઈને કોઇ પણ મનુષ્યને મદદ કરવી એમાં તેમને વિશેષ રસ પડે છે એ કહેવું ખોટું નથી. મારા જાણવા મુજબ શિક્ષકો તરફ તેમણે વિશેષ સભ્યતાથી અને સમભાવ બતાવી તેમને જેટલી બને તેટલી રાહત અને મદદ આપવામાં કસર રાખી નથી. આવી રીતે તેમનું હુંફાળું હૃદય એ જ તેમની લોકપ્રિયતાનું ખાસ કારણ છે. સરળતા, નિખાલસપણું, દયા, પરોપકારવૃત્તિ વગેરે બીજા હૃદયના જાણીતા ગુણો તેમનામાં છે. જ્યાં જ્યાં એમને અન્યાય લાગ્યો છે ત્યાં ત્યાં એમની કલમદ્વારા એમણે તે દૂર કરવાને ખાસ મહેનત લીધી છે. સ્વતંત્રતાના હિમાયતી હોવાથી તેમના તાબાની બીજી વ્યક્તિઓ પણ તેવી સ્વતંત્રતા ભોગવે એવી તેમની ઉત્કટ ઇચ્છા છે. સ્વતંત્રતાની સાથે જવાબદારી પણ હોવી જોઇએ એમ તેઓ માને છે, તેથી શિક્ષકોને જવાબદાર કામ સોંપી તેમની સ્વતંત્રતાની ઇચ્છા તૃપ્ત કરવા માટે તેમણે સારો પ્રયત્ન કર્યો છે. તેઓ ખાલી વચન આપતા નથી. તેમનાથી જે બની શકે તેવી આશા તેઓ બીજાને આપે છે અને તે મુજબ કામ કરવાને તેઓ તનતોડ મહેનત કરે છે. હૃદયન[illegible]ણોની સાથે તેમની બુદ્ધિના ગુણો પણ આકર્ષક છે.

અગાઉ જણાવ્યા મુજબ [illegible] કરવા [illegible] છે. કોઈ [illegible] ગૂંચવણ ભરેલી બાબતનું પૃથક્કરણ કરી [illegible] માં

છે. કોઇ પણ વિષયનો તલસ્પર્શી વિચાર કરી તેનો નિકાલ લાવવો એ તેઓ સારી પેઠે જાણે છે. વળી વિચારની સ્પષ્ટતા અને સૂક્ષ્મતાની સાથે પોતાનો મુદ્દો યોગ્ય દલીલોથી રજુ કરી સામા માણસને ગળે ઉતારવાની કુનેહ તેમનામાં માલમ પડે છે. તેમના લેખોમાં તેમજ પત્રવ્હેવારમાં આ બાબત સ્પષ્ટ તરી આવે છે સરકારી કેળવણીખાતા સાથે લખા પટ્ટીમાં તેઓ જે તર્કસિદ્ધ દલીલો રજુ કરતા તેને લઇને તેમના કાગળો ઉપર સરકારી અધિકારીઓને પોતાને ખાસ ધ્યાન આપવું પડતું હતું; અમદાવાદ સ્કૂલબોર્ડની જે પ્રતિષ્ઠા હાલમાં જામી છે, તેમાં શ્રી પ્રાણલાલભાઇની બુદ્ધિશક્તિનો મોટો હિસ્સો હોવો જોઇએ, એમ મારૂં ધારવું છે. જો તેઓ કેળવણી ખાતામાં પડવાને બદલે વકીલ થયા હોત, તો તેમના બુદ્ધિના ઉંચા ગુણ તથા વક્તૃત્વ શક્તિને લીધે વધારે સારી ખ્યાતિ મેળવી શકત અને મહાસભામાં જોડાઇને તેઓ લોકહિતનાં વિવિધ કામ કરી શકત.

શ્રી પ્રાણલાલભાઇની જીવનકળા સંબંધી ઉપર જે કાંઇક જણાવવામાં આવ્યું છે, તે ઉપરથી તેઓ કાબેલ શિક્ષક, કુનેહબાજ વહીવટી અમલદાર અને છટાદાર વકતા છે એટલુંજ નહિ, પણ તેઓ સારા લેખક પણ છે મેં તેમના ઘણા અંગ્રેજી અને ગુજરાતી લેખો વાંચ્યા છે તેમજ તેમનું :'સંસારચિત્ર' નામનું પુસ્તક પણ રસપૂર્વક વાંચ્યું છે તે ઉપરથી તેમની સર્જનશક્તિનો સારો ખ્યાલ મળે છે. મારા જાણવા મુજબ પ્રથમ તેમણે તેમની લેખન પ્રવૃત્તિનો આરંભ રસિક વાર્તાઓથી કર્યો હતો. તેમાંની કેટલીક તો અનુવાદ તરીકે હતી, પણ મૂળ લેખકની વસ્તુનું તેઓ એવું સરસ રૂપાંતર કરતા કે જાણે અસલ વસ્તુ ગુજરાતીમાં હોય એમ જણાઇ આવતું; આવી રીતે કેટલીક વખતના અનુભવ પછી તેમણે સ્વતંત્ર સર્જન દ્વારા સંસારસુધારા સંબંધી વાર્તાઓ અને લેખો લખ્યા છે. ગુજરાતમાં જ્યારે જ્યારે સંસાર સુધારાની પરિષદો ભરાતી, ત્યારે તેઓ તેમના વિચારનો લાભ સ્વાગત મંડળને તથા પ્રમુખને આપવા ચૂક્યા નથી.

સમાજની ઉન્નતિનો મુખ્ય આધાર સારી કાર્યસાધક કેળવણી ઉપર છે, અને તેના પ્રેરણાબળ તરીકે શિક્ષકવર્ગ છે; એ વિચાર તેમનો સબળ સિદ્ધાંત છે તેને લઇને પ્રાથમિક શિક્ષકનો દરજ્જો વધારવો જોઇએ તથા તેમને પૂરતો યોગ્ય પગાર મળવો જોઇએ એમ તેઓ ખાત્રીપૂર્વક માને છે આ દષ્ટિ અનુસાર તેમની કારકીર્દિ દરમ્યાન તેમણે શિક્ષકના હિતના હિમાયતી તરીકે એ સંબંધી વિવેચન કરવાનો કોઇપણ પ્રસંગ જવા દીધો નથી. એક વખત તેમણે મને કહ્યું હતું કે "સાહેબ લોકના બટલર કે ભંગી જેટલો પગાર પણ આપણા શિક્ષકોને-ખાસ કરીને નીચલા ધોરણમાં શીખવતા શિક્ષકોને મળતો નથી" જેમને નાનાં બાળકો કેળવવાનું કામ સોંપવામાં આવે છે તેમને રૂા ૧૫-૨૦ સુધીનો પગાર મળે છે અને કેળવણી ખાતાના પ્રધાન જેવા પુરુષો પણ તેમને "રાષ્ટ્રવિધાતા" (Nation

પડી આવે એવી નથી. જે તેમના હૃદયનો ભાવ સમજી શકે છે તેમને તેમના સ્વભાવમાં ગંભીરતાની છાયા જણાયા સિવાય રહે એમ લાગતું નથી. વિધિની ચેષ્ટા વિલક્ષણ હોય છે, તેનો ઘણો કડવો અનુભવ થવાથી તેમના હૃદયની સ્વતઃ અને સરળ વૃત્તિ ઉપર જાણે ભારે બોજો મૂકાએલો હોય એમ તેમનું ચારિત્ર સાક્ષી પૂરે છે. અદૃષ્ટની આવી સત્તા હરકોઇ મનુષ્યની શકિતથી પર હોવાથી પરમાત્માના વિધાનને શાંતિ અને ખૂશખુશીથી તાબે થઇ પોતાનું કર્તવ્ય કર્યાં કરવું એ સુજ્ઞ પુરુષ માટે જીવનનો ઉદ્દેશ પ્રાપ્ત થાય છે. દરેક મનુષ્ય પ્રભુને પથે વળેલો છે, એટલે તેના ચારિત્ર્યમાં દોષ તથા ખામીઓ હોય છે. શ્રી. પ્રાણલાલભાઈ આપણા જેવી એક વ્યકિત છે. તેઓ આદર્શ પુરુષ છે એમ મારૂં માનવું નથી; પણ તેઓ આત્મોન્નતિના માર્ગમાં આગળ વધેલા છે, એ બાબત સંબંધી શંકા ઉપજાવવા જેવું નથી વળી ગોલ્ડસ્મિથના કહેવા મુજબ તેમના દોષ પણ સદ્દગુણોના અતિશય પ્રભાવને લઇને હતા એમ કહેવું ખોટું નથી. જેમ પૂર્વમાં બહુ જવાથી પશ્ચિમ દિશા આવે છે, તેમ સદ્દગુણનો અતિરેક થવાથી તે કેટલાકને દોષરૂપ લાગે છે. આ પ્રમાણે શ્રી. પ્રાણલાલભાઈને સ્નેહાજંલિ આપી હું કૃતાર્થ થાઉં છું.

---

"તમારા પોતાના ઉપર પણ સખત બંધનો છે તે મારી જાણ બહાર નથી. તમને પોતાને પણ તમારા આદર્શો મુજબ શિક્ષણ આપવાની સ્વતંત્રતા નથી તે પણ હું જાણું છું. પરીક્ષા, ઇન્સ્પેકશન વગેરેનો બાહુ વારંવાર તમને પણ ગભરાવી મૂકે છે તે પણ મારી જાણ બહાર નથી. એડમીનીસ્ટ્રેટીવ ઓફીસર, સુપરવાઇઝરો, પરીક્ષકો, સરકારી ઇન્સ્પેકટરો એ બધાના અભિપ્રાયો મુજબ તમારે પણ ઘણીએ વાર તમારા શિક્ષણનો સ્વાભાવિક પ્રવાહ બદલવો પડે છે તે પણ હું સમજું છું. પરંતુ આ બધી મુશ્કેલીઓથી ગભરાઇ જઇ નિરાશ થવું એમાં પુરૂષાર્થ નથી. હું તમને ખાતરી આપું છું કે ખરા ઇન્સ્પેકટરો કર્તવ્યનિષ્ઠ અને ઉચી ભાવનાઓ તથા ઉંચા આદર્શવાળા શિક્ષકોના કાર્યક્રમમાં કદી પણ નડતર રૂપ નહિ થાય પણ ઉલટું તેમની કદર કરી તેમને પ્રોત્સાહન આપશે."

—શ્રી. પી. કે. દેસાઈ

builders ) જેવું ભભકાભર્યું ઉપનામ આપે છે. આવી વસ્તુ તેમને હાસ્યજનક તેમજ દયાજનક લાગવાથી તેમણે વારંવાર પ્રાથમિક શિક્ષકોનું બહેતર થાય તેવી વિવિધ હીલચાલો કરી છે; પણ શિક્ષકો પ્રત્યે રાજ્યની બેદરકારીને લીધે તેની ઝાઝી અસર થઇ નથી.

તેમના જીવનના આરંભમાં તેમના મન ઉપર પાશ્ચાત્ય સંસ્કૃતિની કેવી મોહક અસર નીપજી હતી તેનો સહેજ ઇસારો આગળ કરવામાં આવ્યો છે; દરેક વ્યક્તિના સંપૂર્ણ અથવા યોગ્ય વિકાસ માટે સ્વતંત્રતા એ અગત્યનું સાધન છે, એ વિચાર તેમના હૃદયમાં ઓતપ્રોત થઇ ગએલો છે; યુરોપી ઇતિહાસમાં સ્વતંત્રતાની લડાઈ માટે ત્યાંની પ્રજાઓએ સાહસ અને ભોગ દ્વારા તેમના સમાજની પુનર્ઘટના ઘડી કાઢી છે. તે ચિત્ર તેમની કલ્પના આગળ તાદૃશ હોવાથી તેઓ વ્યક્તિસ્વાતંત્ર્યને અગ્રસ્થાન આપે છે, અને આ કારણને લઇને તે વિચારની છાયા થોડી કે વધારે તેમની સર્વ પ્રવૃત્તિઓમાં જોવામાં આવે છે. યુરોપી સાહિત્ય, ઈતિહાસ વગેરેની અસર તેમના મન ઉપર પ્રબળ થવાથી પાશ્ચાત્ય સંસ્કૃતિના આચારવિચાર પ્રત્યે પહેલાં તેમને વિશેષ પક્ષપાત હતો. પરંતુ કાળના વહેણ સાથે બનેલા યુરોપી મહાન યુદ્ધ તથા અસહકારની લડત જેવા યુગપ્રવર્તક વિચારની અસરને લઇને તેમના જીવનની ભાવના તથા વિચારમાં પરિવર્તન થએલું જણાઇ આવે છે; તેથી કરીને તેમના વિચારનું લોલક હવે તો આર્યસંસ્કૃતિ તરફ ફર્યું છે. સાદું જીવન, પણ ઉન્નત વિચાર એ જીવનનું ધ્યેય હોવું જોઇએ એ સિદ્ધાંતનો તેમણે સ્વીકાર કરેલો સ્પષ્ટ માલમ પડે છે. આ નવા દૃષ્ટિકોણથી તેમણે આપણી રહેણીકરણી તથા સંસ્થાઓ તરફ નિગાહ કરી, ત્યારે તેમને સ્વાભિમાન તથા આત્મગૌરવ વધારનારી ઘણી બાબતો માલમ પડી; અને તેને લઇને તેમના હૃદયમાં દેશભક્તિનું મોજું જોસબંધ ફરી વળ્યું. મારા ધારવા મુજબ છેલ્લાં પંદરેક વરસની અંદર ઉપર જણાવેલો ફેરફાર તેમના જીવનમાં થયો છે અને તે હરકોઇ મનુષ્યને તેમના આચારવિચાર ઉપરથી તરત જણાઇ આવે છે. જો કે આપણી સંસ્કૃતિ તરફ તેમને હવે પક્ષપાત થયો છે, પણ તે ઉપરથી તેઓ સારી કે નરસી બધી બાબતનો અંધશ્રદ્ધાથી સ્વીકાર કરે છે એવું માનવું એ તદ્દન ભૂલ ભરેલું છે સ્વતંત્રતા, સમાનતા વગેરે મૂળના વિચારોની સાથે તેમણે આપણી સંસ્કૃતિના ઉપયોગી તત્ત્વોનું સરસ સંયોજન કરી તેમની ભાવના ઘડી છે, અને તે પ્રેરકબળ અનુસાર રચાએલાં તેમનાં વર્તન અને પ્રવૃત્તિઓ જોવામાં આવે છે.

તેઓ સ્વભાવે આનંદી છે, અને કેટલીક વખત તો અંગ્રેજીમાં જેને light heartedness કહે છે, તે તરફ ઢળતા પણ જોવામાં આવે છે. હાલમાં તેમનો અસલનો ખુશમિજાજ તેના મૂળ સ્વરૂપમાં માલમ પડતો નથી તેનું ખરું કારણ એ છે કે થોડાંએક વરસથી કુદરતી આફતોના જબરા આઘાતથી તેમનામાં ગંભીરતા આવી છે. સાધારણ રીતે જોતાં તે માલમ

પડી આવે એવી નથી. જે તેમના હૃદયનો ભાવ સમજી શકે છે તેમને તેમના સ્વભાવમાં ગંભીરતાની છાયા જણાયા સિવાય રહે એમ લાગતું નથી. વિધિની ચેષ્ટા વિલક્ષણ હોય છે, તેનો ઘણો કડવો અનુભવ થવાથી તેમના હૃદયની સ્વતઃ અને સરળ વૃત્તિ ઉપર જાણે ભારે બોજો મૂકાએલો હોય એમ તેમનું ચારિત્ર સાક્ષી પૂરે છે. અદૃષ્ટની આવી સત્તા હરકોઈ મનુષ્યની શક્તિથી પર હોવાથી પરમાત્માના વિધાનને શાંતિ અને ખૂશબખ્તીથી તાબે થઈ પોતાનું કર્તવ્ય કર્યાં કરવું એ સુજ્ઞ પુરુષ માટે જીવનનો ઉદ્દેશ પ્રાપ્ત થાય છે. દરેક મનુષ્ય પ્રભુને પધે રચેલો છે, એટલે તેના ચારિત્રમાં દોષ તથા ખામીઓ હોય છે. શ્રી. પ્રાણલાલભાઈ આપણા જેવી એક વ્યક્તિ છે. તેઓ આદર્શ પુરુષ છે એમ મારૂં માનવું નથી; પણ તેઓ આત્મોન્નતિના માર્ગમાં આગળ વધેલા છે, એ બાબત સંબંધી શંકા ઉપજાવવા જેવું નથી વળી ગોલ્ડસ્મિથના કહેવા મુજબ તેમના દોષ પણ સદ્‌ગુણોના અતિશય પ્રભાવને લઈને હતા એમ કહેવું ખોટું નથી. જેમ પૂર્વમાં બહુ જવાથી પશ્ચિમ દિશા આવે છે, તેમ સદ્‌ગુણનો અતિરેક થવાથી તે કેટલાકને દોષરૂપ લાગે છે. આ પ્રમાણે શ્રી. પ્રાણલાલભાઈને સ્નેહાંજલિ આપી હું કૃતાર્થ થાઉં છું.



"તમારા પોતાના ઉપર પણ સખત બંધનો છે તે મારી જાણ બહાર નથી તમને પોતાને પણ તમારા આદર્શો મુજબ શિક્ષણ આપવાની સ્વતંત્રતા નથી તે પણ હું જાણું છું. પરીક્ષા, ઇન્સ્પેક્શન વગેરેનો બાહુ વારંવાર તમને પણ ગભરાવી મૂકે છે તે પણ મારી જાણ બહાર નથી. એડમીનીસ્ટ્રેટીવ ઓફીસર, સુપરવાઇઝરો, પરીક્ષકો, સરકારી ઇન્સ્પેક્ટરો એ બધાના અભિપ્રાયો મુજબ તમારે પણ ઘણીએ વાર તમારા શિક્ષણનો સ્વાભાવિક પ્રવાહ બદલવો પડે છે તે પણ હું સમજું છું. પરંતુ આ બધી મુશ્કેલીઓથી ગભરાઈ જઈ નિરાશ થવું એમાં પુરૂષાર્થ નથી. હું તમને ખાતરી આપું છું કે ખરા ઇન્સ્પેક્ટરો કર્તવ્યનિષ્ઠ અને ઉંચી ભાવનાઓ તથા ઉંચા આદર્શવાળા શિક્ષકોના કાર્યક્રમમાં કદી પણ નડતર રૂપ નહિ થાય પણ ઉલટું તેમની કદર કરી તમને પ્રોત્સાહન આપશે."

—શ્રી. પી. કે. દેસાઈ

# શ્રીયુત પ્રાણલાલભાઇનાં સંસ્મરણો

લેખક:

શ્રી. લીનકરરાય અચરતલાલ સૈયદ, બી. એ.

શ્રી. લીનકરરાય પણ પ્રાણલાલભાઈના જૂના સન્મિત્ર છે; તેઓએ વિવિધ દૃષ્ટિબિન્દુથી પોતાના જે જાતિઅનુભવો આ લેખમાં રજુ કર્યા છે, તે વાચકોને જરૂર વાચનીય લાગશે.

" Beauty is only skin-deep, " says the proverb. " No, " says Herbert Spencer, " it is mind deep, heart deep. The intellect has its chisels, the moral nature its fires, to beautify, soften, and refine the face and give it character. Where beauty is but skin-deep it is reapid and soul-less. " And I would add-where it is mind-deep—heart-deep, it is intrinsic—**Spiritual** for the spiritual masters the physical and the physical form becomes radiant with the fires within.

" In life, not death,
Hearts need fond words to help men on their way,
Need tender thoughts, and gentle sympathy."

" The Lord let the house of a beast to the soul of a man,
And the man said, " Am I debtor ? "
The Lord said, "No; but keep it as clean, as you can
And I will let you a better."

Tennyson

" The mind seaks, but it is the heart that finds."

George Sand

હિન્દુ ધર્મશાસ્ત્રોમાં લખ્યું છે, કે બ્રહ્માએ સૃષ્ટિ રચી, તેજ સમયે કાલ-સમય-ને પણ રચ્યો-અને **कालोहि अनन्तः** " એ ઉક્તિ થઇ સૃષ્ટિનો પ્રવાહ અને કાલનો પ્રવાહ અવિરત ગતિએ ચાલ્યાં કર્યો છે. તદનુસાર કાલનો પ્રવાહ મનુષ્યના દેહના પ્રવાહન-જેને વ્યવહારમાં-વય કહીએ છીએ તેને પણ સાથે લેઇ આગળ ચાલ્યો જાય છે. પચીસ વર્ષની વય થતાં મનુષ્ય ઉદરનિર્વાહ અર્થે કાર્યપ્રવૃત્તિમાં જોડાય છે; અને ત્રીસેક વર્ષો વહી જતાં તે "વન"માં પ્રવેશ કરતો થઇ જાય છે અને તે વખતે તે અથવા અન્ય તેટલા લાંબા સમયનું માપ લેવા યત્ન કરે છે ત્હારે તેને તે ત્રીસેક વર્ષો ત્રીસ પળ જેટલાં માપમાં દીસે છે-કાળની ગતિ આવી આશ્ચર્યજનક છે !

ઈ. સ. ૧૯૦૬માં હું નડીઆદ હાઈસ્કૂલમાં એકટિંગ ત્રીજા આસિસ્ટંટ તરીકે સરકારી નોકરીમાં જોડાયો અને તે સ્કૂલમાં ડ્યૂટિ ઉપર ચઢ્યો, તે દિવસે મ્હારા સહશિક્ષકવર્ગનો મ્હને પરિચય થયો-તે વર્ગમાં "પ્રાણલાલ માસ્તર" નામના એક શિક્ષકનાં મ્હને પ્રથમ દર્શન થયાં! ત્હેમના શરીરનો બાંધો, ત્હેમની મુખાકૃતિ, ત્હેમની બોલવાની ઢબ, ત્હેમની ચાલવાની, હરવા ફરવાની રીતિ, ત્હેમની સહશિક્ષકો સાથેની વર્તન-નીતિ-રીતિ, ત્હેમની અન્ય તે સ્થળના ગૃહસ્થો-મિત્રો સાથેનો વ્યવહાર-ત્હેમની વર્ગમાં શિક્ષણાદિક કાર્ય-રીતિ આ બધાં મને થોડીક સામાન્ય પ્રકારનાં-Ordinary-અન્ય મનુષ્યમાં હોય તેવાં અને થોડાંક-અસાધારણ-વિશિષ્ટ-Extra ordinary-Special-તે વખતે દીસ્યાં-દૃષ્ટિગોચર થયાં. તે વખતે મ્હને એવો ખ્યાલ નહિ થયેલો કે જે વ્યક્તિના હું પ્રથમ પરિચયમાં આવ્યો છું તે વ્યક્તિ મ્હારી સાથે ત્રીસ વર્ષ સુધીના લાંબા કાળક્રમપર્યન્ત એક સરખો-Uniform-સ્નેહ-સંબંધ રાખશે, તેટલુંય નહિ, પણ નોકરી મેવા માર્ગ-માંથી નિવૃત્તિ લેવાની વયે પ્હોંચતાં-આજે આપણે-ત્હેમના સહુ મિત્રોએ-જોયું તેટલી ઉચ્ચતમ કક્ષાએ પ્હોંચી-આટલી બધી યશસ્વી પદ્દી મેળવી-આ બધી ગુણપ્રશંસાની પાત્રતા પ્રાપ્ત કરશે!-કિન્તુ તેટલુંજ નહિ, પણ મ્હેં તે પ્રથમ પરિચયના પ્રથમ દિવસે એટલું પણ વિચાર્યું ન્હોતું કે "મ્હારું હૃદય હેમના હૃદયને મેળવશે-જાણશે-("Find"-આ શબ્દ જે આ લેખના આરંભપૂર્વે મ્હેં ચારેક અવતરણો ટાંક્યાં છે, તેમાંનાં એકમાં છે તે શબ્દ પ્રમાણે-મ્હારૂં હૃદય ત્હેમના હૃદયને શોધી કાઢશે-ઓળખી લેશે-અનુભવશે-! અને એ ચારે અવતરણોનો ભાવાર્થ ત્હેમના સંબંધમાં બરાબર સંકલિત થશે! અન્ય મિત્રોને કદાચ જણાયાં હશે, તેમ મ્હને આ ઉચ્ચ કીર્તિનાં બીજ સરખાંય તે વખતે દશ્યમાન થયાં ન્હોતાં, એ હું આજે નિખાલસભાવે જાહેર કરૂં છું. તદુપરાંત હું આજે મ્હારો સગર્વ હર્ષ પણ પ્રદર્શિત કરૂં છું કે અન્ય મિત્રો ત્હેમનું માનસ પુરેપુરૂં વાંચી શકવાને ભાગ્યશાળી થયાં હશે, તેટલો ભાગ્યશાલિ હું જો કે આજે નહિં થયો હોઉં-કદાચ તેમ સંભવે-તો પણ તે મિત્રોમાંથી જેટલા હેમના હૃદયને અનુભવી શક્યા હશે તે વર્ગમાં હું મ્હારી ગણત્રી કરી શકું તેમ છું. વધારે આશ્ચર્યજનક હકીકત તો એ કહેવા માંગીશ કે આ લાંબા ત્રીસ વર્ષના ગાળામાં જે અન્ય મિત્રોને એ લાભ પ્રાપ્ત થયો હતો-તેમણે જેટલો લાંબો સમય આ "મહાપુરૂષ" સાથે નિકટ સહવાસ-સહચર્યાદિક કર્યાં હશે-તેટલો લાંબો સમય પણ મ્હેં તેમની સાથે-સહચર્યાદિકમાં વ્યતીત કીધો નથી, તેમ છતાં જે થોડાક-જૂજ-પ્રસંગો મ્હને તેમ કરવા માટે પ્રાપ્ત થયા હતા-તે પ્રસંગોમાં મ્હારી પ્રત્યેનો ત્હેમનો સદ્‌ભાવ-ત્હેમનું વર્તન-વગેરે મ્હેં હેવાં અનુભવ્યાં હતાં કે મ્હેં તે દરમિયાન, ત્હેમના હૃદયને મ્હારા હૃદયથી અનુભવ્યું! પરિણામ રૂપે, આજે હું એટલું કહેવાની ધૃષ્ટતા ધરૂં છું કે શ્રીયુત પ્રાણલાલભાઇ (મ્હારા કરતાં વયે ત્રણેક વર્ષ મ્હોટા હોઇ) મ્હને ત્હેમને કનીયાન્ ભ્રાતા જેવો વ્હાલ નહિ લાવતા હશે તો પણ હું મ્હારા હૃદયમાં એમને મ્હારા

મ્હોટા ભ્રાતા–સહોદર ભ્રાતા–તરીકે વ્હાલથી અનુભવી રહ્યો છું. આવો એક પક્ષી–સહોદર ભાવ–મ્હને કેમ પ્રાપ્ત થયો તેની હું એ જૂજ–પણ–Important–અગત્યના-અમૂલ્ય પ્રસંગોનો આ સ્થળે ટુંકમાં ઉલ્લેખ કરીશ ત્યારે સર્વને પ્રતીતિ થશે.

સર્વ કોઇ મહાન્ વ્યક્તિના ચારિત્ર્યનું અવલોકન કરવામાં આવે છે તદનુસાર શ્રીયુત પ્રાણલાલભાઇના ચારિત્ર્યનું અવલોકન આપણે વિવિધ દષ્ટિકોણથી કરી શકીએઃ—

(૧) શ્રીયુત પ્રાણલાલભાઇની વિદ્વત્તા, કે તેમનું માનસ.

(૨) શ્રીયુત પ્રાણલાલભાઇની સેવા કે નોકરીમાં કાર્યદક્ષતા.

(૩) શ્રીયુત પ્રાણલાલભાઇની સાંસારિક યા વ્યાવહારિક નીતિ રીતિ.

(૪) શ્રીયુત પ્રાણલાલભાઇનો સ્વભાવ–કે હાર્દ-હૃદયનો વિકાસ.

ઇત્યાદિ ઇત્યાદિ.

પૂર્વોક્ત ચાર દૃષ્ટિકોણમાં, પહેલા અનુક્રમે ત્રણથી નિરીક્ષા, મ્હારા કરતાં વધારે કુશળતા ધરાવતા અન્ય મિત્રોએ કરી છે, અને કરે છે–કરશે–તે કારણથી,-તેમ હું માનું છું તેથી–, અને ચોથા પ્રકારના દષ્ટિકોણથી, હું તેમાંના કેટલાક મિત્રો કરતાં વધારે અંશે–પ્રમાણમાં–કરી શક્યાનો દાવો ધરાવતો છું એ માન્યતાથી જ, હું આ સ્થળે માત્ર તેનું જ વિવરણ કરવાની ઇચ્છા રાખું છું, અને તેમ કરતાં, મ્હને વધારે હર્ષ અને ઉત્સાહ થાય છે એવું કહીશ તો તે એ જ કારણથી કે હું માનું છું કે પૂર્વોક્ત પ્રથમના ત્રણ પ્રકારના ગુણસમૂહ કરતાં ચોથા પ્રકારના ગુણસમૂહની વ્યક્તિના ચારિત્ર્યને ઉચ્ચતાનું લક્ષણ આપવામાં વિશિષ્ટ અગત્યતા અર્પે છે.

આટલી પ્રસ્તાવના કરી હું શ્રીયુત પ્રાણલાલભાઈ સાથે થયેલા મ્હારા હાર્દિક પરિચયના જૂજ પ્રસંગોનું વર્ણન કરીશ.

**શ્રીયુત પ્રાણલાલભાઈના સદ્ભાવ અને હૃદયનાં ઔદાર્ય–સૌજન્ય વગેરે**

**(૧) પહેલો પ્રસંગ : ઈ. સ ૧૯૧૦**

આશરે દોઢેક વર્ષ હમે નોકરીમાં એક જ સ્થળે સાથે ગાળ્યાં અને બદલીના પરિણામે મ્હેં નડીઆદ છોડયું ને અમે છૂટા પડ્યા. મ્હારી પ્રથમ પત્નીનું અવસાન થયું. ઈ. સ. ૧૯૧૦. કુદરતના નિયમાનુસાર અને મ્હારા લાગણીભર્યા સ્વભાવવશાત્ હું અત્યંત શોકગ્રસ્ત બન્યો. ચિત્તની અસ્વસ્થતાનું નિવારણ કરવા માટે હું મ્હારા મ્હોટાભાઇને ત્યહાં જઈ રહેવા નડીઆદ ગયો. તે વખતે હું આત્મહત્યા કરીશ એવી ભીતિ તેમને રહેતી, તેથી હું સાંજે સ્ટેશન પર જતો તે વખતે મ્હારી સાથે તેમના નોકર (વિઠ્ઠલ)ને તે મોકલતા–મ્હારા જાણવામાં ના આવે તે રીત્યે. એ જ અરસામાં દીવાળીના કે નાતાલના તહેવારોને લીધે

સ્કૂલમાં ૮–૧૦ દિવસની રજાઓ પડી. તે વખતે રા. પ્રાણલાલ માસ્તરે, સ્વેચ્છાથી, મ્હને તેમની સાથે વડોદરે જવાનું સૂચવ્યું. પૂર્ણ નિરાશાયુક્ત જીવન અનુભવી રહેલા મ્હેં સ્હેજમાં 'હા' કહી. અમે બન્ને વડોદરે ગયા. ત્હાં ૪–૫ દિવસ સાથે રહ્યા, હર્યાફર્યા, ત્હેમના બે અંગત મિત્રો મોહનલાલ કામેશ્વર પંડ્યા તથા દાદાશાહ કોંટ્રાકટરનો મ્હને ત્હેમણે પરિચય કરાવ્યો, જેમનાં નામ તેમજ હૃદય હું અદ્યાપિ વિસરી શકયો નથી અને આમરણાંત વિસરી શકીશ પણ નહીં જ. આ તો પ્રસંગવશાત્, પણ એ ૪–૫ દિવસોમાં ૨૪ કલાકના સહવાસમાં–ને સહચર્યામાં–પ્રાણલાલ માસ્તરનું હૃદય, મ્હારા હૃદયમાં ત્હેમણે કોણ જાણે કેવી અકળ રીતિએ રેડયું કે ત્હેની જાદુઈ અસર એ થઈ કે 'સ્વજનના મૃત્યુના પરિણામે જે વિષમ દશા મ્હારા મનને પ્રાપ્ત થઇ હતી તેની વિષમતા બહુ અંશે તેમણે કમી કરી! અને આત્મહત્યાનું મૂર્ખતાભર્યું સાહસ કરવાનો મ્હેં સંકલ્પ તો કીધો ન્હોતો, તો પણ અસંત શોકગ્રસ્ત થવાના પરિણામે જે નિરાશા તેણે (મ્હારા મને) મ્હારા જીવનમાં રેડી હતી તે નિરાશાનાં કાળાં અભ્રોની ઘટ્ટતા-કેટલેક અંશે તેમના હૃદયનાં મ્હેં કરેલાં પાનથી વિકૃત થઈ, મ્હને જાણે નવું જીવન પ્રાપ્ત થયું હોય એવી પ્રતીતિ થઈ! જીવન સરલ બન્યું.

## (૨) બીજો પ્રસંગ:—ઇ. સ. ૧૯૧૩–૧૪.

બીજીવાર લગ્નગ્રન્થિથી સંસારમાં પ્રવેશ કરવાનો પ્રસંગ આવ્યો. વિવાહ થયો. લગ્નનું મુહૂર્ત નિશ્ચિત થયું. સુરતમાં સુસંસ્કાર પામેલી કન્યાનું પાણિગ્રહણ અર્થે જાન સહિત જવાની કુંકુમપત્રિકા પણ મળી. પણ—કહેવતમાં કહ્યું છે તેમ "ગાગર ભરાય તેટલૂં નાણું"–તે શી રીતે લેઇને જવૂં તે પ્રશ્ન ખડો થયો. મ્હારા સ્વભાવ પ્રમાણે અર્થ-સંચયના અભાવે મ્હારી મુંઝવણનો પાર ન રહ્યો. મ્હેં એક સ્હાંજે ટપાલનો ટાઇમ થતાં "ઉપકાર સહિત નિમન્ત્રણનો અસ્વીકાર" કરતો પત્ર લખી નાખવાને હાથમાં કલમ પકડી. મ્હારા પૂજ્ય અને અત્યંત પ્રેમાળ પિતાએ તે નિશ્ચય કરવો એકાદ રાત્રી મોકૂફ રાખવા સૂચના કીધી. મેં હેમની આજ્ઞા માથે ચઢાવી ટેબલ પર કલમ પાછી મુકી. કપડાં પ્હેરી વિક્ટોરીયા ગાર્ડનમાં હમેશના રિવાજ મુજબ બ્હાર ફરવા માટે નીકળી પડયો, માર્ગમાં બે મિત્રોનો સાથ થઇ આવ્યો—જેમાંના એક "પ્રાણલાલ માસ્તર" હતા ને બીજા મિ. મોતીલાલ અમુલખરાય દેસાઇ હતા. થોડીક વારમાં હમે ગાર્ડનમાં જઇ પહોંચ્યા અને એક બેન્ચ પર જઇ બેઠા. મિત્રોની ગોષ્ઠી—વાર્તાલાપ—મશ્કરી મજાક ચાલી. પ્રાણલાલભાઇએ મ્હને પૂછ્યું. "—"લગ્નમાં હમને નોતરશો ને?"—મ્હેં પ્રત્યુત્તર વાળ્યું—"જાનનાં તો ઠેકાણાં નથી ને નિમન્ત્રણની તો તેથી વાત જ કયાં રહી?" ત્હેમણે સાશ્ચર્ય પૂછ્યું—"કેમ?!" મ્હેં નિરાશામાં કહ્યું—"પાસે પલ્લાં જેટલી રકમ જ નથી. તેથી." એ સાંભળીને તેમણે કહ્યું—"ત્હમારી ન્યાતમાં પલ્લું કેટલું ધરવું પડે?" મ્હેં કહ્યું—"આશરે

બે હજાર રૂપીઆ." તેમણે કહ્યું. "એ બાબત નિશ્ચિંત બનો–એ રકમ હમારે મેળવી આપવી." મ્હારૂં મૃતકાય હૃદય પુનર્જીવન પામ્યું. મ્હેં રહાંજે કરેલા નિશ્ચયની સવિસ્તાર વાત કહી. તેમણે બીજા દિવસે "હા" લખતો પત્ર લખી નાખવાનું સૂચવ્યું. પૈસા ઊભા કીધા–એટલેથી જ તેઓ સંતોષ નહી પામ્યા. પણ સુરત ખાસ તે પ્રસંગે ગાડીભાડું ખર્ચી અન્ય મિત્રોને એંગી આવી પહોંચ્યા. વરઘોડામાં–લગ્નમાં સૌહાર્દમાં ઉલ્લાસભર્યો ભાગ લીધો !

–ઉપરના બે પ્રસંગો–એક કૃષ્ણપક્ષની અમાવાસ્યાની ઘોર રજની તુલ્ય પ્રસંગ. અને બીજો શુક્લપક્ષની પૂર્ણિમાની શ્વેત ચંદની રાત્રીનો પ્રસંગ. ઉભય પ્રસંગો પરસ્પર વિરૂદ્ધ પ્રકારના. **One of Adversity–the other of Prosperity–though clothed at first in adversity–!**

ઉપરના બે પ્રસંગોમાં "પ્રાણુલાલ માસ્તર"- સ્પીરીટ [ આત્મા )–રૂપે વિચર્યો! ઓહો ! શું ત્હેમના હૃદયનાં નિઃસ્વાર્થ-સૌજન્ય-ઔદાર્ય–પરોપકારશીલ વૃત્તિ–! શું મ્હેં ત્હેમની સાથે એવી ગાઢ મૈત્રી કીધી હતી ? શૂં મ્હેં ત્હેમને ખાલી ખુશામત કરી રીઝવ્યા હતા? શૂં મ્હેં ત્હેમને ખાનગીમાં પૈસા આપી–ધરી–પ્રસન્ન કે સુખી કીધા હતા ? શૂં મ્હેં ત્હેમની માંદગીમાં સેવા બજાવી હતી ? આમાંનું કે આના જેવું બીજું કંઈ પણ મહત્વનું કાર્ય મ્હેં ત્હેમને ઉદ્દેશીને કીધું હતું ? કે જેને લીધે તે પૂર્વોક્ત ઉભય પ્રસંગોમાં મ્હારા પર આટલો બધો સદ્દભાવ દર્શાવવા પ્રેરિત બને?! ના, હું નિશ્ચયપૂર્વક કહી શકું છું કે મ્હેં એવુ કંઈ પણ કીધું ન્હોતૂં. તેમ છતાં–જેમનો સ્વભાવ જ આવી ઉમદા ખવાસનો બનેલો હોય–જેમનું હૃદય જ–પરોપકાર વૃત્તિનાં તાંતણે બનેલું હોય–તે કંઈ કોઇ પણ સેવાની અપેક્ષા સરખીય કરે ખરૂં?! પૂર્વોક્ત બે જ પ્રસંગો મ્હને ત્હેમના હૃદયનું સંપૂર્ણ પાન કરવા માટે બસ હતા. તો પણ તેટલા બે જ પ્રસંગો હમારા આ ત્રીસ વર્ષના ગાળામાં બન્યા હતા તેમ નહોતું. આ ઉપરાંત બીજા પણ થોડાક પ્રસંગો બન્યા હતા જ પણ જો પૂર્વોક્ત બન્ને પ્રસગોમાં હૃદયપાન સંપૂર્ણ થઇ શક્યું એમ બન્યું હતું તેવું કહી શકું છું, તો પછી અન્ય પ્રસંગોના ઉલ્લેખની આવશ્યકતા નથી રહેતી; છતાં વર્ણન કરૂં તો લંબાણ થાય ને વાચકવર્ગને કંટાળો આવે. તેથી તે વર્ણન નિષ્પ્રયોજન ગણુંછું.

તથાપિ–આ પ્રસંગ તેમના "રિટાયરમેન્ટ"-નિવૃત્તિ પરાંગમુખ સમય સાથે સંબંધ ધરાવતો હોઇ, તેની ગણના સમયોચિત હોઈ–હું તે બધામાંથી બીજા થોડાએક પ્રસંગોનો બહુ જ ટુંકમાં ઉલ્લેખ કરીશ.

**(૩) ત્રીજો પ્રસંગ : સને ૧૯૨૫**

મ્હારા એક પ્રિય શિષ્યે–તેમના તાબા નીચેના શિક્ષક–' પ્રાણુલાલ માસ્તર 'નો મ્હોટો

અપરાધ કીધો. અપરાધ અક્ષમ્ય હતો. તેમ છતાં તેને ત્હેમણે ક્ષમા આપી, સ્હેજ શિક્ષા કીધી, અને માત્ર થોડીક મુદ્દત તે શિક્ષા ભોગવાવી તેને સંપૂર્ણ ક્ષમા આપી. આ ક્ષમાવૃત્તિનું મૂળ તે શિક્ષક પ્રત્યેનું તેમનું સમાન્ય ઉદારતાભર્યું હાર્દ, એ જ માત્ર એક મૂળ ન્હોતું, પણ મુખ્યત્વે કરીને, મ્હારા પ્રત્યેનો તેમનો શુદ્ધ પ્રેમ, તેમની સદ્ભાવના, એ જ મૂળ હતાં. મ્હારા હૃદયે ત્હેમના હૃદયને આ પ્રસંગે પીછાન્યું, અનુભવ્યું.

(૪) ચોથો પ્રસંગ (સાલ ૧૯૨૬—૧૯૨૯)

મ્હારી નોકરીમાં મ્હને નિરાશાના પ્રસંગો પ્રાપ્ત થતા, તે વખતે મ્હારામાં પ્રોત્સાહન, સલાહ, સાન્ત્વનાદિક, અર્પતાં. આ બધું Spontaneously સહજ ભાવે, પ્રેમપૂર્વક અને નિઃસ્વાર્થવૃત્તિથી જ તે કરતા, અને વિશેષ હર્ષજનક બાબત એ હતી કે તે પૂર્ણ Sincerity થી જ તેમ કરતા હતા મ્હને ભાસ્યું કે ' Sincerity was his religion as it were ધર્મરૂપ હતો.

(૫) પાંચમો પ્રસંગ : ઇ. સ. ૧૯૩૨

મ્હારા એક ' મ્હેં માનેલા ' મિત્રે મ્હને અન્યાય કીધો. તે મિત્રની તેમણે મિત્રમંડળમાં જાહેરમાં ખૂબ જ ઝાટકણી કીધી. મ્હારી પ્રત્યે આ તેમની દયાભાવના જ હતી! Sympathy જ હતી. એ મહારથી મિત્રને શરમિંદા બનાવવા ' પ્રાણલાલ માસ્તર ' જેવા જ બીજા મહારથીની સહાય આવશ્યક હતી. વણમાગ્યે તે સહાય તેમણે મ્હને કીધી!

(૬) છઠ્ઠો પ્રસંગ : ઈ. સ. ૧૯૩૬—૩૭

કૌટુંબિક અને સામાજિક પ્રશ્નોની વિટંબનામાં જે માર્ગદર્શન તેમણે મ્હને સુઝાડ્યું હતું તે જાહેરમાં દર્શાવી શકાય તેમ નથી. હમારાં ઉભયનાં મન તેમજ હૃદય જ જાણે છે. આ પ્રસંગની કિંમત અમૂલી (અમૂલ્ય) છે. ઓહો! આ વખતે ત્હેમના હૃદયની વિશાળતા, ઉદારતા, સુસંસ્કારિતા! હું પ્રશંસા કયા શબ્દોથી કરી શકું તેમ છું? શબ્દોથી તેમ કરવા અસમર્થ છું.

પૂર્વોક્ત લેખના આરંભમાં ટાંકેલાં ચારે અવતરણોના ભાવાર્થ ત્હેમના સંબંધમાં બંધબેસતા બને છે! ઉપર ગણાવેલા પ્રસંગો, ન્હાના કે મ્હોટા, Intensiveness અને Extensivenessમાં બહિર્ જગતમાં દશ્યમાન હોય પણ માનસિક પ્રદેશમાં Intensiveness જ માત્ર અસ્તિત્વ ધરાવે છે. Extensiveness નહીં જ. તેથી-પ્રસ્તુત વિચારણામાં સર્વ સમાન જ છે.

પૂર્વોક્ત ૫—૬ પ્રસંગો જે આજે સ્મૃતિપટ પર તરી આવ્યા તે ગણાવ્યા છે. બીજા પણ કેટલાક બન્યા હશે. જે આજે મનના નીચેના પડમાં, Sub-conscious strataમાં

દબાયલા પડ્યા હશે તેનો ઉલ્લેખ આજે થઇ શક્યો નથી. તેથી 'શ્રીયુત પ્રાણલાલભાઇ'ની કલ્પના ગુણસમૃદ્ધમાં જરા પણ ન્યૂનતા થશે નહિ જ, બલ્કે આજે એ પાછલાં ૩૦ વર્ષોના સમયપટ પર એક દષ્ટિપાત સહુ પ્રસંગોને એકત્રિત રૂપમાં કરી એક મહાન રાશિસમ કલ્પનામાં ભાસ આપી રહ્યા છે.

Mr. Pranlal as a teacher
,, , a literary man
,, ,, ,, an Educationist
,, ,, , a social reformer
,, ,, ,, a Man

આ બધામાં 'as a man' તેમની ગણના ઉચ્ચતમ કીર્તિનું સ્થાન તેમને અર્પી રહી છે. એ મહાપુરુષના ગુણરાશિને કલ્પના એ ગુણસમૃદ્ધે એટલા બધા દેદીપ્યમાન કરી રહ્યા છે કે હું આજે તેમને પૂજ્યભાવથી, પૂર્ણ પ્રેમથી, admiration સન્માનપૂર્વક વંદન કરી રહ્યો છું, અને ઇ. સ. ૧૯૦૬ના 'પ્રાણલાલ માસ્તર' તે આજના ૧૯૩૬-૩૭ના 'શ્રીયુત પ્રાણલાલભાઇ'ને હું જોઇને તેમની જીંદગીની જ્યોતથી આંખો અંજાઇ, જાણે દીવાંધ બની ન ગયો હોઉં તેવી સ્થિતિમાં મુકાયલો મને જાણીને હું દિગ્મૂઢ બની રહ્યો છું! પ્રાણલાલભાઇને જે આજે સન્માન મળી રહ્યું છે તે માટે તેમની પાત્રતા જ છે તે વિચારે સંતોષ માણું છું—ઉપકૃત થવાથી-હર્ષ માણું છું—સહોદર ભાવનાથી ગર્વિષ્ઠ બનું છું—પાર્થની ભાવનાથી પ્રેરાઇ હું પણ એ પંસ્નાદમાં મ્હારી નાની મરખી તુરીનો અવાજ પૂરી રહ્યો છું—આ લેખ આજે [તા ૧૧-૧-૩૭ ની રાત્રે ૧૧ વાગે લખવાનો આરંભ કરી પાછલી રાત્રે ૪ વાગે] સમાપ્ત કરું છું.

# રા. પ્રાણલાલ દેસાઇનો પરિચય

લેખક :

શ્રી. હરરાય અમુલખરાય દેસાઈ

શ્રી. હરરાયભાઇએ પ્રાણલાલભાઈ સાથેના આનંદી અભ્યાસક જીવનના જે પ્રસંગો આલેખ્યા છે તે નિર્દોષ હાસ્ય જમાવી વાચકના મગજને એકદમ પ્રફુલ્લ બનાવશે.

રા. પ્રાણલાલ દેસાઈની સાથે મારે સાધારણ ઓળખાણ ક્યારથી થઈ તે આજે સંભારી યાદ આણી શકતો નથી. મારે બે ત્રણ વખત જાનોમાં આમોદ જવું પડયું તેમાં એ ઓળખાણ થઈ હોય કે પછી તે કોઇ કામસર નાનપણમાં અહીં આવ્યા હોય ત્યારે ઓળખાણ થઈ હોય; પણ જ્યારે અમે ૧૯૦૧ માં મુંબઈમાં મળ્યા ત્યારે અમારે ઓળખાણ હતી. ત્યાર બાદ પરિચય વધવા માંડ્યો. હું તે વખતે બી. એ. ના પહેલા વર્ષમાં હતો અને મેં લૉ કોલેજમાં જવા માંડેલું. બી. એ. નું પહેલું વર્ષ ને તેમાંએ વળી લૉ કોલેજ એ બેનો સમય ઘણાને મન આનંદનો જ સમય હોય છે. કામ થોડું અને પીંગાણા ભારે. હું તે વખતે મારા મિત્રો રા. રા. કૃષ્ણલાલ નરસિંહલાલ દેસાઇ ઉર્ફે બચુભાઇ; દાક્તર ચંદુલાલ, રા. રા. મણીલાલ કુબેરરામ દેસાઈ જે હાલ ભરૂચમાં નામાંકિત વકીલ છે તે અને ગ. રા. રામચંદ્ર ઇજનેર એ ચારની સાથે મુંબાઇમાં કાવસજી પટેલના તળાવની પાસે ગોપાલદાસ બરફીવાળાની જાણીતી બરફીની દુકાનવાળા મકાનની સામે આવેલા વકીલ ધીરજલાલ મથુરાદાસના મકાનમાં ઉપલા મેડા પર રહેતા હતા. અમારે ઓરડો એક હતો ને જોડે અગાસી હતી. અમારે આજ એક તો કાલે બીજું ટીખળ હોય ને હોય. રા. રા. પ્રાણલાલભાઈ અમારી સામે તેજ વકીલના માળાના સામેના ભાગમાં તેમના બનેવી રા. રા મગનભાઈની સાથે રહેતા હતા. અમે તો છુટા અને એ તો તેમના બેન બનેવીના મહેમાન એટલે એમના ઉપર કંઇક અંકુશ પણ ખરો. તેથી અમારી સાથે ટીખળમાં તો ભાગ લઇ શકે તેમ ન હતું. પણ તે અને તેમના સાથીઓ સાથે અમે ઘણી વખત એકઠા થતા અને આનંદ પણ કરતા. એક વખત ક્રિકેટ મેચમાં અને બીજી વખત મોટી જ્યાફતમાં અમે એકઠા હતા. આ અમારી ટુંકી મુલાકાત પછી અમે છુટા પડયા. તે પાછા ૧૯૦૬માં નડીઆદમાં મળ્યા. ને પહેલાં અમારે સગપણનો સંબંધ થઈ ગયેલો; કારણ કે તે મારા એક પિત્રાઇ ભાઇ રા. રા. નરસીલાલ નરોત્તમદાસની પુત્રી અ. સૌ. કપિલાબેન સાથે પરણેલા. ૧૯૦૬ માં તે સુરતથી બદલાઈ નડીઆદ આવ્યા. હું તે વખતે નડીઆદ હાઇસ્કૂલમાં રૂા. ૪૦ના પગારમાં માસ્તર અને મારાથી આગળ ગ. સા. જનુભાઇ માસ્તર હતા.

રા. રા. જનુભાઇ ઝગડીઆ પાડાની પાસે રસ્તા ઉપરના ઘરમાં રહેતા, તેમને પાછલે બારણે રા. રા. પોપટલાલ યાજ્ઞિક માસ્તર રહેતા. ઝગડીઆ પાડાની બરાબર સામે રા. રા. ગીરધરલાલ પંડયા માસ્તર રહેતા અને આગળ વાણીઆ પોળમાં શેઠ કુબેરદાસને માળે હું

રહેતો. તે વખતનો મામલો ભાડવાન માટે ગંભીર હતો. ૧૯૦૪માં હું પહેલવહેલો નડીઆદ ગયો ત્યારે મારે ઘર ઢુંડવાને માટે ગામ માથે ફરવું પડયું હતું. ત્રણ ચાર જણ કે તેથીએ વધારેનો મકુલો ઘર ઢુંડવા નીકળતો. મોટા વગા ઢુંઢયા, નાની શેરીઓ ઢુંઢી, રસ્તા ઢુંડયા. પણ ઘર ન જડે રહાય તો ઘર હોય નહિ અને હોય તે આપે નહિ. જ્યાં જઈએ ત્યાં સવાલ ત્રણ પૂછાય કઈ નાત છો? પરણ્યા છો? છૈયાં છોકરાં છે? ઘર ભાડે આપવું હોય ત્યાં આ બધા સવાલો પૂછાય તેમાં મને નવાઈ લાગી. પહેલા સવાલનો જવાબ નો આપતો; બીજાનો હકારમાં આપતો અને ત્રીજાનો મારે નકારમાં જવાબ આપવો પડતો એટલે મને ઘર કોઈ આપતું નહિ. ઘરધણીઓ ગમે તે બ્હાના હેઠળ ના નો કહેતાજ. નડીઆદના લોકો યુક્તિ પ્રયુક્તિ કરીને જુદાં જુદાં બ્હાનાં કહાડતા. પણ મને લાગી ગયેલું કે વાંઢા કે વાંઝીઆને માટે નડીઆદમાં ઘર નથી. આખરે હું કંટાળ્યો જ્યારે વાણીઆ પોળમાં શેઠ ફુલચંદદાસે ઉપરના સવાલો પૂછવા માંડયા ત્યારે હું નક્કીજ કરી બેઠો કે છેલ્લા સવાલનો જવાબ હકારમાં જ આપવો વગર ઊંમરે મેં હા કહી દીધી મારા જોડીદારોના કાન સળવળ્યા ને આંખો પહોળી થઈ; પણ બોલે; એકજ જુડાણે મહાભારત દુઃખ ટળે એટલે મેં ના જોઈ તેમની આંખો કે ન મેં જોયાં તેમનાં ચકિત થયેલાં મુખો. ઘર મળ્યું ને હું રહેવા પણ ગયો. પછી થોડે દહાડે જ્યારે મારા ઘરમાં હું એકલો મટી બેકલો થયો ત્યારે છોકરાં ક્યાં છે તે સવાલ થયો. પણ મેં હસતાં હસતાં કહી દીધું કે છોકરામાં હું ને છોકરીમાં આ મારી ધર્મપત્ની, એટલે અમને બેને તમારાં છોકરાં માની લો. શેઠે પણ જરા હસી કહાડીને મને કહી દીધું કે હવે તો ઠીક છે પણ પહેલેથી જાણ્યું હોત તો ઘર ન આપત. જ્યારે રા. રા. પ્રાણલાલ-ભાઈ નડીઆદ આવ્યા ત્યારે મારા જેવા સવાલ જવાબના ભોગ થઈ પડવાનું તેમના નસીબમાં ન હતું તે મારે ઘેર ઉતર્યા. મારા ઘરની સામેજ માતાજીના મંદિરવાળું ઘર હતું ને તેના માળ ઉપર એક સોની રહેતો હતો. તે પાંચ સાત દિવસ ઉપરજ ઘર ખાલી કરી ગએલો. તે ઘર વાળી ડોશીને એક નાનો છોકરો હતો, ને તે અવારનવાર મારે ત્યાં ભણવા આવતો એટલે એ ઘર તે ડોશીએ પ્રાણલાલભાઈને તરતજ આપ્યું. આ વખતે તેમને છોકરાં ન હતાં તો પણ ઘર મળ્યું એ તેમનાં સદ્ભાગ્ય. ભાગ્યશાળીને ભૂત રળે તો પછી તેમના ઉપર માતાજી કેમ ન રાજી થાય?

હવે અમે પાંચ માસ્તરો એકજ લાગમાં રહેવા લાગ્યા. અમારા અડ્ડો રા. સા. જનુભાઈ કે રા. પ્રાણલાલ કે મારે ઘેર મળતો. રવિવારે તો અમે એક વખત એકઠાજ ચાહ પીતા. તે દહાડે સવારે અમે ઘણું ખરું મોટી સાંથમાં શેઠ મણીભાઈને ઘેર જતા. અવારનવાર અમે દેસાઈવગે રા. રા. દાદુભાઈને ઘેર કે નાના સાહેબને ઘેર પણ જતા. નિશાળે અમે ત્રણ જોડેજ જતા અને ત્યાંથી ત્રણે જણા સાથે ઘેર આવતા અને જેને ઘેર બેઠા ગયા ત્યાં અમે જની ચાહ પીતા.

નડીઆદ હાઈસ્કૂલમાં અમને ત્રણને ત્રિપુટી નામ અમારા એક સ્નેહીએ કૈડાગીમાં આપ્યું હતું. જનુભાઈ મશ્કરી કરવી શરૂ કરતા. પ્રાણુલાલ તેમાં પાદપૂર્તિ કરી બરાબર રંગ આણુતા અને હું તે મશ્કરીને એવું ઉગ્ર સ્વરૂપ આપતો કે અમારા ઝપાટે ચઢેલો માણસ ઘણી વખતે મીજાજ ગુમાવી બેસતો. આ ઉપરથી જનુભાઈને બ્રહ્મા કહેવામાં આવ્યા, કારણ કે તે મશ્કરીના સર્જનહાર હતા, પ્રાણુલાલને વિષ્ણુ કહેવામાં આવ્યા, કારણ કે તે મશ્કરીને પોષનાર અને મોટું સ્વરૂપ આપનાર હતા, અને મને મહેશ કહેતા, કારણ કે મારાથી છેવટની જ્વાળા પ્રગટતી.

નડીઆદમાં મેં નોકરીની શરૂઆત કરી ત્યારથી હું એક એરીસ્ટોક્રેટીક ક્લબ હતી તેમાં જોડાએલો. તેજ ક્લબમાં રા. સા. જનુભાઈ પણ પછી જોડાયા ને જ્યારે પ્રાણુલાલ ત્યાં આવ્યા ત્યારે તે તરત ત્યાં જોડાયા. જો કે એ ક્લબમાં મોટા જમીનદારો ને દેસાઈઓ હતા, મોટા શેઠીઆઓ અને વકીલો હતા, તો પણ અમે તેમાં જોડાવાની હિંમત કરી. ૪૦, ૫૦ રૂપરડીના શિક્ષકો આવી ક્લબમાં જોડાય એ શું? બીજું કોઈ નહિ જોડાયેલું. અમારા પહેલાંના માસ્તરોથી માંડીને તે ઘરડા માસ્તરો સુધી કોઈ નહિ જોડાયેલું. ઘણાને એમ લાગ્યું કે જ્યાં પગ મુકવાની દેવદુતો પણ હિંમત ના કરે ત્યાં આ મુર્ખો કેમ ધુસ્યા હશે? પણ ત્યાં અમે અમારૂં સ્વમાન સાચવી કોઈની પણ સેહમાં તણાયા વગર અમારૂં સ્થાન મજબુત કર્યું. જનુભાઈની ટાવકાશ અને મીઠાસ તો સૌને વહાલી લાગતી, પણ મારી મશ્કરીની કડવાશ તે ઢાંકતી નહિ. તે મીઠાશ તો મારી કડવાશને તીવ્ર બનાવતી, પણ પ્રાણુલાલે તેના ઉપર ચાસણી ચઢાવવા માંડી ને તીવ્ર મજાક પણ મીઠી લાગતી થઈ. કોઈક વખત તો સખત મશ્કરી પણ થઈ જતી પણ તેના ઉપર જ્યારે પ્રાણુલાલ બોલતા અને અર્થની મીમાંસા કરતા ત્યારે સામા માણસને કંઈક ઠીક પણ લાગતું. જ્યાં તે એમ બોલી સહેજ શાન્તિ ફેલાવે કે જનુભાઈ સામાને મીઠા મધ જેવા બોલો હસતા હસતા કહીને પુરેપુરા શાન્ત પાડે, એટલે જેની મશ્કરી થાય તે, મશ્કરી સાંભળનાર અને અમે મશ્કરી કરનારા બધાજ આનંદમાં આવી જતા.

કહ્યું કે પ્રમાણિકપણાનો ડોળ કરવો ને આપણે પ્રમાણિક છીએ એવું કોઇક કોઇક વખત વર્તન પણ કરવું, એ ફતેહને માટે સારામાં સારી યુકિત છે. હવે વાતનો રંગ જામ્યો. વાતમાં મેં પથરો ફેંકયો, પ્રાણુલાલ તરત મદદે આવ્યા ને વિવાદનો માર ઘણોખરો તેમણે ઝીલ્યો. તે બોલે ને મારે તો માત્ર તેમની મદદે રહેવાનું થયું. વાદવિવાદમાં ઘણા જોડાયા. વાત ઉપાડનાર મોટા માણસ હતા, એટલે તેમની મદદે કેટલાક રહ્યા. દહીં ને દૂધમાં પગ રાખીને રહ્યા. ને થોડા અમારી મદદે રહ્યા. છેવટે મત લેવાતાં અમે જીત્યા. પ્રાણુલાલભાઇએ ચાલતા ઇતિહાસના દાખલા આપ્યા, અને મેં પણ મારાથી બનતું તેમાં કર્યું. આ તો એક દાખલો છે. ઘણીએ વખત તે તેમના વાકૂચાતુર્યથી આમ ફાવી જતા.

અમે સામસામી રહેતા હતા તે હું કહી ગયો. અમે બે ગરીબ શિક્ષકો એટલે રસોઇઓ રાખી શકયા નહિ. તેથી દર માસે એવા દિવસ તો આવતાજ કે હું તેમને ત્યાં ખાવા ગયો હોઉં, કે તે મારે ત્યાં આવે. પણ એક વાર એવાય દિવસો આવ્યા, કે અમે બીન અંકુશે એકઠા જમ્યા. અમદાવાદમાં એમના પિતા માંદા પડયા એટલે તેમનાં પત્ની સૌ. કપીલાબેન અમદાવાદ ગયાં ને મારે પણ કંઇ કારણસર તેજ વખતે એકલા પડવાનો પ્રસંગ આવ્યો, મને રાંધતાં આવડતું હતું. નડીઆદમાં તે વખતે વીશીએ નહિ ને હોટલે નહિ, મારે ત્યાં લોટ હતો ને પ્રાણુલાલને ત્યાંએ હતો, તે અમે એકઠો કર્યો. તેમને ત્યાં ૭ સાત શેર ઘી હતું, ને મારે ત્યાં બરણી ભરી મુરબ્બો હતો, થોડું ઘણું તેલ હતું, તે તો ખાલી થયું તો મનને માર્યું કે ખેર, ઘીથીજ ચલાવી લઇશું. અમારા બેના સ્વભાવ એમાં મળતા આવ્યા. મુળા ન મળે તો કેળાંથી ચલાવાની અમારી રીત સરખી માલમ પડી એટલે હરકત ન આવી. મેં રાંધનપુરના નવાબની લગામ હાથમાં પકડી ને પ્રાણુલાલે ઉપરઉપરનું કામ કરવા માંડયું. ફકત બાર દિવસમાં ૭ સાત શેર ઘી અને બરણી ભરીને મુરબ્બો ખલાસ કર્યો. સવારે દાળ, ભાત, ઘીના વઘારનું શાક ને પરેઠા ખાતા. સાન્જે સહેજ શાક, ટાઢા પરેઠા ને મુરબ્બો ખાતા. થોડું વત્તું દૂધ પી જતા. એક પૈસાનું પોણો શેર દૂધ મળતું, ને તે પણ સારૂં. મુરબ્બાને માટે ચમચી, ચમચો કે કડછી જેવાં નાનાં માપ રાખેલાંજ નહિ, ફકત ચાના કપ વડેજ મુરબ્બો લેતા, ને તે પણ આખો પ્યાલો ભરીને ખાવું. આવે સમયે બબ્બીલાઇ શા કામની! બન્નેને ત્યાં પાછા ઘરના માલીકો આવી પહોંચ્યા, ને બરણીઓ તરફ તેમણે નજર કરી એવો ઠરાવ કર્યો, કે અમને એકલા મૂકી આવી તકલીફ ફરીથી આપવી નહિ.

અમે એક વખત સાથે વડોદરા ગયા. ક્રિકેટ ટીમનો હું સેક્રેટરી હતો, ને મારે છોકરાઓ સાથે વડોદરે જવાનું હતું. પ્રાણુલાલ વડોદરે ભણેલા, ને તેમને ત્યાં ઓળખાણ ઘણી. તેથી તેમને હું સાથે લઇ ગયો. મારા ભાઇ મોતીલાલ પણ ત્યાં કોલેજમાં હતા. અમે રા. રા. છોટાભાઇ જે કોલેજની હોસ્ટેલમાં રહેતા હતા તેમના મહેમાન થયા. અમારા યજમાન હતા તો નડીઆદના પાટીદાર, પણ તે શરીરે કોજગરા હતા. એ તો હોય, પણ અમે પણ એવા ... એમ માનતા તે અમારાં કમભાગ્ય. નડીઆદના પાટીદારો તે વખતે બાજરીનો પૈસા

જેવડો રોટલો ખાતા પણ કોલેજની હોસ્ટેલમાં રહેનારા તેમના પુત્રો પુરી પકોડીવાળા ભૈયાની પુરી જેવડી પુરીઓ ખાતા. હું, પ્રાણલાલ, મોતીલાલ, ને છોટાભાઈ સાથે જમવા બેઠા. અમને પહેલી ચાર પાંચ પુરી પીરસાઇ, તે તો સફાચટ થઇ. બીજી ચાર ચાર પુરી મૂકી ને તે પણ સાફ, વળી બે પુરી મૂકીને બ્રાહ્મણ ખચકાયો, તે પૂછે કે ભાઇ બીજી મૂકું. છોટાભાઇને તો બારે કોઠે દીવા થઇ ગયા હોય એટલો સંતોષ થયેલો ને અમારે તો અપોષણ જેવું થયેલું. અમે અમદાવાદ અને આમોદના જુવાનો, જબરા માણસો અને તેમાં વળી નડીઆદી ભૂખ અમને લાગેલી, તે આવી આઠ દસ પુરીથી કેમ ધરાઇએ ? રખેને છોટાભાઇ ભાત મંગાવે તે બ્હીકથી મેં કહી દીધું કે મહારાજ, થાળી મારામાં ઠાલવી દો ને પછી વધારે જોઇશે તો મંગાવીશું, મારે તો 'હબોહબો' થયુ. પ્રાણલાલ અને મોતીલાલ સારૂ બીજી થાળી ભરી પુરીઓ આવી ને ત્યાં ઠલવાઇ. શેરના સો સવાસો પુરી ને તેમાં પચીસ ત્રીસ પુરીથી કંઇ પેટ ભરાય? પણ એટલી પુરીથી પેટને વિસામો તો મળે જ. અમારા યજમાન તો અમને કોમળ ધારતા હશે, પણ અમે સાબીત કર્યું કે અમે એવા નાજુક નહોતા, કેઃ–

" મેરી પડોશણ ચાવલ છડે ઔર મેરે હાથ ફોલે પડે. "

અમે પછી ક્રિકટના મેદાને ગયા, ત્યાં બપોરે ચાહ, બીસકીટ, જલેબી, કેવડો વગેરેનો પણ અમે સત્કાર કર્યો. ત્યાં પ્રાણલાલભાઇના બીજા દોસ્તદાર મી. દારાશા નામના પારસી ગૃહસ્થ હતા, તે એમને મળ્યા, અને અમને આગ્રહ કરી એમને ઘેર લઇ ગયા. તે સમજી ગયેલા કે હોસ્ટેલની પુરીએ અમારૂં પેટ નહિ ભરાયું હોય, તે એવું કંઇક બોલ્યા પણ ખરા, અને અમારી સામે તેમણે એક નવો બીસ્કીટનો ડબો તથા ચાહની કીટલી મૂકી દીધી, છોટાભાઇએ તો બ્હીતાં બ્હીતાં બે ત્રણ બીસ્કીટ ખાધાં, પણ અમે ત્રણેએ તો દારાશાનું પૂરેપૂરૂં માન જાળવ્યું, ને તેમના ટીનનું તળિયુ દેખાયું, પછી અમે હોસ્ટેલમાં પાછા ગયા, ને ત્યાં પાછું ખાધું. બીજે દિવસે છોટાભાઇ સમજી ગયા કે અમે ખાનારા તો છીએ જ.

આ પ્રમાણે ૧૯૦૬ ની સાલમાં અમે અનેક પ્રકારના નિર્દોષ આનંદમાં ભાગ લેતા. એવામાં મારી બદલી સુરત થઇ. મી. પ્રાણલાલભાઇ સુરતમાં નોકરી કરી આવ્યા હતા, તેથી તેમના મોંમાંથી સુરતનાં વખાણ જ નીકળતાં, લોકોના દીલના વખાણની સાથે ત્યાંનાં ભજીયાં, ખમણઢોકળાં, ઘારી વગેરેનાં પણ વખાણ થતાં. પહેલાં વખાણ તો ઠીક લાગતાં, પણ બીજાં વખાણની મારા અમદાવાદી કાનને ગીલ્લી ગીલ્લી થતી નહિ. મેં ચાર્જ છોડયો ને ત્યાર પછીના સાત દિવસ જનુભાઇને ત્યાં ગાળ્યા ત્યારનો પ્રાણલાલભાઇનો આનંદ ભૂલાય એમ નથી. ત્યાર પછી દર વર્ષે અમે એક બે વાર તો એકઠા મળતા અને જ્યારે મળતા ત્યારે પાછલાં સુસ્મરણોને તાજાં કરી આનંદ કરતા. આજે જનુભાઇ તો કયારનાએ ઘેર આવ્યા છે. હું એ આવ્યો છું ને પ્રાણલાલ અમારી સાથે જોડાયા છે, અને આશા છે કે અમારો જુનો સબંધ કાયમ રહેશે.

તેઓશ્રી એક વખત શારદામંદિર–બાલમંદિર જોવા પધાર્યા ત્યારે આજથી સાતેક વર્ષ પહેલાં મેં તેમને પ્રથમ જ ઓળખ્યા. શારદામંદિર અને દક્ષિણામૂર્તિનાં બાલમંદિરોના અવલોકન પછી એમના દિલમાં અમદાવાદની જનતાને મ્યુનિસિપાલીટી દ્વારા એક બાલમંદિરનો લાભ આપવાની પ્રેરણા જાગીઃ અને બાળકેળવણીનો નવો પયગામ, તેમના જૂના જમાના ખમીરે, યુવાન માણસને શોભતી ધગશથી ઝીલ્યો.

પરિણામે આજે આપણા શહેર વચ્ચે મ્યુનિસિપાલીટીનું એક સુંદર બાલમંદિર ગુજરાત–કાઠીવાવાડના શહેરેશહેરની મ્યુનિસિપાલીટીઓને બાળકેળવણીનો પયગામ મૂંગા મૂંગા જ ફેલાવતું ઉભું જોઈએ છીએ.

એક હાથે તાળી નથી પડતી તેમ મ્યુનિસિપલ બા. મં. નો યશ તો સ્કુલબોર્ડ અને જનરલ બોર્ડના સમગ્ર મંડળને છે; પરંતુ તેમના સ્થાનની મર્યાદા પૂરતો, અને વિચારના ઉત્પાદક પૂરતો સર્વ યશ શ્રી. પ્રાણલાલભાઈને જાય છે તેઓએ ગુજરાત–કાઠીયાવાડની અનેક મ્યુનિસિપાલીટીઓ સમક્ષ બાળકેળવણીના સાચા સ્વરૂપનો એક નમૂનેદાર આદર્શ સ્થાપ્યો છે. એમણે વાવેલ એ એક છોડમાંથી, ભવિષ્યમાં કોઈ માળી અનેક કલમો વાળી, બાલમંદિરોના રોપા ઠેર ઠેર રોપી શકશે.

તેમની આ એકજ સેવા પણ કેળવણીના ક્ષેત્રમાં સોનેરી અક્ષરે આલેખી શકાય તેવી છે.

---

"શિક્ષકોએ પોતાનું કાર્યક્ષેત્ર સંકુચિત ના રાખતાં જગતની બીજી પ્રવૃત્તિઓમાં પણ રસ લેવો જોઈએ, અને તેમાં યથાશક્તિ ફાળો આપી સમાજસેવા કરવી જોઈએ. સંસારસુધારો અને સાહિત્યસેવા એ બે ક્ષેત્રોમાં તો શિક્ષકોએ ખાસ રસ લેવો જોઈએ અને તેમાં કાર્ય કરવું જોઈએ બાળલગ્ન, વિધવાવિવાહ સામે વિરોધ, મરણ સમયે જમણવારને અંગે થતો ખર્ચ વગેરે જે સામાજિક દુષણો આપણી સમાજમાં દાખલ થયા છે તે દૂર કરવા જે સુધારકો, જે સમાજસેવકો પ્રયાસ કરી રહ્યા છે, તેમના તરફ સહાનુભૂતિ દર્શાવી તેમના કાર્યમાં તેમને મદદ કરવી એ શિક્ષકોનું ખાસ કર્તવ્ય છે." —શ્રી. પી. કે. દેસાઈ

# અપરિચિતની અંજલિ

લેખક :
શ્રી. વજુભાઈ દવે

આ અંજલિમા શ્રી. પ્રાણલાલભાઈની જે સેવા "સોનેરી અક્ષરે" આલેખી શકાય એવી વર્ણાય છે, તે કઇ? વાંચો.

(૧)

શ્રી. પ્રાણલાલભાઇ સાથે મારે જરાય પરિચય નથી; તેમનો મને અનુભવ જ નથી એમ કહું તો ચાલેઃ તેમનાથી કેટલેય દૂર હોવા છતાં તેમના કારકીર્દિના એકાદ પાસાની જે છાપ મારા દિલ પર પડી છે તેનો ઉલ્લેખ આ ન્હાનીશી અંજલિથી કરવા પ્રેરાઉં છું.

"અમલદારી એ પ્રજાસેવા કરવાની ઉત્તમ તક છે." અમલ તો આજ છે અને કાલ નથી. અમલદારીના તોરમાં અનેક માનવીઓ ઉપરનું સૂત્ર વિસરી જાય છે; જ્યારે શ્રી. પ્રાણલાલભાઇથી સાહજિક રીતેજ એ સૂત્રને અનુસરાયું હોય એમ દેખાય છે.

મ્યુનીસીપાલીટીઓના તંત્રોમાં અમલી કામ કરનારની મુશ્કેલીઓ ઓછી નથી હોતી. એ ગુંચો વચ્ચેથી કેટલાક ચીલા પાડવા તે ભલભલા બાહોશ અમલદાર માટે આકરૂ થઇ પડે છે.

છેલ્લાં વર્ષોમાં આપણી મ્યુનીસીપાલીટીએ પ્રજાકીય પ્રવૃત્તિઓને જે ટેકા આપ્યા છે તેમાં શ્રી. પ્રાણલાલભાઇનો પણ, તેમના સ્થાનની મર્યાદા પૂરતો ઓછો હિસ્સો નથી. અમદાવાદના સમાજસેવકોએ આદરેલી જૂદા જૂદા ક્ષેત્રની વિવિધ પ્રવૃત્તિ તરફ તેમણે આદરની દૃષ્ટિ ફેંકી અને તે જ પ્રવૃત્તિને સાચા સ્વરૂપમા સ્કુલ બોર્ડ સમક્ષ, અને જનરલ બોર્ડ સમક્ષ ધરી.

પ્રામાણિક અને સાફ દિલના અમલદારો જે જમાનામાં જડતાં નથી તે જમાનામાં આ પ્રકારની સેવાની કિંમત ઓછી નથી

× × ×

(૨)

જૂના જમાનાના માણસો જૂની આંખે નવા તમાસા દેખી શકતા નથી. શ્રી પ્રાણલાલભાઇ પ્રથમ આભાસે તો જૂના જમાનાના કેળવણીકાર ભાસે; પરંતુ જ્યારે કેળવણીના સાચા સ્વરૂપની ચર્ચા કોઇ પ્રસંગે એકાદ ન્હાનાં મંડળમાં થતી હોય ત્યારે તેમને તેમના ખરા સ્વરૂપમાં જોઇ શકાય છે, અને તે સમયે પ્રતીતિ થાય છે કે જમાનાના વહન સાથે તેમના કેળવણી વિષયક વિચારો પણ તેમના "અનુભવનું વ્યક્તિત્વ ટકાવીને, અદ્યતન સ્વરૂપે ... છે.

તેઓશ્રી એક વખત શારદામંદિર–બાલમંદિર જોવા પધાર્યાં ત્યારે આજથી સાતેક વર્ષ પહેલાં મેં તેમને પ્રથમ જ ઓળખ્યા. શારદામંદિર અને દક્ષિણામૂર્તિનાં બાલમંદિરોના અવલોકન પછી એમના દિલમાં અમદાવાદની જનતાને મ્યુનિસિપાલીટી દ્વારા એક બાલમંદિરનો લાભ આપવાની પ્રેરણા જાગી અને બાળકેળવણીનો નવો પયગામ, તેમના જૂના જમાનાના ખમીરે, યુવાન માણસને શોભતી ધગશથી ઝીલ્યો.

પરિણામે આજે આપણા શહેર વચ્ચે મ્યુનિસિપાલીટીનું એક સુંદર બાલમંદિર ગુજરાત–કાઠીઆવાડના શહેરેશહેરની મ્યુનિસિપાલીટીઓને બાળકેળવણીનો પયગામ મૂંગા મૂંગા જ દેવાવતું ઉભું જોઈએ છીએ.

એક હાથે તાળી નથી પડતી તેમ મ્યુનિસિપલ બા. મં. નો યશ તો સ્કુલબોર્ડ અને જનરલ બોર્ડના સમગ્ર મંડળને છે; પરંતુ તેમના સ્થાનની મર્યાદા પૂરતો, અને વિચારના ઉત્પાદક પૂરતો સર્વ યશ શ્રી પ્રાણલાલભાઈને જાય છે તેઓએ ગુજરાત–કાઠીઆવાડની અનેક મ્યુનિસિપાલીટીઓ સમક્ષ બાળકેળવણીના સાચા સ્વરૂપનો એક નમૂનેદાર આદર્શ સ્થાપ્યો છે. એમણે વાવેલ એ એક છોડમાથી, ભવિષ્યમાં કોઇ માળી અનેક કલમો વાળી, બાલમંદિરોના રોપા ઠેર ઠેર રોપી શકશે

તેમની આ એકજ સેવા પણ કેળવણીના ક્ષેત્રમા સોનેરી અક્ષરે આલેખી શકાય તેવી છે.

---

"શિક્ષકોએ પોતાનું કાર્યક્ષેત્ર સંકુચિત ના રાખતા જગતની બીજી પ્રવૃત્તિઓમા પણ રસ લેવો જોઇએ, અને તેમા યથાશક્તિ ફાળો આપી સમાજસેવા કરવી જોઇએ સંસારસુધારો અને સાહિત્યસેવા એ બે ક્ષેત્રોમા તો શિક્ષકોએ ખાસ રસ લેવો જોઇએ અને તેમા કાર્ય કરવું જોઇએ બાળલગ્ન, વિધવાવિવાહ સામે વિરોધ, મરણ સમયે જમણવારને અંગે થતો ખર્ચ વગેરે જે સામાજિક દુષણો આપણી સમાજમાં દાખલ થયા છે તે દૂર કરવા જે સુધારકો, જે સમાજસેવકો પ્રયાસ કરી રહ્યા છે, તેમના તરફ સહાનુભૂતિ દર્શાવી તેમના કાર્યમા તેમને મદદ કરવી એ શિક્ષકોનું ખાસ કર્તવ્ય છે." —શ્રી. પી. કે. દેસાઈ

# પ્રાથમિક કેળવણીનો કાયદો

લેખક:
શ્રી. બળવંતરાય પરમોદરાય ઠાકોર

શ્રી. પ્રાણલાલભાઈના પ્રિય વિષયની છણાવટ સુ. શ્રી. બળુભાઈએ પોતાના પકવ અનુભવથી કરેલી હોઇ. આ વિષયના સર્વ રસજ્ઞોને એમાંથી ઘણું જાણવાનું મળશે.

લગભગ ૧૨ વર્ષ પહેલાં પ્રાથમિક કેળવણીના કાયદા સંબંધી એક વિગતવાર લેખ મ્હેં સુરતના "નવયુગ" પત્રમાં લખ્યો હતો. કયા સંજોગોમાં આ કાયદો તે સમયના આપણા કેળવણીના પ્રધાન ડૉ. પ્રાંજપેએ ઘડયો હતો તે પણ મ્હેં તેમાં સ્પષ્ટ બતાવ્યું હતું. મર્હુમ માનનીય શ્રી. ગોખલેના શિષ્ય તરીકે ડૉ. પ્રાંજપે પાસેથી મુંબઇઇલાકાની પ્રજા તો એ આશા રાખતી હતી કે તેમના જેવા કેળવણીના નિષ્ણાતના હાથમાં ઇલાકાની કેળવણીનું સુકાન આવેલું હોવાથી આખાએ ઇલાકામાં પ્રાથમિક કેળવણીને ફરજિયાત અને મફત થવામાં હવે વિલંબ થશે નહિ. કયાં મર્હુમ સર નારાયણ ચંદાવરકરની પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવા સારૂ નીમાયલી કમીટીની ભાવના અને ઉદ્દેશો અને કયાં પ્રાથમિક કેળવણીનો કાયદો! કાયદામાં તો સરકારે ચાલાકી કરી પોતાની જવાબદારી સ્થાનિક મંડળો એટલે લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલીટીઓને માથે નાખી દીધી છે. ડૉ. પ્રાંજપે ફરજિયાત કેળવણીના નામે ભોળવાયા. આજે પણ ૧૨ વર્ષના ગાળા પછી મારા મનમાંથી એ વિચાર દૂર થતો નથી કે આ કાયદો પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવા કરતાં તે સમયની અસહકારની લડત કચરવા માટે હતો.

પ્રાથમિક કેળવણીનો કાયદો ઘડતી વખતે ધારાસભામાં અપાયલાં વચનોનો છેલ્લાં ૧૨ વર્ષમાં છડેચોક ભંગ થયો છે. આ કાયદામાં એકજ કલમ બહોશીથી ઘુસાડેલી છે કે સરકાર આ કાયદા અન્વયે જાહેરનામું પ્રસિદ્ધ કરી નિયમો ઘડી શકે અને તેમાં સુધારોવધારો કરી શકે. આ કાયદાની મ્હેં પહેલાં "બાર હાથનું ચીભડું અને તેર હાથનું બી"ની સાથે સરખામણી કરી હતી. ૨૮ કલમોના કાયદાને અંગે ૧૫૧ નિયમો ઘડાયા છે! અને આજે મુંબઇ સરકારનું દર ગુરૂવારે પ્રસિદ્ધ થતું સરકારી ગેઝેટ ભાગ્યે પ્રાથમિક કેળવણીના કાયદાને અંગે ઘડાયલા નિયમોના સુધારા-વધારાની નોટીફીકેશન વગરનું હોય છે. પ્રાથમિક કેળવણીનો વહીવટ આ કાયદાથી સ્વતંત્ર થશે એવાં જે બણગાં ધારાસભાની અંદર આ કાયદાના પિતાએ ફુંક્યાં હતાં તે આજે પોકળ પુરવાર થયાં છે. એકેએક નિયમ જોશો તો સરકારની ડખલગીરી સિવાયનો નથી. ખૂબી તો એ છે કે જે ધોરણથી કાયદો ઘડવામાં આવ્યો હતો તે ધ્યેય તદ્દન ભૂલાઇ ગયું છે—પ્રાથમિક કેળવણીનો કાયદો ઘડવાનો હેતુ તો એ હતો કે મુંબઇ ઇલાકામાં પ્રાથમિક કેળવણી ફરજિયાત કરી અજ્ઞાનનો અંધકાર દૂર થાય. ૧૯૨૩ માં આ

કાયદો પસાર થયા પછી કેળવણી ખાતાની તવારીખ તપાસો કે પ્રાથમિક કેળવણીએ કેટલી પ્રગતિ કરી છે અને તેનું પરિણામ નિરાશાજનક જણાયા સિવાય રહેશે નહીં પ્રાથમિક કેળવણી, જાહેરનામા કાઢે કે ભાષણો કરે ફરજિયાત થતી નથી એ તો નગદ નાણા હોય ત્યારે થઈ શકે। આ કાયદો ઘડાયો ત્યારથી સરકારની નીતિ તો એક જ જોવામાં આવી છે કે પ્રાથમિક કેળવણી માટે સ્થાનિક મંડળોને અપાતી ગ્રાન્ટની રકમ કેવી રીતે ઓછી કરવી સખ્યાબંધ ડીસ્ટ્રીક્ટ લોકલબોર્ડોએ આ કાયદો અમલમાં મુકાયો ત્યારે તેની વિચિત્રતાને કારણે પ્રાથમિક કેળવણીની જવાબદારી લેવા સાફ ના પાડી હતી પરંતુ યુક્તિ-પ્રયુક્તિથી સરકાર એ જવાબદારી આ મંડળોને માથે લાદી શકી છે અને ત્યાર પછીના વર્ષોમાં પોતાને માથે બોજો કેમ હળવો થાય તે રીતે ખર્ચ ઘટાડીને-ટ્રેઇન્ડ શિક્ષકોની સખ્યા કમી કરીને-વહીવટ ચલાવ્યો છે

પ્રાથમિક કેળવણી પાછળ થતા ખર્ચમાં સરકાર હિસ્સો આપતી હોવાથી તેનો કાબુ હોય તે સમજી શકાય તેમ છે પરંતુ તે કાબુ પણ રીતસરનો અને વ્યવહારુ હોવો જોઈએ શાળાના મકાનોના ભાડામાં સ્થાનિક સંસ્થાઓ લખલૂટ ખર્ચ કરી નાખતી હોય તેમ ભાડુ યોગ્ય અપાય છે કે કેમ તે બાબત ઠરાવવાના ઓછી યુનીટ એન્જીનીયરનું સર્ટીફીકેટ રજુ કરવું જોઈએ એવા પ્રતિબંધ શું સૂચવે છે? શાળાઓમાં અપાતી સ્કોલરશીપની રકમ પણ સરકાર મુકરર કરે તે ધોરણે આપવી જોઈએ। સ્થાનિક સ્થિતિ અથવા તો સંજોગ જેવી વસ્તુ સરકારને દફતરે આ દુનિયામાં હસ્તી ધરાવતી નથી શિક્ષકોના પગારનું ધોરણ શાળા ચાલુ મોંઘુ જીવન ધ્યાનમાં લઈને સરકારની સમતિ સાથે દાખલ થયું હોય તે નાણાની સંકડામણના આ સમયમાં અડધો હીસ્સો આપવો પડે તે કારણે વધારાનું કહેવું એ વાસ્તવિક છે? ફરજિયાત કેળવણી દાખલ થઈ શકતી નથી તે દરમ્યાન કોઈ સંસ્થા ઐચ્છિક વિસ્તાર કરવા માગે તો ઓછી દખલગીરી છે? સ્કુલ બોર્ડોની રચનામાં તો સરકારે ક્રમવાર રચના કરી કેમ તરત દાખલ કર્યું છે અને તે ઉપરાંત ધારાસભામાં આપાયેલા વચનો છતાં નફરતશી નોમીનેશન કરતા સરકાર અટકતી નથી શાળાનો અભ્યાસક્રમ, તેમાં ભણાતી ચોપડીઓ વિ બાબતોમાં પણ સરકારની મંજુરી સિવાય સ્કુલબોર્ડ એક કદમ પણ આગળ વધી શકે નહીં એ સ્વતંત્રતા પ્રાથમિક કેળવણીના બાબતો સ્થાનિક સંસ્થાઓને મળી છે

જો કોઈ સ્થાનિક સંસ્થા પોતાની શાળાઓના નવાસર નિરીક્ષણ કરવાના હેતુથી એક સુપરવાઈઝર વધારે રોકવા માગે તો તરત જ તેની સામે વાંધાની રકમ રજુ કરવામાં આવે અને તેનો કુલ હેતુ એટલો જ કે આ અંગે જે વધારાનો ખર્ચ થાય તેનું અડધું ખર્ચ આપવું પડે નહીં

એડમીનીસ્ટ્રેટીવ ઑફિસર સરકારની પસંદગીનો હોવો જોઈએ. આ કલમનો અર્થ હાલ સુરતમાં કેવો થઇ રહ્યો છે તે વિચારવા જેવું છે. સુરત મ્યુનિસિપાલીટીએ મી. સી. સી. મહેતાને પસંદ કરી તેમની નીમણૂંક માટે સરકારની મંજુરી માગી. મી. મહેતા એક અનુભવી ગ્રેજ્યુએટ શિક્ષક હોવા ઉપરાંત શિક્ષણશાસ્ત્રનો ડીપ્લોમા ધરાવે છે અને હાલ સરકારે અને યુનીવર્સીટીએ માન્ય કરેલી શાળાના હેડ માસ્તર છે. લગભગ ૨૦ વર્ષથી કેળવણીનું કામ કરે છે. છતાં સુરત મ્યુનીસીપાલીટીએ પોતાની સ્કુલબોર્ડના એડમીનીસ્ટ્રેટીવ તરીકે કરેલી નીમણૂંકને સરકારે બ્હાલી આપી નહીં; કારણકે મી. મહેતાએ ૧૯૨૧ ની અસહકારની લડતમાં પોતાની નોકરી છોડી દીધી હતી!

ટુંકામાં ૧૯૨૪ ની સાલના પ્રાથમિક કેળવણીના કાયદામા ભારે ફેરફાર થઇ નિયમો ઘડવાની સત્તા કારોબારી અધિકારીઓના હાથમાંથી લઇ લેવામાં આવે નહીં અને સરકાર ઉદાર હાથે પ્રાથમિક કેળવણી પાછળ ખર્ચ કરવા તૈયાર થાય નહીં ત્યાં સુધી પ્રાથમિક કેળવણી જે આજે રૂંધાઇ મરે છે તેમાંથી તેની મુક્તિ થઇ શકશે નહીં. કેળવણીના વિકાસ માટે અધિકારીઓએ ન્હાની ન્હાની બાબતોમાં ચેંકા કાઢવાની પદ્ધતિ ત્યજવી જોઇએ. હાલના આગળ વધતા જમાનામાં વધુ નહીં તો લખવા-વાંચવાનું જ્ઞાન તો દરેક ઉંમરલાયક સ્ત્રી-પુરૂષને હોવું જોઇએ અને તે જ્યાં સુધી આપી શકાય નહીં ત્યાં સુધી કેળવણીના આપણા પ્રયાસો અપૂર્ણ જ ગણાશે.

---

"ગામડાઓની પ્રાથમિક શાળાઓમાં જે શિક્ષણ અપાય છે તે નકામું અપાય છે. શિક્ષકોમાં જોઇતી યોગ્યતા હોતી નથી. ગામડાઓમાં તો માત્ર એક શિક્ષક હોય છે. આ બીચારા એક શિક્ષકને ઘણી વખત ત્રણ, ચાર, કે પાંચ ધોરણો એકી વખતે શીખવવાનાં હોય છે. આવી પરિસ્થિતિમાં ગરીબ બીચારો શિક્ષક કે બીચારી શિક્ષિકા ગમે તેમ કરી અભ્યાસક્રમ પૂરો કરવા પ્રયત્ન કરે છે. કેવી જાતનું શિક્ષણ અપાય છે તે ઉપર તેમ શિક્ષણ પદ્ધતિ ઉપર તે બીલકુલ પણ લક્ષ આપી શકે નહિ તો તેમાં નવાઇ જેવું શું છે?"

—શ્રી. પી. કે. દેસાઈ

# અમદાવાદની પ્રાથમિક કેળવણી

લેખક:

શ્રી. જનુભાઇ અચરતલાલ સૈયદ

પ્રસ્તુત વિષય વિષે મારા વિચારો દર્શાવનારો એક લેખ લખવા શ્રીયુત પ્રાણલાલ હીરાભાઇ દેસાઇ સન્માન સમિતિના મંત્રી તરફથી મને સૂચન થયું છે. અમદાવાદની પ્રાથમિક કેળવણીના તંત્ર સાથે મારે સીધો સંબંધ નથી. તેને લગતાં સાહિત્ય કે સાધનો જેવાં કે રીપોર્ટો કે પુસ્તકોને અભાવે આ વિષય સંપૂર્ણ દલીલોથી ચર્ચી શકું તેમ નથી. આથી અમદાવાદની પ્રાથમિક કેળવણીની ક્યારથી શરૂઆત થઇ હશે એ પ્રશ્ન છોડી દઇ અહીંની મ્યુનિસિપાલિટિ હસ્તક તેનું તંત્ર પ્રાપ્ત થયું ત્યારથી અત્યાર સુધીના ઇતિહાસની હકીકતનું દિગ્દર્શન કરીશું.

અમદાવાદમાં ઘણાં વર્ષો ઉપર પ્રાથમિક શાળાઓ કેટલી હતી, ક્યારથી અસ્તિત્વમાં આવી, તેનું તંત્ર કોને હસ્તક હતું એ જાણવાનાં સાધનો નથી. અમદાવાદની પ્રાથમિક કેળવણી એટલે લગભગ છેલ્લાં ૭૫ વર્ષના ઇતિહાસનું નિરૂપણ. અહિંની મ્યુનિસિપાલિટીને હસ્તક પ્રાથમિક કેળવણીનું તંત્ર ઇ. સ. ૧૮૮૨માં સોંપાયું એમ તપાસ કરતાં જણાય છે. તેથી એ વિષયની રૂપરેખા ઇ. સ. ૧૮૮૨ થી વિચારીએ.

મ્યુનિસિપલ દેખરેખના પ્રાથમિક શાળાઓ ઉપરાંત શહેરમાં અગાઉ પંડ્યાઓની નિશાળો હતી. તેમાં ભણવા માટે બાળકોને માબાપો પ્રથમ મોકલી આપતાં એ જાણીતી વાત છે. આ શાળાઓમાં માત્ર આંક ગોખાવવામાં આવતા. પાટી ઉપર ખડીની મદદથી લખવાનું શીખવવામાં આવતું. નિશાળોનાં મકાનો ઘણાં તો છાપરાથી ઢંકાએલાં, ખુલ્લી જગાવાળાં અગર હવા ઉજાસ વિનાનાં બહુધા હતાં. ગોખણપટ્ટી એ શિક્ષણશૈલીનું મુખ્ય ધ્યેય હતું. મહેતાજી સોટી અને સાટકાથી આંકનું શિક્ષણ સતેજ રાખવાના પ્રયત્નો કરતા. આ શાળાઓમાં શિક્ષણ મળ્યા બાદ માબાપો પોતાનાં બાળકોને શહેરની પ્રાથમિક શાળામાં વધુ શિક્ષણ લેવા મોકલતા. એ શાળાઓ હાલ શહેરમાં જે સ્વરૂપની પ્રાથમિક શાળાઓ જોઇએ છીએ તેવી નહોતી. શિક્ષણમાં શારીરિક શિક્ષાને મુખ્ય સ્થાન હતું. સરકારી કેળવણી ખાતા તરફથી નક્કી થએલા વિષયોનું શિક્ષણ હાલ અપાય છે તેવું જ અપાતું. શિક્ષકો માત્ર વર્ણનાત્મક શૈલીથી જુદા જુદા વિષયોનું જ્ઞાન વિદ્યાર્થીઓને આપતા. વર્ષમાં એક વાર સરકારી કેળવણીખાતાના ડેપ્યુટી સાહેબ પધારી પરીક્ષા લઇ કામની કસોટી કરી જતા. ટુંકામાં વિદ્યાર્થીઓને શિક્ષણ શાસ્ત્રીય સ્વરૂપે આપવામાં આવતું ન હતું. આ સ્થિતિ કેટલાંક વર્ષો ચાલુ રહી. જો કે તે વખતના કેટલાક શિક્ષકો સરકારી ટ્રેનીંગ સંસ્થામાં તાલીમ લઇને નોકરીમાં દાખલ થતા. અમલદારોની વારંવાર મુલાકાતો થતી ન હતી. તેથી સ્વેચ્છાનુસારી શિક્ષણ આપવું, અને

પરીક્ષાનું પરિણામ સારું આવે એ જ તેમનું ધ્યેય હતું. ધીમે ધીમે કેળવણીનાં સૂત્રો, સિદ્ધાંતો અને શિક્ષણશૈલીને લગતા વિચારોમાં પશ્ચિમને અનુસરી પરિવર્તન થયું કિંડર ગાર્ટન પદ્ધતિ દાખલ થઇ. વાચનમાળા નવી રચાઇ. વિષયોમાં પદાર્થપાઠને સ્થાન મળ્યું. વ્યાખ્યાનપદ્ધતિનો નિષેધ થવા માંડયો. નાનાં બાળકોનો સ્વભાવ, તેમનાં માનસ ઇત્યાદિને અવલંબી બાળકેળવણી તેમજ પ્રાથમિક કેળવણીમાં ફેરફાર થયા. ટ્રેનીંગ સંસ્થામાં નવી શિક્ષણશૈલીનું જ્ઞાન શિક્ષકોને આપવાની શરૂઆત થઇ. જે નિશાળો અગાઉ બાળકોને ત્રાસનું સ્થાન લાગતી, માબાપ નિશાળે મોકલે ત્યારે બાળકો કકળાટ કરે અને મરજી વિરૂદ્ધ નિશાળે જતાં, તે જ નિશાળો આનંદનું સ્થાન બનવા લાગી. વિદ્યાર્થીઓને રમત દ્વારા જ્ઞાન મળવા લાગ્યું. શાળાઓ નિર્જીવ સ્વરૂપની મટી ચેતનમય બનવાનો પ્રારંભ થયો. ગોખણપટ્ટીનું શિક્ષણ ગૌણ થવા લાગ્યું.

ઇ. સ. ૧૯૦૨ થી આ ફેરફાર શરૂ થયો ત્યારથી ૧૯૧૦ સુધીના સમયમાં અમદાવાદની પ્રાથમિક શાળાઓ કેટલી હતી, શિક્ષકોની સંખ્યા કેટલી હતી તે હકીકત મળતી નથી. વિદ્યાર્થીઓની સંખ્યા ૧૯૧૦–૧૧માં ૫૮૦૦ની હતી તેટલી જ હકીકત મળી શકે છે. ઇ. સ. ૧૯૧૪–૧૫ માં શાળાઓની સંખ્યા ૪૧ હતી. વિદ્યાર્થીઓની સંખ્યા ૭૮૦૦ ની હતી. આ ઉપરથી જણાશે કે ૧૯૧૪–૧૫ અગાઉ શાળાઓ થોડી હશે. કેળવણી પણ થોડા જ વિદ્યાર્થીઓ લેતા હશે. ઇ. સ. ૧૯૧૪–૧૫ માં અમદાવાદની વસતી હાલના પ્રમાણમાં ઓછી હતી, અને શહેરનો વિસ્તાર પણ હાલના જેટલો ન હતો. તેથી શાળાની સંખ્યા અને તેમાં ભણતા વિદ્યાર્થીઓની સખ્યા ઓછી હશે એમ માની શકાય. રિપોર્ટો જોતાં જણાય છે કે આ સંખ્યામાં ધીમે ધીમે વધારો થતો ગયો. અને ઇ. સ. ૧૯૨૪–૨૫માં શાળાઓ અને વિદ્યાર્થીઓની સંખ્યામાં બમણો ફેરફાર થયો. અમદાવાદની પ્રાથમિક કેળવણીનું તંત્ર અગાઉ એક સ્કુલ્સ કમીટી હસ્તક હતું. તેને બદલે ઇ. સ. ૧૯૨૦ માં પ્રાથમિક કેળવણીને સુવ્યવસ્થિત અને સારા સ્વરૂપની બનાવવાના હેતુથી અહિંની મ્યુનિસિપાલીટીએ શાળાઓની દેખરેખ માટે એક નવી જગ્યા કાઢી અને એક નિષ્ણાત અનુભવી અને કાર્યકુશળ કેળવણીકાર, સરકારી કેળવણીખાતામાં તે વખતે આસિ. ડેપ્યુટીનો હોદ્દો ભોગવનાર શ્રીયુત પ્રાણલાલ કીરપારામ દેસાઇ ઇ. સ. ૧૯૨૦ ના જુન માસથી તે જગ્યા ઉપર નીમાયા.

અમદાવાદમાં પ્રાથમિક કેળવણીમાં દરેક દૃષ્ટિથી વિચારીએ તો વિષયશિક્ષણ અને શિક્ષકો તેમજ શાળાની જુની સ્થિતિ અને પરિસ્થિતિમાં ફેરફારની શરૂઆત ત્યારથી થઇ એમ માની શકાય. આ નિમણૂંકનો મુખ્ય લાભ એજ થયો કે સરકારી કેળવણી ખાતાના એક અનુભવી માણસને નીમવાથી શિક્ષણના સિદ્ધાંતો અને સૂત્રોને નવા સ્વરૂપમાં ફેરવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો.

ઇ. સ. ૧૯૧૦ થી ૧૯૨૪ સુધીની પ્રાથમિક કેળવણીનું દિગ્દર્શન કરી ગયા. ઘણા સમયથી મફત અને ફરજીઆત કેળવણીની હીલચાલ ધારાસભામાં દેશના અગ્રગણ્ય નેતાઓ

સ્વર્ગસ્થ ગોખલે અને શ્રીયુત વિઠ્ઠલભાઇ પટેલે ચલાવી લીધી હતી. આ પ્રયત્નો કેટલોક સમય સફળ થયા નહિ. તે પછી ડૉ. પ્રાંજપેના પ્રયાસથી ઇ. સ. ૧૯૨૩ માં પ્રાથમિક કેળવણીનો કાયદો મુંબઇની ધારાસભામાં પસાર થયો. તેને અંગે કેટલાક નિયમો પણ સરકારે ઘડ્યા અને પ્રાથમિક કેળવણી સરકાર હસ્તક હતી તે મ્યુનિસિપાલિટિઓ તથા લોકલ બોર્ડોને સોંપાઇ. અહીંની મ્યુનિસિપાલિટિએ ઇ. સ. ૧૯૨૫ માં પ્રાથમિક કેળવણીનું સંપૂર્ણ તંત્ર પોતાને હસ્તક લીધું. અહીંની પ્રાથમિક શાળાઓ જો કે મ્યુનિસિપાલિટીની પોતાની જ અમુક અંશે પ્રથમ હતી છતાં નવા કાયદાને આધારે તેની સંપૂર્ણ દેખરેખ મ્યુનિસિપાલિટિને હસ્તક પ્રાપ્ત થઇ છે. આ કાયદાના ગુણદોષનો વિચાર અત્રે આવશ્યક નથી. તેથી માત્ર પ્રાથમિક કેળવણીની પ્રગતિનો સમગ્ર સ્વરૂપે વિચાર કરીશું. છેલ્લાં દસ વર્ષમાં શાળાઓની સંખ્યા ૮૯ થી વધીને ૧૫૧ ની થઇ છે. વિદ્યાર્થીઓની સંખ્યા ૧૮૦૦૦ થી વધીને ૨૮૦૦૦ થઇ છે. શહેરનો વિસ્તાર વધતો ગયો તેમ તેમ કેળવણી સુલભ બને તેટલા માટે જુદા જુદા લત્તાઓમાં નવી સ્કુલો ઉઘડી છે. શિક્ષકોની સંખ્યા ઠીક પ્રમાણમાં છે. એટલું જ નહિ પણ મ્યુનિસિપલ સ્કુલ બોર્ડ જેમ બને તેમ વધારે પ્રમાણમાં ટ્રેન્ડ શિક્ષકો નોકરીમાં રાખેલા છે. પ્રાથમિક કેળવણીની પ્રગતિ દર વર્ષે આગળ વધે છે. આખી પ્રાથમિક કેળવણીનું ધ્યેય નવી શિક્ષણશૈલીને અવલંબીને ચાલે એવા પ્રયાસો થાય છે. કેળવણીના ક્ષેત્રમાં શરીરિક શિક્ષા વ્યાખ્યાન-પદ્ધતિ વગેરે દોષો ધીમે ધીમે નાબુદ થતા જણાય છે.

શ્રીયુત પ્રાણલાલભાઇ શરૂઆતથી જ એડમીનીસ્ટ્રેટીવ ઑફીસર નીમાયા છે. તેમની પ્રથમ નીમણુંક સરકારી નોકરોમાંથી થઇ હતી અને ઇ. સ. ૧૯૨૧ માં કેટલાંક કાઉન્સીલર રાજીનામું આપી સ્કુલબોર્ડમાં કાયમના નિમાયા. પ્રાથમિક કેળવણીનો કાયદા કાનુનોમાં ઘણી બાબતો એવી છે કે જેથી કેળવણીના વિકાસમાં સીધી કે આડકતરી રીતે અંતરાય ઉભા થવા સંભવ છે. છતાં કહેતાં સંતોષ થાય છે કે ગર્લ્સ હાઇસ્કુલ, એક બાલમંદિર મિશ્રશાળા દ્વારા શિક્ષણ, બાળકોના આરોગ્યની દાકતરી તપાસ વગેરે અનેક પ્રયોગો નિડરતાથી અહીંની સ્કુલબોર્ડે દાખલ કર્યા છે. શાળાઓનાં મકાનો મ્યુનિસિપાલિટિનાં પોતાનાં જેમ બને તેમ વધુ સંખ્યામાં બંધાય એ સ્તુત્ય પ્રયાસ પણ આદર્યો છે.

અમદાવાદમાં પ્રાથમિક કેળવણી આપનારી સંસ્થાઓ હાલ સારા પ્રમાણમાં છે. મ્યુનિસિપલ તાબાની કુલ ૧૫૧ છે. આ ઉપરાંત શહેરમાં મિશન, વનિતાવિશ્રામ, મજુર મહાજન જેવી બીજી કેટલીક ખાનગી સંસ્થાઓ દ્વારા તેમજ કેળવણી ખાતાની પ્રેક્ટિસીંગ સ્કુલ દ્વારા પ્રાથમિક કેળવણીનો વિસ્તાર સારો થયો છે. આવી કુલ શાળાઓ સુમારે એકંદર ૪૫ છે. આ બધી શાળાઓમાં શિક્ષણ ખાતાએ નિર્ણિત કરેલા વિષયોનું જ જ્ઞાન અપાય છે, અને તેના ધારા ધોરણનો અમલ કરવો પડે છે.

અમદાવાદમા મ્યુનિસિપલ તાબાની તેમજ બીજી પ્રાથમિક શાળાઓ પૈકી છોકરાઓની નિશાળ ૧૦૬ છે, અને છોકરીઓની નિશાળ કુલ ૬૧ છે કન્યાશાળાઓ અમદાવાદ શહેરની વસ્તી જોતા ઘણીજ ઓછી માની શકાય કન્યાકેળવણીનો વધારે ફેલાવો થવાની જરૂર છે આ ઉપરાંત શહેરમા બાળશિક્ષણ માટે ખાનગી બાળમંદિરો પણ કેટલાક સારૂ કાર્ય કરી રહ્યા છે એક સ્વતંત્ર બહુમતની નવી ગુજરાતી શાળામા પ્રાથમિક કેળવણી અપાય છે મ્યુનિસિપાલિટિએ સાથે સાથે મુસલમાનો અને બીજી પછાત કોમોની કેળવણી માટે જુદી શાળાઓ ઉઘાડી છે શહેરમા ૩૦ ઉર્દુ નિશાળો છે. ૧૫ ઉર્દુ કન્યાશાળા છે. ઉપરાંત કેટલીક શાળા પણ મોટી ઉમરના માણસોને લખતા વાચતા શીખવવા ખોલવામા આવી છે.

પ્રાથમિક કેળવણીના કાયદામા નિશાળોનો કબજો સોંપાતી વખતે જેટલી શાળાઓ અને જેટલા શિક્ષકો સરકારે સોંપ્યા હોય તેમા વધારો કરવા હોય અથવા તો સરકારે સ્વીકારેલા ખર્ચની રકમ ઉપરાંત જે કાંઇ ખર્ચ સ્કૂલબોર્ડ કરે તેમા સરકારની મંજુરીની અપેક્ષા રહેલી છે આથી લોકલબોર્ડ કે મ્યુનિસિપાલિટીઓ નાણાની સારી સ્થિતિને અભાવે પોતાના કેળવણીના વિકાસના ઉદ્દેશો ફળીભૂત કરી શકતી નથી છતા પ્રાથમિક કેળવણીનો વિકાસ થતો જાય છે એ આનન્દની વાત છે અહિંની મ્યુનિસિપાલિટિ મુંબાઇથી બીજા નંબરે મનાય છે. તેની આવક સારી છે. છેલ્લા કેટલાક વર્ષોથી સરકારી ગ્રાન્ટ તેને મળતી નથી તેમ છતા પોતાની પ્રાથમિક શાળાઓને આર્થિક સહાય પૂરતા પ્રમાણમા આપે છે શહેરમા જે કોઇ બીજી પ્રાથમિક શાળાઓ, જેવી કે બાળમંદિર, વનિતાવિશ્રામ, શારદામંદિર વગેરે સંસ્થાઓ છે તેને પણ આર્થિક મદદ આપવા ચુકતી નથી

અમદાવાદમા પ્રાથમિક કેળવણી આપનારી કન્યાશાળાઓ ઘણી ઓછી છે એ ખેદની વાત છે વેપાર ઉદ્યોગમા અમદાવાદ શહેર આગળ પડતુ છે વસ્તીનો મોટો ભાગ સરકારી નોકરો, ધંધાધારીઓ, કે મીલમાલેકાનો છે અભણ વર્ગ બાદ કરીએ તો પણ ભણેલાઓની સંખ્યા જોતા કન્યાકેળવણી પૂરતા પ્રમાણમા નથી પ્રાથમિક કેળવણીની આવી કેટલીક ખામીઓ દૂર કરવાનો તેમજ અમદાવાદ શહેરમા નિશાળમા ભણનાર છોકરા કે છોકરીઓનુ પ્રમાણ વધારવાનો એક ઉપાય ફરજીઆત કેળવણી છે આને માટે અહીંની મ્યુનિસિપાલીટીએ એક યોજના તૈયાર કરી સરકારની મંજુરી માટે ઘણા વર્ષો ઉપર મોકલી આપી છે તેનો સ્વીકાર હજી સુધી થયેલો જણાતો નથી. આશા છે કે આ બાબતમા પ્રયાસો ફરી આદરી આખા શહેરમા ન બની શકે તો અમુક લત્તાઓમા ફરજીઆત કેળવણી અજમાયશરૂપે અહીંની સ્કૂલ બોર્ડ દાખલ કરશે પ્રાથમિક કેળવણીનુ શિક્ષણ અહીંની મ્યુનિસીપલ શાળાઓમા મફત અપાય છે એ પ્રશંસાપાત્ર કાર્ય છે. બીજા નાના શહેરો કે ગામોની સંસ્થાઓ સાથે સરખામણીમા અમદાવાદની પ્રાથમિક કેળવણીને સારી પ્રગતિ મળી છે, એ નિર્વિવાદ છે. પરંતુ

કેળવણીની ઉપયોગિતા કે તેના લાભ, શિક્ષકો, વિદ્યાર્થીઓ કે શાળાઓની સંખ્યાથી આંકી શકાય નહિ. પ્રાથમિક કેળવણી વિદ્યાર્થીઓના માનસ તેમજ બાળસ્વભાવના પૂરતાં જ્ઞાન સાથે સંબંધ ધરાવે છે તથા શિક્ષકોનાં ચારિત્ર્ય, કર્તવ્યનિષ્ઠા તેમજ તેમના કાર્યપ્રેરણાના પ્રભાવ ઉપર આધાર રાખે છે શાળાઓમાં અપાતી કે ચાલતી અનિષ્ટ શિક્ષણપદ્ધતિઓ, શારીરિક શિક્ષા, શાળામાં અને શાળાની બહાર નજરે પડતા ગંદા દેખાવો સત્વર નાબૂદ થવા જોઈએ તો જ કેળવણી આદર્શ સ્વરૂપની બનશે અહીંનો શિક્ષકવર્ગ મ્યુનિસીપલ સ્કૂલબોર્ડ અને અમલદારોને સાચો સહકાર આપે છે. તે ઉપરાંત શિક્ષણના વિષયો, શિક્ષણશૈલી, માબાપના સહકાર, શાળાનું આરોગ્ય અને બાળકોનાં શરીર અને મનના વિકાસ પ્રત્યે ખાસ વધુ લક્ષ આપવાનો પણ પ્રયાસ કરે છે. પ્રાથમિક કેળવણીની પ્રગતિ શાળામાં ભણનારની સંખ્યાથી નિશ્ચિત થાય કે શિક્ષણના સાફલ્યથી નિશ્ચિત થઈ શકે એ વિવાદગ્રસ્ત પ્રશ્ન છે. છતાં એટલી વાત ચોક્કસ છે કે જેમ શિક્ષકો લાયકાતવાળા વધારે તેમ શિક્ષણ લાભદાયી કે સંગીન નીવડે છે, આ બાબતમાં પ્રત્યેક સંસ્થાના સંચાલકો જરૂરી ઉપાયો યોજતા જણાય છે. છતાં બીજી ઘણી બાબતોમાં સુધારાને અવકાશ છે. પાઠ્યપુસ્તકોની પસંદગી, શિક્ષણશૈલી અને વિદ્યાર્થીઓના શારીરિક વિકાસના પ્રશ્નોનો ઉકેલ વધારે છૂટથી થવો જોઈએ પ્રાથમિક કેળવણીના કાયદામાં કેટલાક પ્રતિબંધો મૂકાયા છે, તેથી પ્રાથમિક કેળવણીની સંસ્થાઓ પોતાની ઇચ્છા છતાં કેળવણીને અંગે હાલની પરિસ્થિતિને અનુકૂળ ફેરફારો કરી શકતી નથી, અને આને લીધે કેળવણીની પ્રગતિ જોઈતી ઝડપથી કે જેવી ઉપયોગી સ્વરૂપની થવી જોઈએ, તેવી થઈ શકતી નથી. પ્રાથમિક કેળવણીનું ધ્યેય ફક્ત બાળકોને લખતાં વાંચતા શીખવવું અને ખાતાએ નક્કી કરેલા અમુક વિષયોનું યોગ્ય જ્ઞાન આપી પરીક્ષા પાસ થવાને લાયક બનાવવા એટલું જ મનાય છે પરંતુ બીજા દેશોનો ઇતિહાસ તપાસીશું તો જણાશે કે આ બાબતોમાં ત્યાં ઘણું પરિવર્તન થતું જાય છે. આપણી પ્રાથમિક કેળવણીનું શિક્ષણકાર્ય હાલની દેશની પરિસ્થિતિને અનુસરી જુદે માર્ગે દોરવાની જરૂર છે. શહેરની તેમજ ગામડાની પ્રાથમિક કેળવણીનો અભ્યાસક્રમ એક જ સ્વરૂપનો ન જોઈએ બાળકોને નિશાળ છોડ્યા પછી, અમુક લાયકાતવાળા બનાવવા સારૂ, તેમજ તેમને અનુકૂળ થાય તેવા, ધંધાદારી શિક્ષણને અભ્યાસક્રમમાં સ્થાન મળવું જોઈએ. અમદાવાદની પ્રાથમિક કેળવણીની સંસ્થાઓમાંની કોઈકે પણ આ બાબતમાંનો પ્રયોગ કર્યો હોય તો તે પ્રશંસાપાત્ર છે જ્યાં સુધી સ્વતંત્ર રીતે અને શ્રીમંતોની આર્થિક મદદથી અગર નાણાંની તંગી ન હોય તો ઉદાર દીલે ખર્ચ કરી સંસ્થાઓ આ દિશામાં પ્રયાસ નહિ કરે ત્યાં સુધી અમદાવાદની પ્રાથમિક કેળવણી જે સ્વરૂપની હાલ નજરે પડે છે, તેમાં ઉપયોગી કે આગળ ફેરફાર નહીં જ થાય. અહીંની મ્યુનિસીપલ સ્કૂલબોર્ડે આ બાબતમાં કેટલોક અમલ કર્યો છે. નાણાંની સગવડને પરિણામે આગળ વર્ણવ્યા ગયા તેમ જુદી જુદી શાળાઓ જેવી કે બાલમંદિર, રાત્રિશાળા, હિંદીશાળા વિ૦ ઉઘાડી અનેકવિધ ઉપકાર શહેરની પ્રજાને

કરી રહી છે. સમય અનુસાર પ્રતિવર્ષ શાળાની સંખ્યાઓ વધતી જાય છે. શિક્ષકો લાયકાત-વાળા નીમવા એ ઉદ્દેશનો અમલ થતો જાય છે. મ્યુનિસીપલ સ્કૂલ બોર્ડ સીવાય બીજી ખાનગી સંસ્થાઓ પોતાની પ્રાથમિક શાળાની ઉન્નતિ અર્થે યથાશક્તિ પ્રયત્નો કરે છે, આવી દરેક સંસ્થાને આર્થિક મુશ્કેલીઓ પોતાના કાર્યના વિકાસમાં ઘણી જ નડે છે, તેમ છતાં અગાઉના સમય કરતાં પ્રાથમિક કેળવણીનું પ્રમાણ આ શહેરમાં વધ્યું છે.

અમદાવાદ પ્રાથમિક કેળવણીની સમાલોચના કરી ગયા હવે તેના જુદા જુદા અંગી-ભૂત વિષયોનો વિચાર કરીએ. ભણતરની સંખ્યામાં એકંદર ઠીક વધારો થયો છે કન્યા-કેળવણીની બાબતમાં અગાઉ કહી ગયા તેમ જોઈએ તેટલી સંતોષકારક પ્રગતિ થઇ નથી જુદા જુદા સત્તાઓમાં સ્કૂલબોર્ડ હસ્તક તેમજ સ્વતંત્ર સંસ્થાઓ દ્વારા ચાલતી કન્યાશાળાઓ છે, પરંતુ વસ્તીના પ્રમાણમાં તેમાં બહુ ઓછી સંખ્યા ભણે છે, એ ખેદની વાત છે. છોકરાઓનો અભ્યાસક્રમ જેમ એક જ સ્વરૂપનો તથા અમુક વિષય શિક્ષણને ઉદ્દેશીને શીખ-વવો પડે છે તેમ કન્યાશાળામાં જો કે ખાતાએ ઉપયોગી વિષયો દાખલ કરી નવો બનાવ્યો છે, છતાં કન્યા કેળવણીને લગતી ઘણી બાબતોની ઉણપ છે. અહીંની પ્રાથમિક શાળાની માલકીનાં મકાનો બહુ થોડાં છે. મ્યુનિસીપલ તાબાનાં માત્ર ૨૧ છે. કેળવણીના નિયમોની કસોટીએ તપાસીએ તો આરોગ્ય જાળવનારાં મકાનો થોડાં નજરે પડશે. કેટલાંક સ્વતંત્ર મકાનો બંધાયાં છે તે સારાં છે. તો તેની આસપાસ જે પવિત્ર વાતાવરણની આશા રાખીએ તે હોતું નથી. આ ઉપરાંત શિક્ષકો અને શિક્ષિકાઓની સંખ્યા બાબત વિચારીશું તો તે એકંદર પૂરતી છે જ.

વર્ગદીઠ એક શિક્ષકની યોજના શહેરની બધી શાળાઓમાં સત્વર થવી જોઇએ. ટ્રેન્ડ પ્રમાણ કેટલીક શાળાઓમાં સંતોષકારક છે. શિક્ષણશૈલી વિદ્યાર્થીને અનુકૂળ સ્વરૂપની વધુ પ્રમાણમાં યોજાય એ જરૂરી છે. આથી કેટલીક ખામીઓ દૂર થશે પ્રાથમિક કેળવણી એ બીજી બધી કેળવણીના પાયા રૂપે છે, એવા વિચારથી શિક્ષકો કામ કરે. સંસ્થાઓ પણ પ્રયાસ કરે, શ્રીમંતો આર્થિક મદદ પ્રસંગ આવે. જ્યાં જરૂર હોય ત્યાં આપે, માબાપો પુરતો સહકાર આપી પોતાના બાળકોની કેળવણી પ્રત્યે પ્રત્યક્ષ સહકાર આપે તો અહીંની પ્રાથમિક કેળવણીમાં જે પ્રગતિ થઈ છે તેથી વિશેષ થશે, એટલું જ નહિ પરંતુ કેળવણીના જે આદર્શ મનાય છે તે આદર્શો અમુક અંશે ફલીભૂત થશે. હાલની પ્રગતિસૂચક સ્થિતિથી સંતુષ્ટ થઈ બેસી ન રહેતાં પ્રાથમિક કેળવણીની સંસ્થાઓના સંચાલકો તથા અધિકારીવર્ગ તેમજ શિક્ષકો આ ક્ષેત્રને ઉચ્ચતમ તથા પવિત્ર માની કેળવણીનો વધુ વિકાસ થાય, નિરક્ષરતાનું પ્રમાણ ઘટતું જાય, અને શિક્ષણ સફળ નીવડે એવા પ્રયાસો કરે, એ ઇચ્છવાજોગ છે.

પ્રાથમિક કેળવણી સાથે માધ્યમિક તથા ઉચ્ચતર કેળવણીનો સંબંધ છે, તેથી આ

કેળવણી વ્યવસ્થિત, અનુકૂળ અને શુદ્ધ તથા સત્ય સ્વરૂપની નહિ અને ત્યાં સુધી માત્ર પુસ્તકજ્ઞાન કે અક્ષરજ્ઞાનમાં તે સમાપ્ત થશે. આશા છે કે શ્રીયુત પ્રાણલાલ દેસાઈ જેવા કેળવણીકારના પોતાના અધિકાર સમયમાં અમદાવાદની મ્યુનિસિપલ પ્રાથમિક શાળાઓનો જે વિકાસ થયો છે તેથી વિશેષ થશે અને થતો રહેશે. અમદાવાદની પ્રાથમિક કેળવણીનું ક્ષેત્ર હવે વિસ્તૃત થવાની જરૂર છે. વિદ્યાર્થીઓને અક્ષરજ્ઞાન આપી પરીક્ષામાં ઉત્તીર્ણ થવા લાયક બનાવવા ઉપરાંત તેમને વિનયશીલ અને શક્તિ અનુસાર સેવાભાવી સદ્વર્તનવાળા બનાવવા વધુ પ્રયાસ થવાની જરૂર છે. અંતમાં ફરી એટલું જ કહેવાનું કે પ્રાથમિક શાળાઓની સંખ્યા વધે, વિદ્યાર્થીઓ વધુ પ્રમાણમાં શિક્ષણ લેતા થાય, બીજી કેટલીક ન્યૂનતાઓ આ લેખમાં દર્શાવી છે તે દૂર થાય એ આવશ્યક છે જ્યાં બાળકો જ્ઞાન પ્રાપ્ત કરી તેની સાથે ચારિત્ર્યવાન બને એ શિક્ષણનું ખાસ ધ્યેય હોવું જોઈએ એ ઇચ્છા દર્શાવી મારા વિચારો સમાપ્ત કરું છું.

---

"પરાધીનતામાં ગમે તેટલું સુખ હોય, શાંતિ હોય, સુવ્યવસ્થા હોય પણ પરાધીનતા તે આખરે પરાધીનતા જ છે, સ્વતંત્રતા કે સ્વાધીનતાની તે કદી પણ બરોબરી કરી શકે જ નહિ. પરાધીનતાની બેડીઓ લોઢાની બેડીઓને બદલે સોનાની હોય તો પણ આખરે તે બેડીઓ જ છે! પરાધીનતાના કારાગૃહના બારણાં લાકડાનાં બારણાંને બદલે સોનાનાં હોય તો પણ આખરે તે કારાગૃહનાં બારણાં જ છે એ વાત હવે તો એક ઘડી પણ આપણા સ્મરણની બહાર જવી જોઈએ નહિ"

—શ્રી. પી. કે. દેસાઈ

# અર્વાચીન કેળવણી સંબંધી કેટલાક વિચાર

લેખકઃ

પ્રો. મૂળજીભાઇ હીરાલાલ ચોકસી એમ. એ.

કોઇ પણ કાળ કે યુગમાં જનના ઉપર અમુક વિચારની પ્રબળ સત્તા જોવામાં આવે છે અને તેને લઇને તેનું વિશિષ્ટ સ્વરૂપ ઘડાય છે. અર્વાચીન કાળમાં અમુક જાતના વિચારનું પ્રાધાન્ય હોવાથી તે પ્રાચીનકાળથી જુદો પડે છે. આ કારણને લીધે તે સમયની કેળવણીની ભાવના તથા વ્યવસ્થા તે વખતના વિચાર પ્રમાણે થએલી જણાય છે. સને ૧૪૯૨માં કોલંબસે અમેરિકા ખંડ શોધી કાઢ્યો, ત્યારથી અર્વાચીન કાળનો આરંભ થયો એમ ગણાય છે. ખરી રીતે તો જ્ઞાન શોધવાની વ્યાપ્તિ પદ્ધતિ મુજબ વિજ્ઞાનનો વિકાસ થવા માંડ્યો, ત્યારથી હાલના જમાનાનો આરંભ થાય છે. છેલ્લાં ત્રણસો વરસની સમાજનાં જુદાં જુદાં અંગ જેવાં કે રાજ્ય, ધર્મ, સાહિત્ય, ગૃહઉદ્યોગ વગેરે સંસ્થાઓની વ્યવસ્થાઓની ઘટના તપાસતાં હાલના જમાનાનું શું બળ છે તે સ્પષ્ટ રીતે માલમ પડે છે. પ્રાચીનકાળમાં કાળની સમાજરચનામાં વ્યક્તિના હક્ક કે તેની સ્વતંત્રતા જોવામાં આવતી નથી. રાજ કે સમાજની સંપૂર્ણ સત્તાને લઇને વ્યક્તિના જુદા હિતની ગણના થઇ નથી. સમષ્ટિનું હિત એ જ વ્યષ્ટિનું સુખ હોવાથી કેળવણીની ભાવના તથા વ્યવસ્થા પણ એ જ ઉદ્દેશને અનુસરી નક્કી કરવામાં આવી હતી. હાલના જમાનાનો પ્રધાન સૂર વ્યક્તિસ્વાતંત્ર્ય છે. સમાજની દરેક વ્યક્તિ તેનું ઉપયોગી અંગ છે અને તેથી તેના જીવનનો યોગ્ય વિકાસ કરવો, એ સમાજની ફરજ છે એમ હાલમાં સ્વીકારવામાં આવે છે. બાળકના વ્યક્તિત્વના બરાબર વિકાસ માટે સ્વતંત્રતાની ખાસ જરૂર પડે છે. આ દૃષ્ટિને અનુસરી હાલની શાળાઓની વ્યવસ્થા કરવામાં આવે છે. પણ આપણે ત્યાં તો પાશ્ચાત્ય દેશમાં પ્રચલિત થતા વિચારનું શુષ્ક અનુકરણ થાય છે, એટલે તેની આછી છાપ શિક્ષણમાં નજરે પડે છે. આપણી શાળામાં હજુ વિદ્યાર્થીઓ વ્યક્તિ-સ્વાતંત્ર્યના વાતાવરણમાં ઉછરતા નથી; કારણકે સમૂહ શિક્ષણ હોવાથી લશ્કરની રેજિમેન્ટની માફક બધા વિદ્યાર્થીઓને એકસરખું શિક્ષણ આપવામાં આવે છે. સાહિત્યના અભ્યાસથી તથા શાળા બહારના વાતાવરણની અસરને લઇને વિદ્યાર્થીઓમાં વ્યક્તિવાદનો જુસ્સો માલમ પડે છે, દરેક વ્યક્તિને સ્વનિર્ણય કરવાનો કુદરતી હક છે અને તેથી તેની જવાબદારી તેને શિર છે, એ વિચાર સાધારણ થતો જાય છે. બાળમંદિરમાં નાનાં બાળકોને જે તાલીમ આપવામાં આવે છે, તેમાં સ્વતંત્રતા અને સ્વયંસ્ફૂર્તિ એ તેના મૂળભૂત વિચાર છે. બીજી શાળામાં વ્યક્તિના સ્વાતંત્ર્યના વિકાસ પ્રત્યે લક્ષ આપવામાં આવતું નથી. ખરી રીતે તો શાળામાં નાના વર્ગો હોવા જોઇએ કે તેથી શિક્ષક દરેક વિદ્યાર્થીના અંગત વિકાસ પર પુરતું

ધ્યાન આપી શકે. જ્યાં સુધી વિદ્યાર્થીના વ્યક્તિગત વિકાસ ઉપર ખાસ લક્ષ્ય અપાતું નથી ત્યાં સુધી તેમને સારી કાર્યસાધક કેળવણી મળે નહિ એ સ્પષ્ટ જ છે. દરેક બાળકમાં જે અનન્ય ખાસિયત છે, તેના યોગ્ય વિકાસ માટે તો તેની પ્રગતિ ઉપર ખાસ લક્ષ આપવાની જરૂર છે. જેટલા પ્રમાણમાં બાળકના વ્યક્તિત્વનો વિકાસ થાય છે, તેટલા પ્રમાણમાં તેની બુદ્ધિ અને ચારિત્ર્યનો લાભ સમાજને મળે છે, અને તેને લઇને સમાજની જ્ઞાન તથા નીતિસંપત્તિની કક્ષા ઉંચી થતી જાય છે. આવી રીતે સમાજની ઉન્નતિનો ખરો આધાર વ્યક્તિની યોગ્ય સુધારણા ઉપર રહે છે. જે દેશમાં વિદ્યાર્થીઓને તેમના માનસ અને અવસ્થાને અનુકૂળ પડે એવી શાસ્ત્રીય તાલીમ આપવામાં આવે છે, તે દેશની બુદ્ધિસંપત્તિ ઉંચા પ્રકારની જોવામાં આવે છે. આ વિચારને અનુસરી આપણી શાળામાં સારા તાલીમ પામેલા શિક્ષકોની જરૂર છે એટલું જ નહિ, પણ વર્ગમાં બાળકોની વ્યક્તિગત પ્રગતિ થાય એવી ખાસ યોજના કરવાની જરૂર છે.

જ્ઞાનપક્ષે જોતાં વ્યક્તિસ્વાતંત્ર્ય એ બુદ્ધિવાદ છે. વ્યક્તિવાદનું મૂળ બુદ્ધિવાદ છે. કોઇ પણ જાતની સત્તા કે અધિકારના વચનને આપ્ત વાક્ય નહિ ગણતાં, વ્યક્તિ પોતાની બુદ્ધિ જે નિર્ણય કરે તે ખરો માનવો એ બુદ્ધિવાદ છે. તેને લઇને બુદ્ધિ કે તર્કની ક્રિયા સ્વતંત્ર થાય છે. હાલ તો વિજ્ઞાનનો આરંભ તથા વિકાસ બુદ્ધિવાદને લીધે થયો છે. વિજ્ઞાનવેત્તા કુદરતમાં બનતા કોઇ પણ બનાવનું કારણ કલ્પના કે રાગદ્વેષથી પ્રેરિત વિચારથી કરતો નથી; પણ વિશ્વના જે અચળ નિયમ મુજબ કુદરતી બનાવો બને છે, તેની શોધ તે તેની બુદ્ધિની ક્રિયાને આધારે કરે છે; એટલે તે આપ્ત વાક્ય કે સત્તાનો પ્રથમ અનાદર કરે છે. અને સંશયવૃત્તિનો આશ્રય લઇ કુદરતના અનિવાર્ય નિયમોની શોધ કરે છે. બુદ્ધિવાદનો એક મોટો લાભ એ છે કે કુદરતમાં નિયમ, ક્રમ તથા વ્યવસ્થા છે એવા દઢ વિશ્વાસના પરિણામ રૂપે તે વહેમ કે કલ્પના દ્વારા મળતા જ્ઞાનનો બહિષ્કાર કરે છે. મનુષ્ય મન એ અગણિત સંસ્કારનો ભંડાર છે. જેવા વ્યક્તિના વિચાર હોય છે, તેવો તેનો આચાર જોવામાં આવે છે; તેથી બુદ્ધિવાદની અસરને લીધે સમાજમાં જે અનેક જાતના હાનિકારક વહેમ હોય છે તે ઓછા થઇ જાય છે. અને મનુષ્ય કુદરતના નિયમ ઉપર આધાર રાખી તેનું વર્તન યોજે છે. કુદરતના જ્ઞાનના અભાવે ધર્મમાં જે અનેક જાતની કલ્પનાઓ ભેગી થએલી જોવામાં આવે છે, તે વિજ્ઞાનના વિચારોને લઇ નાબુદ થાય છે. આવી રીતે બુદ્ધિવાદના બળને લઇને ધર્મના સિદ્ધાંતો વ્યવસ્થિત થાય છે, એટલું જ નહિ, પણ તે વિશુદ્ધ બને છે. આવી રીતે બુદ્ધિવાદ એ હાલના જમાનાનું ખાસ લક્ષણ છે. શાળા પાઠશાળામાં બુદ્ધિવાદની અસરને લઇને વિદ્યાર્થીઓ જાતે તર્ક કે અનુમાન કરે છે અને તેના સારાસારનો નિર્ણય પોતે કરી જે સત્ય બાબત હોય છે તેનો સ્વીકાર કરે છે. આપણે ત્યાં વિજ્ઞાનના ઓછા અભ્યા

લીધે બુદ્ધિવાદની જોઇતી અસર વિદ્યાર્થીઓના માનસ ઉપર થતી જોવામાં આવતી નથી. આપણા દેશમાં કેળવણીની પ્રથમ અવસ્થામાં અંગ્રેજી સાહિત્ય, ઇતિહાસ તથા વિજ્ઞાનના અભ્યાસને લઇને અપણા વિદ્યાર્થીવર્ગ ઉપર પાશ્ચાત્ય સંસ્કૃતિના વ્યક્તિસ્વાતંત્ર્ય તથા બુદ્ધિવાદની સચોટ અસર થઇ હતી અને તેથી તેના ઉપર તેમને અત્યંત મોહ થયો. આની દૃષ્ટિ મુજબ તેમણે આપણા ધર્મના સિદ્ધાંતો તથા સમાજમાં ચાલતા રીતરિવાજ જેવી બાબતોની પરીક્ષા અને ટીકા કરવા માંડી. આપણી સંસ્કૃતિમાં તેમને અનેક બદીઓ જણાઇ, તેથી તેમનામાં સમાજસુધારણાનો ઉત્કટ ઉત્સાહ ઉત્પન્ન થયો. એવી રીતે પાશ્ચાત્ય સંસ્કૃતિના વિચારોના પરિણામ રૂપ આપણે ત્યાં રાજકીય, સામાજિક તથા ધાર્મિક સુધારાની પ્રવૃત્તિઓ શરૂ થઇ. પાશ્ચાત્ય સુધારાથી અંજાઇ જવાને લીધે તેમાંના કેટલાક સુધારકોમાં તો સબળ ઉચ્છેદક વૃત્તિ ઉત્પન્ન થઇ હતી. વ્યક્તિવાદના અતિશય જુસ્સાને લીધે જે બંડખોર વૃત્તિ ફેલાઇ હતી તેના તરફ કાળાંતરે પ્રત્યાઘાત થયો. અને તેથી આપણી સંસ્કૃતિમાં જે અગત્યની ખરી બાબતો હતી તેની કદર થવા લાગી તથા સમાજના સારા રીતરિવાજના સંરક્ષણ અર્થે પ્રયત્નો આદરવામાં આવ્યા. આ પ્રમાણે આપણી સંસ્કૃતિ તથા પાશ્ચાત્ય સંસ્કૃતિના સંસર્ગ અને સંઘર્ષણના પરિણામ રૂપે જે જે સારી બાબતો હોય છે, તેને ગ્રહણ કરવામાં આવે છે. આપણે વિજ્ઞાનની શોધો, વિશાળ પાયાપર ઉદ્યોગ તથા વેપારની વ્યવસ્થા, પ્રજાશાસનની ભાવના, વ્યક્તિસ્વાતંત્ર્ય વગેરે તત્ત્વોનો સ્વીકાર કર્યો છે. અને તેવા વિચારને લઇને આપણા લોકોમાં જણાતી ખામી દુર કરવાનો સારો પ્રયત્ન થાય છે. વ્યક્તિ કે વર્ગને તેમના કુદરતી હક મેળવવાને માટે સ્થાપિત સત્તાનો સામનો કરવો પડે છે, તેથી એકબીજાના સ્વાર્થને લઇને કલહ કે વિગ્રહ થાય છે. વળી કોઇ પણ રિવાજ કે સત્તાને બંધનરૂપ ગણી તેનો સ્વીકાર કરવો એ એક જાતની પરાધીનતા છે એ વિચાર પણ વધારે ફેલાતો જણાય છે. વ્યક્તિના યોગ્ય વિકાસ માટે અમુક જાતની વ્યવસ્થા કે નિયમ તો સ્વીકાર્યા સિવાય ચાલે એમ નથી. મનસ્વી ક્રિયા કે સ્વચ્છંદ આચાર એ સ્વતંત્રતાનો આભાસ છે. કોઇ પણ હેતુ સિદ્ધ કરવા માટે તેને જોઇતી વ્યવસ્થાને અંગે જે નિયમો યોજવામાં આવે છે, તેનો શુદ્ધ બુદ્ધિ દ્વારા સ્વાસ્વિકાર કરી અમલ કરવો એમાં ખરી સ્વતંત્રતા રહેલી છે. વ્યક્તિસ્વાતંત્ર્યની બુરી અસર અટકાવવા માટે વ્યક્તિને યોગ્ય છુટ આપવાની સાથે નિયમિત સત્તા કે વ્યવસ્થાનો વિચાર વિદ્યાર્થીની કેળવણીમાં કરવાની જરૂર છે.

હાલના જમાનાનો બીજો આગળ પડતો વિચાર ઉદ્યોગવાદ છે. શાળા એ ફક્ત સાહિત્ય પોષક સંસ્થા હોવી જોઇએ નહિ, પણ તેની સાથે વિદ્યાર્થીઓ શાળા છોડે, ત્યારે તેમનો જીવન-નિર્વાહ થાય તેવી તાલીમ તેમને મળવી જોઇએ. અમુક ઉમર પછી જે વિદ્યાર્થીનું માનસ ધંધાદારી શિક્ષણ લેવા તરફ હોય અથવા જેને ધંધે વળગવાની જરૂર હોય એવા વિદ્યાર્થીઓ માટે શાળામાં ખાસ ગોઠવણ કરવાની જરૂર છે એ હાલમાં અગત્યનો પ્રશ્ન થઇ પડ્યો છે. આ યંત્રયુગમાં

કારખાનામાં ઝડપથી અને શાસ્ત્રીય રીતે સસ્તો માલ કાઢવાની રીતને લઈને પરદેશી માલનો પ્રચાર વધતો જવાથી આપણે ત્યાં કેટલાક જુના ઉદ્યોગો ભાગી ગયા છે અને બીજા ભાગતા જાય છે. આ કારણને લઈને આપણી આર્થિક સ્થિતિ સુધારવા માટે વિદેશી માલ આપણે ત્યાં આવતો અટકે એવા હુન્નર ઉદ્યોગની તાલીમ વિદ્યાર્થીને આપવાની ખાસ જરૂર છે. આવી રીતે ઘણા વખતથી આપણા લોકોએ પોકાર ઉઠાવ્યો છે, પણ તે સંબંધી હજુ કંઇ પણ થતું નથી. આપણા કારીગર વર્ગને યુરોપ, અમેરિકા તથા જાપાન જેવા દેશના વૈજ્ઞાનિક તાલીમ પામેલા લોકો સાથે હરિફાઇ કરવાની છે, તેથી જ્યાં સુધી આપણે ત્યાં સુધરેલી ઢબ મુજબ જુદી જુદી ચીજો બનાવવામાં આવે નહિ, ત્યાં સુધી આપણા દેશમાં આવતી પરદેશી વસ્તુઓ ઓછી થઇ શકે નહિ. આને માટે ઉચા પ્રકારની વિજ્ઞાનની તાલીમ તેમજ હુન્નર ઉદ્યોગનું જ્ઞાન આપવાની જરૂર છે. હાલમાં ભણેલાની બેકારીનો સવાલ આગળ પડતો થઇ પડ્યો છે. તેનું ખરૂં કારણ બીજા દેશોમાં વિકાસ પામેલા ઉદ્યોગો આપણે ત્યાં જોવામાં આવતા નથી તે છે. આપણે ત્યાં વિદ્યાર્થીઓને તેવા ઉદ્યોગોની તાલીમ મળતી નથી તેથી તેઓ કોઇ ધંધે વળગી શકતા નથી.

હાલમાં દરેક વસ્તુ યંત્રની મદદથી બનાવવામાં આવે છે અને તેને લઇને વિરાટ પાયા પર ઉદ્યોગો ચલાવવામાં આવે છે. તેને માટે વ્યાવહારિક દૃષ્ટિની જરૂર પડે છે. વ્યાવહારિકતા એ હાલના જમાનાનું બીજું લક્ષણ છે. કોઇ વસ્તુ કે ફેરફારથી આપણા સુખ ઉપર શું અસર થાય છે તેવી દૃષ્ટિ એ વ્યાવહારિકતા છે. તેમાં આ જગતના સુખનો ખાસ વિચાર થાય છે તેનાથી પર એવા કોઇ લોક સંબંધી કંઇ કલ્પના કે વિચાર નહિ જેવો થાય છે. આને ઐહિકતા કહે છે, તેથી આવા જમાનામાં ઉપર જણાવ્યા મુજબ વિદ્યાર્થીની દૃષ્ટિ વૈજ્ઞાનિક બનાવવાની જરૂર છે. કુદરતમાં કોઇ પણ બનાવ કે ફેરફાર અમુક કારણ સિવાય બનતો નથી એવો દૃઢ વિચાર વિદ્યાર્થીના મનમાં ઉત્પન્ન કરવો જોઇએ. વળી આવા કાર્યકારણના અચળ નિયમનના જ્ઞાનની સાથે વ્યક્તિની મનસ્વી ક્રિયાનો અનાદર કરવાની જરૂર છે. અમુક કાર્યનું ખરૂં કારણ શું છે તે શોધી કાઢવા માટે અંગત રાગદ્વેષ કે તરંગનો ત્યાગ કરી કુદરતી કયા નિયમને અનુસરી તે બને છે તે શોધવાની વિવેચક વૃત્તિ વિદ્યાર્થીમાં પેદા કરવી જોઇએ. કોઇ પણ બનાવનું મરજી મુજબ ગમે તે દેખીતું કારણ યોજવું એ વહેમ છે. ખરૂં કારણ નહિ શોધવાના માનસને લીધે આપણા મનમાં અનેક વિચિત્ર વહેમ ઘર કરી બેઠા છે, તેનું ખરૂં કારણ વ્યાવહારિક દૃષ્ટિનો અભાવ છે; એટલે તે કલ્પનાશક્તિનો અનિયંત્રિત વ્યાપાર છે. કોઇ અસાધારણ બનાવ જોતાંની સાથે તેનું ગમે તે કારણ ઠોકી બેસાડવું એ વહેમ છે. આ કારણને લઇને શાળામાં વિદ્યાર્થીને વધારે પ્રમાણમાં વિજ્ઞાનનો અભ્યાસ કરાવવો જોઇએ અને તેની સાથે તેની વૈજ્ઞાનિક દૃષ્ટિ કેળવવા ખાસ કાળજી રાખવી જોઇએ. આવા વ્યાવહારિક

વિચારને લઇને હાલમાં ધર્મની કેળવણીનો અભાવ જોવામાં આવે છે. જુના વખતમાં જીવનનો હેતુ ધર્મ હતો. કુદરત તથા મનુષ્યના અધિષ્ઠાનરૂપ રહેલી અગમ્ય શક્તિનો અનુભવ કરવો એ ધર્મ છે. જુના વખતમાં એવા વિચારને અનુસરી કેળવણીની વ્યવસ્થા કરવામાં આવતી હતી. આ પ્રમાણે આધુનિક જમાનાના મૂળભૂત વિચારો કેટલે દરજ્જે હાલમાં અપાતી આપણે ત્યાંની કેળવણીમાં દૃષ્ટિગોચર થાય છે, તેની ટુંકી સમાલોચના ઉપર મુજબ કરવામાં આવી છે.

જ્યારે સમાજની દરેક વ્યક્તિ પોતાના હક મેળવવા પ્રયત્ન કરે છે, ત્યારે જીવનના કોઇ પણ ક્ષેત્રની આપખુદ સત્તા ટકી શકતી નથી, અને તેને બદલે પ્રજાશાસનતંત્ર જોવામાં આવે છે. કેળવણીનો ઉદ્દેશ જીવનની અમુક ભાવના ફળીભૂત હોવાથી શાળામાં પણ તેની અસર માલુમ પડે છે; પણ આપણે ત્યાંની શાળાઓમાં આ વિચારની અસર નહિ જેવી જણાય છે; કારણ કે શિક્ષક સર્વસત્તાનું કેન્દ્ર હોવાથી વિદ્યાર્થીઓના સારા વિકાસ માટે જે સ્વતંત્રતા શાળાવ્યવસ્થામાં અને શિક્ષણપદ્ધતિમાં હોવી જોઇએ તે મોન્ટેસોરિ તથા ડાલ્ટન યોજના પદ્ધતિથી ચાલતી શાળાઓ સિવાય બીજી શાળામાં જોવામાં આવતી નથી; એટલે હજુ આપણી શાળાઓમાં જુની ઘરડ મુજબ કામ થાય છે. જો સમાજ કે રાજ્યતંત્રમાં પ્રજાશાસનની રૂઢિ અખત્યાર કરવામાં આવે તો શાળામાં તેવા વિચારનો અવશ્ય અમલ થવો જોઇએ, કારણકે શાળામાં તો સમાજમાં પ્રચલિત વિચારનું પ્રતિબિંબ પડે છે, એટલું જ નહિ, પણ શાળામાં તાલીમ પામેલી વ્યક્તિઓમાં ઉન્નત વિચારો પેદા કરવામાં આવવાથી તેઓ સમાજ-સુધારણા કરી શકે છે. આવી રીતે ભાવનાવાળી વ્યક્તિઓના ઉત્સાહને લઇને સમાજની નવી રચના થાય છે. જ્યારે જ્યારે સમાજની પુનર્ઘટના યોજવામાં આવે છે, ત્યારે ત્યારે પ્રથમ વિદ્યાર્થીઓની કેળવણી તેવી ભાવના મુજબ વ્યવસ્થિત કરવામાં આવે છે.

રશિયામાં રાજ્યતંત્ર સામ્યવાદ મુજબ થવાથી ત્યાં પ્રજાના વિચારમાં પરિવર્તન ઉપજાવવા માટે કેળવણીની અનેક સંસ્થાઓ ઉભી કરવામાં આવી છે અને શાળામાં પણ તે જ વિચારના દૃઢિકરણ માટે શિક્ષણની તેવી વ્યવસ્થા યોજવામાં આવી છે. આ પ્રમાણે ઉછરતી પ્રજાનું માનસ, તે ભાવના મુજબ ઘડવાથી રાજ્યતંત્ર સ્થિર થાય છે અને તેને જોઇતી મદદ મળે છે. હાલમાં પ્રજાશાસન અને સમાજવાદના સિદ્ધાંતને લઇને આપણા લોકોના વિચારમાં વિશેષ ફેરફાર થતો જાય છે, પણ તેની પ્રતિક્રિયા શાળામાં થતી ભાગ્યે જ જોવામાં આવે છે, જે બાળક હાલમાં શાળામાં ભણતું હોય તેને પાકી વયે પ્રજાશાસનની અમુક સંસ્થાઓમાં કામ કરવાનું હોય છે, તો તેની યોગ્યતા માટે તેનામાં અમુક પ્રકારના ગુણ ખીલેલા હોય તો જ તેવી પ્રજાકીય સંસ્થાઓ સારી રીતે ચાલી શકે છે. આ ઉપરથી સહજ જણાશે કે આપણી શાળાની વ્યવસ્થા તથા શિક્ષણપદ્ધતિમાં હાલના જમાનાની

ભાવનાને અનુકૂળ પડે તે માટે મોટો ફેરફાર કરવાની કેટલી બધી જરૂર છે એ હરકોઈ મનુષ્ય સ્વીકારી શકે તેમ છે. હાલમાં આપણા ઇલાકામાં ભણતરનું સરાસરી પ્રમાણ ૫ ૫ છે અને તેમાંએ સ્ત્રીકેળવણી લઇએ તો તે ૨ થી ૩ ટકા જ છે હાલમા ૧૦૦ છોકરીએ ફક્ત એક જ છોકરી પ્રાથમિક શાળામા ભણે છે જો સમાજમાં સારા પ્રમાણમાં કેળવાએલી વ્યક્તિઓ હોય તો જ પ્રજાશાસનતંત્ર સારું ચાલે છે, કારણકે જે જે સભ્યોને મત આપી ચુંટી કાઢવામાં આવે છે તેની યોગ્યતાનો વિચાર કરવાની શક્તિ લોકોમા હોવી જોઇએ જે પ્રજામા અજ્ઞાન, વહેમ અને સ્વાર્થ તથા કુસપ વિશેષ હોય છે તે પ્રજા આગળ વધી શકતી નથી એ નિર્વિવાદ છે

વ્યક્તિવાદ, બુદ્ધિવાદ અને પ્રજાશાસન એ ત્રણે વિચારો એક જ ભાવનાના જુદા જુદા સ્વરૂપ છે કુદરતની દૃષ્ટિએ જોતાં જો કે જાતિનો નિર્વાહ કરવો એ તેની ખાસ વ્યવસ્થા હોય એમ જણાઇ આવે છે, તો પણ દરેક વ્યક્તિ અનન્ય હોવાથી તે તેની સારી સભાળ ગખે છે, કારણકે કુદરતની સમૃદ્ધિનો આધાર વ્યક્તિઓના વિકાસ ઉપર અવલબે છે, પણ નીતિની દૃષ્ટિ અનુસાર તો વ્યક્તિનો સપૂર્ણ વિકાસ એ સમાજવ્યવસ્થાનો ખાસ ઉદ્દેશ હોવો જોઇએ, એમ સાધારણ રીતે હાલમા માનવામા આવે છે, કોઇ પણ મનુષ્યને બીજી કોઇ વ્યક્તિનો તેના સુખ કે સગવડના સાધન તરીકે ઉપયોગ કરવાનો હક નથી આ ઉંચી ભાવનાને અનુસરી હાલના આપણા વિચારમા જુદા જુદા ફેરફારો થતા માલમ પડે છે આવા ભાવનાવાદથી પ્રેરાઇ હાલમા કુટુબ, ટોળી કે દેશના હિતનો વિચાર એ આપણુ ધ્યેય નથી હાલમા આગબોટ, ટેલીફોન, વાયરલેસ, હવાઇ વિમાન વગેરે અવરજવરના સાધન તથા વિચારની આપ લે કરવાની ગોઠવણથી, તેમજ દુનિયામા ચાલતા વેપારરોજગારના સબધને લઇને આખી દુનિયા હાલમા એક મોટા કુટુબરૂપ ગણાય છે દુનિયાના કોઇ પણ ભાગના પ્રદેશમા બનતા બનાવની અસર આપણા મન ઉપર અસર ઉપજાવે છે વળી ગમે ત્યા આવી પડતી કુદરતી આફતને લીધે આપણા હૃદય ઉપર આઘાત થાય છે આવી રીતે જનતાની લાગણી સર્વસામાન્ય થતી જોવામા આવે છે, જનતાની ભાવનાને લઇને હાલ સમાજના દરેક વર્ગના બાળકોને સામાન્ય શિક્ષણ મળે છે જુના વખતમા સમાજની અમુક વર્ગની વ્યક્તિઓને તેનો લાભ મળતો હતો અને તેની જ સત્તા સમાજમા જામેલી હતી, પણ હાલમા તો દરેક મનુષ્ય એ પ્રભુની એક પ્રિય વ્યક્તિ છે અને તેની શક્તિઓનો જેટલો બને તેટલો વિકાસ કરવો એ રાજ્યની ફરજ છે એમ સાધારણ રીતે સ્વીકાર્યું છે જનતાની લાગણીને આધારે આપણે ત્યા અસ્પૃશ્યનિવારણની પ્રવૃત્તિ હાલમા પુર જોશમા ચાલી રહી છે. પુરુષોના જેટલો જ સ્ત્રીઓને પણ જ્ઞાનનો લાભ મળવો જોઇએ એ સબધી કઇ મતભેદ જણાતો નથી શિશુશિક્ષણ પણ એ જ વિચારનુ ફળ છે, હાલની કેળવણીમા સાહિત્યને બદલે

વિજ્ઞાન ઉપર વિશેષ ભાર મૂકવામાં આવે છે. સાહિત્યના અભ્યાસથી મનુષ્યનું હૃદય કેળવાય છે, એટલે તેની કલ્પના અને લાગણીના વિકાસથી તેનામાં વિશેષ આર્દ્રતા તથા કોમળતા જોવામાં આવે છે. વિજ્ઞાનથી બુદ્ધિશક્તિની ખીલવટ થાય છે, એટલે વિદ્યાર્થીનું માનસ કાર્ય કારણ શોધવાની વૃત્તિરૂપ ઘડાય છે. હાલમાં પાઠઘસ્તને બદલે વિદ્યાર્થીની વિચારશક્તિ કેળવવા ઉપર વધારે ભાર મૂકવામાં આવે છે. વળી શબ્દજ્ઞાન કરતાં બાળકને પ્રથમ પદાર્થ-જ્ઞાન શાસ્ત્રીય રીતે વિશાળ પ્રમાણમાં મળવું જોઈએ એ હાલના શિક્ષણનું ઉપયોગી સૂત્ર છે. ટુંકામાં આધુનિક કેળવણીના ઉપર મુજબ જે સામાન્ય વિચારો દર્શાવ્યા છે તે ઉપરાંત તેના વિશેષ વિચાર સંક્ષેપમાં નીચે મુજબ છેઃ—

૧ કેળવણીના આધુનિક સ્વરૂપમાં જ્ઞાન કરતાં વિકાસ એ ઘણી અગત્યની બાબત ગણાય છે.

૨ હાલમાં કેળવણીનું ધ્યેય 'બાળક' બન્યું છે. પહેલાંના વખતમાં શીખવવાના વિષય ઉપર ખાસ લક્ષ આપવામાં આવતું હતું.

૩ બાળકની સ્વતંત્રતા અને વ્યક્તિશિક્ષણ એ હાલની કેળવણીનો પ્રધાન વિચાર છે. બાળકનું વ્યક્તિત્વ એ પવિત્ર વસ્તુ છે.

૪ વિદ્યાર્થીના વ્યક્તિત્વનો વિકાસ તથા મનુષ્ય તરીકેના આત્મગૌરવની ખીલવટ.

૫ બાળકની સર્વ શક્તિનો કુદરતી તથા સમપ્રમાણ વિકાસ થવો જોઈએ.

૬ હાલમાં બાળકની વિચારાત્મક શક્તિને કસવામાં આવે છે, પણ તેની સાથે તેની ઉત્પાદક શક્તિનો પણ ઉપયોગ થાય છે. હસ્તઉદ્યોગ, ડ્રોઈંગ, માટીના તથા કાગળના આકાર અને કળાસર્જનની પ્રવૃત્તિ એ હસ્ત દ્વારા થતી ઉત્પાદક ક્રિયાના જુદા જુદા પ્રકાર છે.

૭ શિક્ષક અને શિષ્યનો સંબંધ તેમજ શાળાની વ્યવસ્થા પ્રેમથી નિયમિત થવાં જોઈએ, આધુનિક કેળવણીમાં વાત્સલ્ય ભાવ વિશેષ જોવામાં આવે છે. બાળમંદિર એ આનંદનું સ્થાન ગણાય છે.

૮ શિક્ષણની રસિકતા શીખવવાના વિષય પ્રત્યે વિદ્યાર્થીની અભિરુચિ થાય; તે માટે ચિત્ર, નકશા, નમુના, આકૃતિ સીનેમા વગેરે સાહિત્યનો છૂટથી ઉપયોગ થાય છે.

૯ હાલમાં પુસ્તકીયા જ્ઞાનને બદલે વાસ્તવિક અને આનુભવિક જ્ઞાન આપવામાં આવે છે; શિક્ષણનો આધાર પ્રત્યક્ષ જ્ઞાન ઉપર છે, કારણકે બાળક તો આત્મવિકાસ ઇન્દ્રિયજ્ઞાનથી શરૂ થાય છે.

૧૦ શિક્ષણમાં પ્રથમ વસ્તુ, પછી તેનું ચિહ્ન, પ્રથમ પદાર્થ પછી શબ્દ, એવો જ્ઞાનનો ક્રમ હોવો જોઈએ.

૧૧ પુરુષ અને સ્ત્રીશિક્ષકોની પ્રવૃત્તિમાં અન્યોન્ય મદદ
૧૨ સહશિક્ષણ
૧૩ વિદ્યાર્થીના મંડળ અને શિક્ષકની મદદ
૧૪ માબાપના મંડળ અને તેમનો સહકાર
૧૫ ન્હાનાં બાળકના શારીરિક વિકાસ ઉપર વિશેષ લક્ષ અપાય છે
૧૬ ખુલ્લી હવામાં શિક્ષણ
૧૭ ધંધાદારી શિક્ષણની શાસ્ત્રીય વ્યવસ્થા
૧૮ કળા તથા સંગીતની તાલીમ
૧૯ બાળકના જીવનને અનુકૂળ પડે તેવું શિક્ષણ એટલે શિક્ષણમાં તેની પરિસ્થિતિનો વિચાર,
૨૦ શાળાવ્યવસ્થા આત્મશાસન
૨૧ નાના વર્ગ
૨૨ નાટ્યપ્રયોગ
૨૩ પર્યટન દ્વારા કેળવણી
૨૪ શારીરિક શિક્ષાનો અભાવ
૨૫ શાસ્ત્રીય રીતે વિદ્યાર્થીનું વર્ગીકરણ
૨૬ પ્રયોગશાળાઓ
૨૭ સમાજસેવાની વૃત્તિ
૨૮ જ્ઞાનની પરીક્ષાપદ્ધતિ પ્રત્યે અણગમો

---

"પ્રાથમિક કેળવણીના વહીવટમાં ઝીણી ઝીણી બાબતોમાં પણ સરકારે પોતાની મંજુરીની ડખલગીરી ઘાલી દીધી છે અને સ્થાનિક સંસ્થાઓની સ્વતંત્રતા ઉપર તરાપ મારી તેમના સ્વમાનને હણ્યું છે આ બધી બાબતો ઉપર વિચાર કરી અમુક નિર્ણયો બાંધી સ્થાનિક સંસ્થાઓએ સંગઠન કરી, ચળવળ ચલાવી, પોતાને માટે પ્રાથમિક કેળવણીના વહીવટમાં વધારે ને વધારે સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરવો જોઈએ'

શ્રી. પી. કે. દેસાઈ

# કેળવણીમાં વિડંબના

લેખક:
શ્રી. મોહનલાલ પંચોળી

૧

બુદ્ધિશાળી કે સત્તાશાળી વ્યક્તિઓ પોતાની બુદ્ધિ કે સત્તાના મદમાં ઘણે ભાગે છકી ગએલા હોય છે. એટલે એવી વ્યક્તિઓ બીજાના વિચારો જાણવા કે સાંભળવા ભાગ્યેજ તૈયાર હોય છે. તેથી તેમને ખુશામદખોર સિવાય ભાગ્યેજ કોઇ સજ્જન સુભાષિત સુણાવવા ઇચ્છે છે. પણ સમાનકક્ષાની સમાજ પાસે પોતાના વિચારો–મંતવ્યો રજુ કરવા-ચર્ચવા માટે એવી સામાજિક પરિષદોમાં જવાની સર્વને ઇચ્છા થાય છે. તેમજ ઘણી વખત પોતાથી નીચેની સપાટીએ વસતા સમાજ પાસે તેમનો ઉદ્ધાર કરવા, તેમને ઉંચી સપાટીએ ચઢાવવા ખાતર જવાની ઇચ્છા થાય છે, કે બીજાં બાહ્યબળો તરફથી દબાણ થાય છે.

પોતાના વ્યકિતગત વિચારો અને મંતવ્યો સમાનકક્ષાના સમાજ પાસે રજુ કરવા ઇચ્છનાર તેમ કરી શકે છે. કારણ કે તેવા પ્રસંગોમાં એ વિચારો કે મંતવ્યો ઉપર શ્રોતાજનો પુષ્કળ ઉહાપોહ કરી શકે છે; અને એવા ઉહાપોહમાંથી બાંધછોડની નીતિ અખત્યાર કરવામાં આવે તો કાંઇક સાર્વજનિક હિત સધાય તેવું નવનીત તારવી શકાય છે. પણ શિક્ષકની સ્થિતિ એવા ભાષણ કરનાર કે લેખ વાંચનારથી જુદા જ પ્રકારની છે. શિક્ષકના જીવનનું પ્રત્યેક કર્તવ્ય જ્યાં તે શિક્ષક તરીકે રજુ થાય છે ત્યાં પોતાના શિષ્યો માટે સર્જાએલું છે.

શિક્ષકના વિચારો ગમે તે પ્રકારના હોય, ગમે તેવા સ્વરૂપના હોય, છતાં એને તો સતત એટલો જ વિચાર કરવાનો હોય છે કે નાગરિકોના ઘડતરની દૃષ્ટિએ મારા શિષ્યોને કયા વિચારોની જરૂર છે, પોતાની પાસે ટગલાંબંધ વિચારો હોય, છતાં એ સર્વે વિચારોમાંથી પોતાના વર્ગને યોગ્ય અને ઇષ્ટ વિચારો ચાળી કાઢવાનો વિવેક હંમેશાં રાખવો પડે છે. એટલું જ નહિ પણ એવી રીતે ચાળીને પસંદ કરેલા વિચારો કઇ રીતે–કઇ પદ્ધતિએ પોતાના શિષ્યો પાસે રજુ કરવા તેનો પણ પ્રત્યેક શિક્ષકને સતત વિચાર કરવો પડે છે. એ બે માનસિક પ્રવૃત્તિઓ સુઘટિત રીતે કરનાર વ્યકિત શિક્ષક તરીકે પંકાય એ સહજ સમજી શકાય તેમ છે.

એ વિચારસરણી શાળાના એક વર્ગને જેટલે દરજ્જે લાગુ પડે છે, તેટલે જ દરજ્જે શિક્ષકોને તાલીમ આપવાના વર્ગો કે refresher class ને કેમ લાગુ ન પડે? કારણ કે એવા પ્રયત્નો શિક્ષકોની કોટિ ઉંચા પ્રકારની કરવા માટે જ યોજાએલી હોય છે. એવા વર્ગોમાં શિક્ષકના રોજના કામમાં ઉપયોગી થઇ પડે તેવી વાતોનો ઉલ્લેખ થવો જોઇએ, શિક્ષકની

રોજની સ્વાભાવિક મુઝવણોનો નિકાલ કરવાના ઉપાયોનો વિચાર થવો જોઇએ. એ બંને ઉપરાંત સૌથી અગત્યની દૃષ્ટિ તો એ છે કે જે સમાજ વચ્ચે શિક્ષકને કામ કરવાનું છે તેની જરૂરીઆતો, રહેણીકરણી અને ભાવનાનો વિચાર કરતા કેમ થવું એ સંબંધે ઉહાપોહ કરી શિક્ષક એ સાચો સમાજનિરીક્ષક છે અને સમાજસ્રષ્ટા છે, એ સત્ય શિક્ષકજીવનનાં ધ્યેય બને એવી દૃઢ માન્યતા ઉભી કરવી, એવો એ વર્ગોનો હેતુ હોવો જોઇએ. એવા વર્ગોના પ્રાણપોષક અધ્યાપકો, પોતાના શ્રોતા શિક્ષકે શિષ્યોને કોઇ પણ બીના જરૂરની છે કે નહિ, તેનો વિચાર નહિ કરનાર, પણ પોતાને જે સૂઝે તે કહી દેનાર કેળવણીકારેય નથી અને વયોવૃદ્ધ અનુભવી પણ નથી. માત્ર પોતાના Dogma ( દુરાગ્રહો ) બીજાના ઉપર જાણ્યે અજાણ્યે લાદનાર માથા ભારે વ્યક્તિ છે. ભૂતકાળમાં જ રાચનાર, પોતાની ભૂતકાળની દૃષ્ટિએજ વિચારનાર, વર્તમાન કે ભવિષ્યના આર્યદ્રષ્ટા કેળવણીકાર કઇ રીતે સંભવે ?

૨

વિવાહાદિ શુભ પ્રસંગે દીન માણસો પોતાની દીનતા છુપાવવા ધનાઢ્ય સગાંવહાલાંને ત્યાંથી ઘરેણાંગાંઠાં, લુગડાં અને એવું મળી શકે તેવું બધુંય રાચરચીલું માગી લાવીને વાપરે છે, અને પોતે વાસ્તવિક રીતે દીન હોવા છતાં સમાજની નજરમાં ધનાઢ્ય હોવાનો દાવો કરે છે. કેટલેક પ્રસંગે એવા સંપત્તિશીલ સજ્જનોને પોતાની સંપત્તિનું પ્રદર્શન પોતાને ઘેર કરવાના પ્રસંગ ઓછા મળે છે, ત્યારે તેવી વ્યક્તિ પોતાનાં બધાં સાધનો એવા દીન મિત્રને ત્યાં થોડી મુદતને માટે આપીને દીનને ધનાઢ્ય દેખાડવાનો ઢોંગ કરે છે. પણ વાસ્તવિક રીતે દીન તે દીન જ છે અને રહેવાનો છે.

પારકાંના ધનથી અંજનાનો કદી ધનાઢ્ય થઇ શકતો નથી, તેજ પ્રમાણે પારકી ભાષાથી અંજનારો કદી પણ માતૃભાષાનું ગૌરવ સ્થાપિત કરી શકતો નથી.

આપણા ઘણાય કેળવણીકારો અત્યારે હજીએ એવા જ છે. સમાજના એક સમૂહમાં માતૃભાષા દ્વારા કેળવણી આપવી જોઇએ; ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરવી જોઇએ, એવું પ્રતિપાદન કરનાર અને ગુજરાતી વાઙ્મયનો વિકાસ સાધવાની યોજનાઓ ઘડનાર કેળવણીકારો, દેશ કે પ્રજાની દૃષ્ટિએ કેળવણીનો વિચાર કરનાર બીજા સમૂહમાં એની એજ વ્યક્તિઓને પોતાના વિચારો ગુજરાતી ભાષાદ્વારા રજુ કરવાને બદલે અંગ્રેજી ભાષાદ્વારા રજુ કરતા જોઇને મને મારા ગામમાં વસતા બહુરૂપીને માટે માન ઉપજે છે. આવા માત્ર બુદ્ધિ વિભવમાં રાચતા બહુરૂપીઓ કેળવણીની વિડંબના નથી કરતા ?

ગુજરાતની કેળવણીનો વિચાર કરવા માટે એકઠા થએલા ગુજરાતીઓની વચ્ચે, જેની માતૃભાષા ગુજરાતી ભાષા છે, એવા ગુજરાતી કેળવણીકારો,—ગુજરાતમાં વિદ્યાપીઠ સ્થાપવાના સ્વપ્નાં સેવનારા ગુજરાતી કેળવણીકારો—પોતાના વિચારો ગુજરાતી ભાષામાં કહેવાને બદલે

અંગ્રેજી ભાષામાં રજુ કરે એનાથી વધારે હાસ્યાસ્પદ શું હોઇ શકે? આ પ્રત્યાઘાતી આચરણની અસર શિક્ષકગણ ઉપર શું ઓછી થશે? શું તેઓ ખરેખર ગુજરાતની કેળવણીનો વિચાર કરવા ઇચ્છતા હતા કે પોતાનું અંગ્રેજી ભાષાનું પ્રભુત્વ દેખાડવા ઇચ્છતા હતા; એનો નિર્ણય તો કોઇ અચ્છો માનસશાસ્ત્રી જ આપી શકે.

આપણા જુનવાણી દૃષ્ટિએ વિચારનારા કેળવણીકારો સદાય પરભાષા કે મૃતભાષાના શિક્ષણની મારામારીમાં પડવાના જ. ખરેખર, એવા કેળવણીકારોમાંથી થોડાએજ સમાજના બધાજ થરોની સાચી નિરીક્ષા કરી હશે. અત્યારે આપણે ત્યાં મૃતભાષા કે પરભાષાની પાછળ વ્યર્થ ફાંફાં મારવા જતાં આપણે નથી એ ભાષાનું આપણા જીવનની જરૂરીઆતની દૃષ્ટિએ શિક્ષણ આપી શકતા કે નથી આપણે પ્રજાને વિચાર કરતી કરી શકતા. જો કેળવણી પ્રજાને વિચાર કરતી ન કરે તો તેના કરતાં પ્રજા અણકેળવાએલ રહે, એ વધારે ઇષ્ટ છે. ભાષા એ તો વિચાર જણાવવાનુ અને ગ્રહણ કરવાનું વાહન છે. માતૃભાષા એ વિચાર જણાવવાનું સાચું અને મહાન્ સાધન છે. છતાં એને તરછોડી પારકી માને ધાવનારા કે મુએલી માને ધાવનારાનું જગતમાં ક્યાંઇએ અસ્તિત્વ સાંભળ્યું છે?

ક્યાં સુધી આપણે પરભાષાને વિચાર જણાવવાનું વાહન સ્વીકારીશું? શું તેમાં આપણે આપણી પોતાની અને આપણા અંધ અનુયાયીની શક્તિ અને સમયની બરબાદી નથી કરતા? કોઇ પણ કેળવણીકાર કે શિક્ષકનું અસ્તિત્વ જે સમાજના તેઓ પ્રેરક છે, તેના અસ્તિત્વમાં જ એવી વ્યક્તિઓની હયાતી છે અર્થાત્ કેળવણી જેમને આપવી છે તેમને માટે આપણી હયાતી છે, એ દૃષ્ટિ આપણા કેળવણીકારો લગભગ ભૂલી જાય છે. એથી વધારે દીલગીર થવા જેવું બીજું કાંઇજ નથી.

દેશ અને પ્રજાની ખાતર પ્રત્યેક કેળવણીકારે પોતાની યોજનાઓનો વિચાર કરવો જોઇએ. એ સત્ય નિર્વિવાદિત રીતે સ્વીકારવાયોગ્ય છે. એટલે એવા જીવનપલટો કરવો એ અત્યારે પ્રત્યેક કેળવણીકારની ફરજ છે. પણ એથી વધારે શરમાવા જેવી ઘટના તો એ છે કે આપણા કેળવણીકારો એકજ મુદ્દા ઉપર બે જુદા જુદા સમૂહમાં જુદું જુદું આચરણ કરે એવું દ્વિધા ચારિત્ર્ય-ઢોંગ-પ્રજા સમસ્તના ચારિત્ર્યના ઘડતરમાં મહાન્ અવરોધરૂપ છે, એ બીના આપણા કેળવણીકારો ન ભૂલે એ ઇચ્છવાયોગ્ય છે.

૩

વ્યક્તિસ્વાતંત્ર્યમાં માનનારો વર્ગ એવો આક્ષેપ કરે કે કોઇ પણ વ્યક્તિ એ રીતે પોતાની ઇચ્છાનુસાર ભાષાદ્વારા પોતાના વિચારો જણાવે તેમાં સમાજને ટીકા કે ચર્ચા કરવાનો હક નથી. વ્યક્તિસ્વાતંત્ર્યના ઓઠાં નીચે મદ્યપાન કે વ્યભિચારને જેમ કોઇ કુટુંબ કે સમાજ ચલાવી શકે નહિ, તેમ કેળવણીમાં આવું પ્રત્યાઘાતી અસર કરનાર આચરણ ચલાવી શકાય

નહિ. પ્રત્યેક વ્યક્તિને પોતાની સામયિક અને સ્થાનિક ફરજો લાગુ પડેલી હોય છે. શિક્ષકોના વર્ગની ફરજ રજુ થએલ કેળવણીકારને સામયિક ફરજ છે. એ ચૂકે તેમાં એમની તો માનસિક અધોગતિ થઇ ચૂકેલી છે જ; પણ તેના કરતાં તેઓ તેમના શ્રોતા શિષ્યોની માનસિક અધોગતિ કરી નાંખે છે; કારણ કે જગત એ અનુકરણનું યંત્ર છે. સમાજમાં ઘણો મોટો ભાગ એવા દેખાતા મોટાના અનુકરણમાં રાચે છે. એ રીતે કેળવણીકારની એક મોટી ફરજ પ્રજાના ઘડતરની છે તેમાં તેનું આચરણ કરનાર કોઇ પણ જરાયે સફળ થતા નથી.

પ્રજાનું પ્રજાત્વ, પ્રજાની ભાષા, પ્રજાનો પોષાક, અને પ્રજાના ખોરાકનો એક ધારો રચના ઉપર છે, આ સબંધે જે પ્રજાએ એકસરખો નિર્ણય સ્વીકારી લીધો છે, તેનું પ્રજા તરીકેનું અસ્તિત્વ છે. હજી જે પ્રજા રૂઢિ, અનુકરણ, પ્રતિકરણના આંદોલન ઉપર હીંચકા ખાય છે, ત્યાં પ્રજાકીય અસ્મિતાનાં દર્શન ભાગ્યે જ થાય. ઓગણીસમી સદીમાં જન્મેલા અને ઉછરેલા કેળવણીકારોમાંથી ભાગ્યે જ કોઇ આ સંબંધે ઉદાર માનસથી વિચાર કરી શકે તેમ છે. તેમના પરભાષા પક્ષપાતનું પરિણામ એ આવે છે, કે એવા કેળવણીકારો પોતાના મંતવ્યોમાં જ રાચનારા થોડા અંધ અનુયાયીઓ મૂકી જાય છે. એ વારસો ભવિષ્યને માટે વિષ રૂપ છે એ વાત ઘણા ભૂલી જાય છે.

અધિકારીઓના આગમન સમયે આપણાં રોજનાં આચરણમાં પોષાકમાં, કે વર્ગ-શિક્ષણમાંથી કે બીજા મિત્રવર્ગથી અછાનો-છૂપો રહેતો નથી. એ સર્વ જ્યારે આપણા ઢોંગને પિછાને છે ત્યારે આપણું મૂલ્યાંકન કેવું થાય એ સૌ પોતપોતાના મનમાં સમજી શકે તેવું છે. એટલે શિક્ષકોને પોતાના આગંતુક અધિકારોની ખાતર પોષાક બદલવો પડે એનાથી વધારે એ ધંધાની વિડંબના બીજી કઇ હોઇ શકે ?

શિક્ષકોની એ વિડંબના કરનાર એ કેળવણીકારો કે નિયામકોનું હીન માનસ છે. એ સત્ય બહુ જ થોડા અધિકારોના માનસને સમજાય છે, એ જ આપણી કમનસીબીની બીના છે. એ પણ આપણી અધોગતિનું કારણ છે.

૪

છેલ્લા સાહિત્યસમારંભમાં મહાત્માજીએ કહ્યું હતું, "હું તો સેગાંવમાં દટાઇ જવા માગું છું. તેમજ પ્રત્યેક સાહિત્યકારનું સર્જન આમજનો સમજી શકે તેવું સરળ, તેમજ તેમને ઉપયોગી થઇ પડે તેવું હોવું જોઇએ."

છેલ્લા શિક્ષણ સમારંભના સમાપનમાં તે ખાતાના વરિષ્ઠ નિમાયકે કહ્યું કે માધ્યમિક કેળવણી પણ માતૃભાષા દ્વારા આપવી જોઇએ, અને તે આમોદ્ધારક હોવી જાઇએ.

એક આદર્શની પાછળ મરી ફીટનાર ગગનવિહારી વ્યક્તિ છે, અને બીજી સત્તા અને

પ્રતિષ્ઠાના શિખરે વસનારી વ્યક્તિ છે, છતાં એ બંનેનું વક્તવ્ય એક જ સ્થળે, અને એક જ સમયે એક જ સૂર ઉત્પન્ન કરે તેવું નીકળે એ પણ એક કાળબળની બલિહારી જ ને ?

છતાં ખીણમાં વસનારા આપણા અલ્પદ્રષ્ટા કેળવણીકારો એ આદર્શને ક્યારે સમજી શકશે ? જે વિષયો માતૃભાષામાં શીખવવાના છે, એ જ વિષયો માતૃભાષામાં શીખવી શકાય એવા છે, તેમજ એ રીતે શીખવવાથી સરળતા થાય, તેમ માનનારા બધા જ ભાષકોએ તે તે વિષયો શીખવવાની પદ્ધતિની ચર્ચા અંગ્રેજી દ્વારા જ કરી એનો અર્થ એ નથી થતો કે મારી ટેવા હું મારાં બાળકો, શિષ્યો ખાતર છોડનાર નથી, છોડી શકું તેમ નથી, વક્તા પોતે માતૃભાષામાં જો પોતાના વિષયોનો વિચાર દર્શાવી ન શકે તો પછી તેમના અનુયાયીઓ માટે તો કહેવાનું જ શું ?

ગૃહસ્થજીવનની શરૂઆત કરનાર વ્યક્તિ પોતાના ઘરમાં સૌથી પ્રથમ નિત્યની જરૂરીઆતની ચીજો જ વસાવે છે. નૈમિત્તિક જીવનને માટે પ્રસંગ આવતાં વસાવતો જાય છે. એ રીતે થોડા જ સમયમાં પોતાનું આખું ઘર સમૃદ્ધ કરે છે; શણગારે છે. એ જ પ્રમાણે આપણી ભાષાનું છે. આપણી ભાષામાં જ્યારે જેની જરૂર પડશે ત્યારે તે પરિભાષા એની મેળે ઉભી થઈ જશે. પ્રસંગ પ્રાપ્તિ વિના ભાષાનો વિકાસ થવાનો નથી. ભાષાનો વિકાસ કર્યા પછી પ્રસંગ લાવવાનો વિચાર ઘોડાની આગળ ગાડી મૂકી તેને હાંકવા જેવો છે.

ધરતીકંપ ઉપર ઉત્તમ પુસ્તક જાપાની ભાષામાં લખાએલ છે, કારણકે એવા અકસ્માત ત્યાં સૌથી વધારે થાય છે. યુનાઇટેડસ્ટેટના પશ્ચિમ કિનારે વસતા એક વિદ્વાનને એવા જ હેતુથી એ વિષયનો અભ્યાસ કરવો હતો તેને માટે તેને જાપાનીઝ ભાષા શીખવી પડી. જો જાપાનીઝ ભાષામાં એવા વૈજ્ઞાનિક વિષયનું સર્વોત્તમ પુસ્તક લખી શકાય છે, તો હિંદની કોઈ પણ દેશભાષામાં એવાં પુસ્તકો શા માટે ન લખી શકાય એ ન સમજી શકાય તેવું છે. જરૂરીઆત ઉત્પન્ન થયા સિવાય કોઈ પણ વસ્તુની શોધખોળ થઈ શકે ખરી ?

જગતભરના વિદ્વાનો પરભાષાને વિચાર ગ્રહણ કરવાનું સાધન ગણે છે. માત્ર હિંદના જ કેળવણીકારો એ વાત સમજી શકતા નથી. વિચાર ગ્રહણ કરવા માટે કોઈ પણ પરભાષાનો અભ્યાસ કરવો યોગ્ય છે, . વિચાર જણાવવા માટે તો માતૃભાષા જ સર્વોત્તમ સરળ સાધન છે. એ સત્યનો જીવનમાં આચાર કરવાથી પ્રજાનો ઘણો સમય અને શક્તિ બચાવી શકાશે. એવા દૃઢમતિવાળા કેળવણીકારો જ દેશના સાચા ઘડનારા થાય છે.

# શિક્ષિતોની બેકારી

લેખક :

નવલરામ જ. ત્રિવેદી એમ. એ.

એક પુસ્તકાલયમાં ૪૦ રૂપીઆના ગ્રંથપાલની જગા ખાલી પડી. તે માટે જાહેરમાં અરજી માગતાં ૨૦૦ અરજીઓ આવી. તેમાં બે એમ. એ. એલ એલ. બી. હતા; સાત બી. એ. એલ એલ. બી., પંદર ગ્રેજ્યુએટો અને બાકીના તેથી ઓછું ભણેલા હતા. આ હકીકત ગુજરાતના એક શહેરની છે. આવી જ સ્થિતિ સર્વત્ર દેખાય છે. અમદાવાદમાં ૩૦ રૂપીઆથી એમ. એ. અને ૨૦–૨૫ થી ગ્રેજ્યુએટો ખાનગી નોકરીઓ લેવા તૈયાર છે. સને ૧૯૨૦માં હું અમદાવાદમાં નોકરી શોધવા આવ્યો ત્યારે શ્રી. વાલજી ગોવિંદજી દેસાઈએ કહેલા શબ્દો વારંવાર યાદ આવે છે. શબ્દો તો બહુ સામાન્ય હતા, નોકરી ન મળે તો ટયુશનો કરવાં એમ વાત નીકળતા તેમણે કહેલું, 'અહીં ગ્રેજ્યુએટોનો ભાવ અત્યારે કલાકના પંદર રૂપીઆ છે! આ ભાવ અત્યારે બેસી જઈ કલાકના પાંચ રૂપીઆ સુધી પણ કેટલેક સ્થળે દેખાય છે.

આ પ્રમાણે કેળવાએલાની બેકારી વધી પડવાનું અને તેમના ભાવ ઘટી જવાનું કારણ માંગ કરતાં પેદાશ વધી ગઈ છે તે છે. અત્યારની કેળવણી દ્રવ્યલોભી વેપારી કંપનીએ સસ્તા કારકુનો પૂરા પાડવા માટે શરૂ કરેલી. શરૂઆતમાં તો મેટ્રિક થએલાને રૂ. ૧૦૦) ને બી. એ.ને રૂ. ૨૦૦) માસિક મળવા લાગ્યા. એટલે દલપતરામ કહે છે તેમ—

> ભણેલા ફુલાવા લાગ્યા, અભણું પસ્તાવા લાગ્યા;
> પુત્રોને પઢાવા લાગ્યા, ભટ્ટ, ભાટ, ચારણો.

માત્ર ભટ્ટો, ભાટો અને ચારણો જ નહિ, પણ ગોલા અને ઘાંચી, દરજી અને હજામ પોતપોતાના બાપદાદાઓના ધંધા મૂકી ખુરશીએ બેસી કાગળો પર બીલાડાં ખેંચી મોટા મોટા પગારો ખેંચવા માટે આકર્ષાઈ આવ્યા. કલમ કસવાથી જ ટાઢે છાંયે બેઠા બેઠા મોટા પગારો મળતા હોય તો પછી શા માટે શરીરને તકલીફ આપવી? અને આ નવા ધંધામાં તો વળી અમલદારીનો તોર હતો, ત્યારે બાપદાદાના ધંધામાં તો નીચું માથું રાખી ગ્રાહકોને ખુશી કરીને કમાઈ ખાવાનું હતું.

બ્રાહ્મણોએ ખભેથી ખડીઆ ઉતાર્યા અને જમાદાર ફોજદારના પટા ચડાવ્યા અને ટીપણાંના વીંટા પાઘડીમાં ખોસવાને બદલે તુમારોના વીંટાઓ બગલમાં દબાવી ફરવા માંડયું. અને વખત એવો આવ્યો કે વાણીયાનો દીકરો દુકાને બેસી વર્ષે બે હજાર રળવાને બદલે પચાસની કારકુની કરવામાં વધારે સુખ માનવા લાગ્યો. આ પ્રમાણે ખેતરને પાદરથી, કોઇને

કારખાનેથી, દુકાનને વખારેથી માણસો ખેંચાઇ ખેંચાઇને નોકરી તરફ વળવા લાગ્યા. ‘ સુખનો રોટલો ’, ‘ ટાઢા છાંયાનું કામ ’, ‘ નિશ્ચિત આવક ’ આવાં આવાં લલચામણાં નામો હવે ‘ કનિષ્ટ ચાકરી ’ને અપાવા લાગ્યાં. પણ થોડા સમયમાં જ નોકરીનું નાનું ક્ષેત્ર ભરાઇ ગયું. છતાં તેના ઉપર જ ઉપરા છાપરી શિક્ષિતોનું આક્રમણ થવા લાગ્યું, કારણ તેમને તે સિવાય બીજું કાંઇ આવડતું હોતું નથી.

આપણા શિક્ષિતવર્ગની દુર્દશાનું ખરું કારણ જ આ છે. તેમને એવું શિક્ષણ આપવામાં આવે છે કે જે તેમને નોકરી સિવાય બીજા એકે કામ માટે લાયક બનાવતું નથી. બી. એ. થએલાઓ અભણ કચ્છી મીસ્ત્રીઓને ત્યાં સો, પચાસોના દરમાયાથી નોકરી કરે છે, અને આ કાળા અક્ષરને કૂટી મારનારા મીસ્ત્રીઓને ત્યાં લાખે લેખાં થાય છે. બી. એ; એમ. એ. માસ્તર થાય કે કારકુન; દાક્તરો પણ પ્રથમ તો નોકરી જ શોધે. તે ન મળે ત્યાં સુધી પાટીયું મારી બેસે. તેમાં પણ એવી કસાકસી છે કે દુકાનનું ભાડું અને કંપાઉન્ડરનો પગાર ભાગ્યે જ નીકળી શકે. એટલે છેવટે ગમે તે પગારની નોકરી જ મોટા ભાગને તો લઇ લીધા વિના છૂટકો નથી.

સ્ત્રી કેળવણીની વૃદ્ધિની સાથે બેકારીની સંખ્યામાં પણ વધારો થાય છે. પહેલાં પ્રાથમિક કન્યાશાળાઓમાં પણ પુરૂષ શિક્ષકો હતા. માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ સંસ્થાઓમાં હજી પુરૂષ શિક્ષકો છે, પણ સ્ત્રીઓની પ્રાથમિક શિક્ષણ સંસ્થાઓમાં હવે પુરૂષ શિક્ષકો ભાગ્યે જ દેખાય છે. ધીમે ધીમે સ્ત્રીઓ પુરૂષોની જગાઓ લેતી જાય છે. પોસ્ટ ઓફિસ, તાર ઓફિસ, દવાખાનાં વગેરે જગાએ કેળવાએલી સ્ત્રીઓ જેટલા પ્રમાણમાં નોકરીઓ હાથ કરતી જાય છે, તેટલા પ્રમાણમાં પુરૂષોમાં બેકારી વધે છે. ભણેલા પુરૂષો અભણ સ્ત્રીઓને પરણીને પોષતા પણ આ ભણેલી સ્ત્રીઓને આ પ્રમાણે અભણ પુરૂષોને પરણીને પોષવાનો ઉપદેશ આપવાની હિમ્મત કોની ચાલે? છતાં સમય પોતાનું કામ કર્યે જાય છે અને ગ્રેજ્યુએટ સ્ત્રીઓ મેટ્રિકમાં નાપાસ થએલ પતિઓ પસંદ કરવા લાગી છે. પણ આ પ્રમાણે થોડા જ બેકારો પરણીને ઠેકાણે પડે છે.

વળી હવે તો સ્ત્રીઓમાં પણ બેકારી આવવા લાગી છે. સ્ત્રીઓ માટે નોકરીનું ક્ષેત્ર ઘણું સંકુચિત છે અને તે હવે લગભગ ભરાઇ ગયું છે. હવે ગામડાંઓમાં કે કસ્બાઓમાં જવા તૈયાર હોય તેવી શિક્ષિકાઓની કે નર્સોની માગણીઓ વધારે જોવામાં આવે છે. શહેરોમાં તો જોઇએ તે કરતાં વધારે શિક્ષિત સ્ત્રીઓ મળી આવે છે એટલે કેટલીકને બેકાર જીવન ફરજીઆત રીતે ગાળવું પડે છે. હજુ આ સ્ત્રીઓ માટે શહેરો બહાર ક્ષેત્ર છે, પણ તેયે થોડા સમયમાં ભરાઇ જશે. કેળવાએલી સ્ત્રીઓની સ્થિતિનો વિચાર કરતાં ખરેખર કંપારી આવે છે. તેમના મગજમાં આર્થિક સ્વાતંત્ર્યના વિચારો ઠસાવવામાં આવે છે, એટલે તેઓ ભણીને ધંધો કરવા માગે છે, પણ આવા ધંધાઓ ક્યાં છે?

આ બેકારીનો એક માત્ર ઉપાય એજ છે કે કેળવણીની આખી જ પ્રથા બદલાવી જોઇએ. અમદાવાદમાં સેંકડો વિદ્યાર્થીઓ મેટ્રીક સુધી ભણીને અભ્યાસ છોડી દે છે, અને મીલોમાં કારકુન કે કારીગર તરીકે જોડાઇ જાય છે. તેમને ત્યાં ઉપયોગી થઇ શકે તેવી કેળવણીની વ્યવસ્થા થવી જોઇએ. ધંધાદારીશાળાઓ એ આપણી અત્યારની મુખ્ય જરૂરિયાત છે. છોકરાઓને માટે સુથારી, લુહારી, દરજી, ધોબી, વણાટ વગેરે ધંધાઓની શાળાઓ તથા છોકરીઓ માટે પણ દરજીકામ, મોચીકામ, ગૃહવ્યવસ્થા, ગાયનકળા વગેરે શીખવવાની શાળાઓ ઉઘાડવી જોઇએ. છોકરીઓ માટે ગૃહવ્યવસ્થાનું વિશાળ ક્ષેત્ર પડેલું છે. હોટેલો અને કુટુંબોની વ્યવસ્થા કેળવાએલી સ્ત્રીઓ ઉત્તમ રીતે રાખી શકે. ગૃહિણીનું કામ પત્નીત્વથી જુદું જ છે. લગ્ન કરવા ન માગતી સ્ત્રીઓ ગૃહિણી તરીકે મીજમાનોની રહેવા ખાવાની જરૂરિયાતો પૂરી પાડી સ્વતંત્ર અને શુદ્ધ જીવન ગાળી શકે.

વળી શિક્ષિત સ્ત્રી કે પુરુષ સર્વના મનમાંથી કામ કરવામાં હીણપત છે એ ખોટો ખ્યાલ દૂર થવો જોઇએ. ગ્રેજ્યુએટ થયા કે મેટ્રીક થયા એટલે દરજી કે મોચી ન જ થઇ શકાય, અથવા જોડા વેચનારનો કે ગાંધીયાણાનો ધંધો ન જ થઇ શકે એવું મિથ્યાભિમાન જાય તો શિક્ષિતોની બેકારી ત્વરાથી નાશ પામે. આપણો વેપાર અને ઉદ્યોગ અત્યારે અભણ લોકોના હાથમાં છે તે ભણેલાઓ હાથ કરે તો તેમને પોતાને અને આ ધંધાઓને પણ લાભ થાય.

તે જ પ્રમાણે સ્ત્રીઓ પણ લગ્નના ધંધાને હાથ કરી શકે. અત્યારે લગ્નનો ધંધો બીનકેળવાએલી સ્ત્રીઓના હાથમાં જ છે. નવશિક્ષિત સ્ત્રીઓ લગ્નથી વિમુખ રહેતી જાય છે. એટલે ભૂગોળ ને ખગોળમાં ભળનાર ભાઇઓને હજુ યે ચૂલામાં ચિત્તવાળી બાઇઓ જ મળે છે. શિક્ષિકા થઇ ઇન્સ્પેક્ટરોની ગુલામી કરવી અથવા નર્સ થઇ રોગીની દયા પર જીવવું તેના કરતાં પતિની સાથે જીવનમેળ સાધી રહેવું શું ખોટું? પણ મુશ્કેલી અહિં જ છે, ભણેલા પુરુષો પણ હજુ પતિપણાનું મિથ્યાભિમાન છોડી શકતા નથી. પોતાની વિલાયત જઇ ડીગ્રી લઇ આવેલી પત્નીને પણ હજુ આપણા ગ્રેજ્યુએટ પતિઓ 'બૈરું' ગણે છે. આ સ્થિતિમાં જે પરણી ગઇ છે તે કેળવાયેલી સ્ત્રીઓ પસ્તાય અને નહિ પરણેલી પરણવાનું પસંદ ન કરે તે સમજી શકાય તેમ છે. કેળવાયેલી પત્નીનો લાભ લેવો હોય તો તે માટે પતિપણાના મિથ્યાભિમાનનો ભોગ આપવા તૈયાર રહેવું જોઇએ.

પરંતુ ઉપર દર્શાવેલા ઉપાયોથી એવું પરિણામ આવે છે કે શિક્ષિતોની બેકારી ઉતરીને અભણ લોકો ઉપર આવી પડે. આખા દેશની બેકારી દૂર કરવા માટે તો રાષ્ટ્રીય ઉદ્યોગો મોટા પાયા ઉપર શરૂ થવા જોઇએ. રાષ્ટ્રીય વહાણવટું, વણાટ, ખાણો, યાંત્રિક ખેતી, હવાઇયાન, રસાયણિક ઉદ્યોગો વગેરે વગેરેની રાષ્ટ્રવ્યાપી યોજના રાષ્ટ્રીય સરકાર હોય તો જ સંભવે. આવી યોજના સિવાય બેકારી દૂર કરવાના ઉપાયો તે ફાટેલા આભને થીંગડા દેવા બરાબર જ ગણાય. સર્વ નદીઓ જેમ સાગરને મળે છે તેમ પરાધીન દેશના ઉદ્ધારના સર્વ માર્ગો પણ સ્વરાજના સાગર પ્રશ્ને જ છેવટ આવીને વિરમે છે. અત્યારની સ્થિતિમાં સ્વરાજપ્રાપ્તિ એ જ આપણી બેકારી ટાળવાનો સર્વોત્તમ ઇલાજ છે.

# સ હ શિ ક્ષ ણ

એક

# સામાજીક બળ

લેખિકા :

**શ્રીમતી ઇન્દુમતી મહેતા**

**જગતમાં** આજે સર્વદેશીય પ્રગતિનાં મંડાણ મંડાઇ ચુકયાં છે. નવીન યુગની હાકલ વાગી રહી છે અને જગત્ એ યુગપ્રવાહને ઝીલવા પ્રયાસ આદરે છે. વર્તમાન યુગ નારીયુગ છે. સ્ત્રીત્વની ભાવના અને સ્ત્રીજાગૃતિનાં સ્વપ્નાં હવે મૂર્તિમંત થતાં જાય છે, અને પરિણામે સમાજજીવનમાં સ્ત્રીઓ સ્થાન મેળવતી જાય છે. સમાજનાં વિવિધ ક્ષેત્રોમાં સ્ત્રીનું અસ્તિત્વ અને કાર્ય દેખાવા માંડયું હોવાથી સમાજના ડાહ્યા પુરૂષોને પરિણામની ચિન્તા થવા માંડી છે. જગતનું આ નાવ કયાં જઇને નાંગરશે એ પ્રશ્ન એ લોકોને મુંઝવે છે. સ્થિતિચુસ્તોને એમાં અનીતિની વૃદ્ધિની ગંધ આવે છે; નીતિનાં ધોરણ છિન્નભિન્ન થતાં લાગે છે. જ્યારે નવીન વિચારવાળાઓ પ્રજાજીવનનાં ઉત્કર્ષનાં સ્વપ્નાં સેવે છે; એમને નવયુગની અનેરી નોબતના સૂર સંભળાય છે. દરેક દેશમાં સમાજના જુદા જુદા ક્ષેત્રોમાં પુનર્ઘટનાની યોજના વિચારાય છે. આને સમાજશાસ્ત્રીઓ, અર્થશાસ્ત્રીઓ, વિજ્ઞાનશાસ્ત્રીઓ, માનસશાસ્ત્રીઓ, શિક્ષણશાસ્ત્રીઓ વગેરે પંડિતો અનેકવિધ પ્રયોગો દ્વારા જગતનો મુંઝારો દૂર કરવા પ્રયાસ આદરી રહ્યા છે. છતાં મનુષ્યહૃદયને સંતોષે એવો સફળ ઉકેલ હજી તેઓ શોધી શકયા નથી. શિક્ષણશાસ્ત્રમાં તો આપણા દેશમાં ભયંકર અજ્ઞાન પ્રવર્તે છે. કારણ કે આપણા વિચારકો અને કેળવણીકારોનો સ્ત્રીત્વનો અભ્યાસ અધૂરો છે. સ્ત્રીપુરૂષની નૈસર્ગિક ભિન્નતા લક્ષમાં લેવાતી નથી. સ્ત્રી અને પુરૂષ એ ઉભયનાં કાર્ય જીવનમાં ને જગત્માં જુદાં છે. ઉભયનાં સરખાં જ કર્તવ્ય હોત, તો જગત્માં એમનાં સર્જન નિરાળાં શા માટે હોત? એમની શારીરિક રચના જ ભિન્ન છે. સ્ત્રીઓનાં શરીરનું બંધારણ ગ્રંથીઓનું (glandular) હોય છે અને પુરૂષોનું સ્નાયુઓનું (muscular) હોય છે. એટલે દૃઢ ઇચ્છાશક્તિવાળું કાર્ય પુરૂષ વધુ કરી શકશે, અને હૃદય દ્રવે એવું કાર્ય સ્ત્રી કરી શકશે. એટલે પુરૂષમાં વિચાર પ્રધાનપણે હોય છે જ્યારે સ્ત્રીમાં લાગણીનું પ્રાધાન્ય હોય છે. એમનાં જીવનલક્ષણો જ નિરાળાં છે. એકમાં મૃદુતા, સ્વાર્પણ, ભક્તિભાવ વગેરે હૃદયના ગુણો દેખાય છે, ત્યારે બીજામાં હિંમત, પ્રબળ ઇચ્છાશક્તિ, શૌર્ય વગેરેનું અસ્તિત્વ દેખાય છે. ઉભયનો શારીરિક વિકાસ પણ એકજ ગતિથી ચાલતો નથી. એકજ ઉંમરનાં પુત્ર પુત્રી પાસે કુટુંબ અને સમાજ જુદાં જુદાં કર્મો અને ધર્મોની અપેક્ષા રાખે છે. પુરૂષમાં સર્જકવૃત્તિ નજરે પડે છે, ત્યારે સ્ત્રીમાં પોષકવૃત્તિ દેખા દે છે. પુરૂષનું મન

મન વાસ્તવિક્તા તરફ પ્રેરાયેલુ હોય છે, ત્યારે સ્ત્રીનુ મન કલ્પનાજગતમા વિહરે છે એટલે વિજ્ઞાન કે ગણિત જેવા વિષયમા જેટલો પુરૂષો રસ પડશે એટલો સ્ત્રીને નહિ પડે, અને કલા અને કવિતામા સ્ત્રીના જેટલો પુરૂષ રસ નહિ લઇ શકે આ માન્યતાને પશ્ચિમના કેટલાક વિચારકો ટેકો આપે છે અનેક પ્રાયોગિક શિક્ષણસસ્થાઓ જોયા પછી એમણે આવા વિચારો પ્રદર્શિત કર્યા છે એટલે વર્તમાન શિક્ષણશાસ્ત્રીઓ ઉભયની આ સાહજિક ભિન્નતાની અવગણના ન કરતા પૂર્ણ વિચાર કરીને આવી પ્રાયોગિક શિક્ષણસસ્થાઓની યોજના કરે, એ વધુ ઇષ્ટ છે જો કે આપણે શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિથી નહિ પણ સામાજીક દૃષ્ટિથી આ પ્રશ્નનો વિચાર કરવુ સહ–શિક્ષણના પ્રયોગથી સામાજીક પ્રગતિને કેટલો વગ મળે છે, એજ અત્રે વિચારવાનુ ઉચિત ધાર્યુ છે

આજના સહશિક્ષણના પ્રયોગો તરફ દૃષ્ટિપાત કરતા માલમ પડે છે, કે ખરી રીતે જોતા એમા સહત્વજ દેખાતુ નથી ઉભયના કહનસહન જુદા જ વહે છે એક વર્ગમા સાથે અભ્યાસ કરવા સિવાય એમા બીજી વિશેષતા નથી આજની શાળા–કોલેજોમા એકબીજાને પુરો પરિચય શક્ય નથી કારણ કે આ પ્રયોગમા માબાપ અને સમાજનો યોગ્ય સહકાર નથી એટલે જ્યાસુધી માબાપ અને સમાજનો સહકાર નહિ હોય, અને સમાજની સમગ્ર ભૂમિકા ઉચી નહિ આવી હોય ત્યાસુધી સહત્વ દેખાવ પુરતુ જ રહેવાનુ અત્યારે એકબીજા વિષે માહિતી મેળવવા માટે ઉભયને અવકાશ નથી એમને મિલનનુ સ્વાતત્ર્ય પણ નથી સમાજની શકિત દૃષ્ટિના સતત ભય નીચે એ વ્યક્તિઓને રહેવુ પડે છે માત્ર વર્ગમા સાથે બેસવાથી કાઇ વિચાર કે આદર્શનો વિનિમય થઇ શકતો નથી માત્ર એકબીજાના દર્શનથી લાગણીઓની ઉશ્કેરણા જ અનુભવે છે, અને પરિણામે ઉભયના શારીરિક આરોગ્યને હાનિ પ્હોચે છે, કારણ કે એ લાગણીઓના વેગને સર્જનાત્મક કાર્યમા વાળી લેવા એ વ્યક્તિઓને નથી આવડતુ, અને એ વાળનાર શિક્ષકોની અમારે જરૂર છે માનસશાસ્ત્રીય રીતે યુવાનોના યૌવનપૂરને યોગ્ય નીકામા વાળી લેનાર શિક્ષકો આગળીને વેઢે ગણાય એટલા પણ મળવા મુશ્કેલ છે તો પછી એના શિક્ષિત માતાપિતાની અપેક્ષા તો આજની પરિસ્થિતિમા વ્યર્થજ છે અત્યારના છાત્રાલયોના ગ્રથાલયોમા પણ આ દિશાના જ્ઞાનપ્રચાર કરના હશે? એટલે આ પ્રશ્ન અણઉકેલ્યો રહે છે, એટલુ જ નહિ પણ ભયકર સ્વરૂપ પકડતો જાય છે પરિણામે ભાવિ નાગરિકો અરસ્પરસનો પુરો પરિચય પામતા નથી, અને એમના જીવન સકુચિત અને કુ ઠિત બનતા જાય છે ઉભયને કેળવનાર વ્યક્તિને અભાવે એમના જીવનનો પ્રશ્ન વધુ ગુચવાતો જાય છે પરિણામે અધુનિક સમાજનો ઘડો વધતો જતો નજરે પડે છે કૌમારજીવન સેવતા છતા એ કિશોર અને કુમારીના મુખ ઉપર કૌમાર્યનુ વર્ચસ નથી એમના જીવનની વસત વણમ્હોરી જ કરમાતી લાગે છે કારણ કે સામાજિક ભયથી શારીરિક સયમ શક્ય બને છે, પણ મન એ ભાવનાથી રગાતુ નથી એટલે માનસિક સયમના

અભાવ અને ઉત્કટ વૃત્તિઓના સેવનથી એમનાં શરીર નિર્બળ અને નિસ્તેજ બને છે એથી આવા અપરિપક્વ પ્રયોગો એમનામા સાચી ભાવના જગાવતા નથી અને પરિણામે જીવન શક્તિનો વ્યય થતો જાય છે એમના જીવનને નવપલ્લવિત બનાવવા કેટલાં માબાપો બાહ્ય ઉપચારો કરે છે પણ એ આતરવ્યથા દૂર કરી શકતા નથી એટલે જ સમાજ આગળ અગત્યનો પ્રશ્ન તો અત્યારે એજ છે કે આવા સહશિક્ષણના પ્રયોગો કરનારને પ્રથમ આવશ્યકતા વૈજ્ઞાનિક જાતિય જ્ઞાનની છે ઉચ્ચ ચારિત્ર્યશીલ શિક્ષકો જ આ પ્રશ્ન કુશળતાથી હાથ ધરી શકે આ જ્ઞાન વિના અને યોગ્ય માર્ગદર્શન વિના, યુવક–યુવતિઓમા પ્રવર્તિ રહેલ ગુચવાડો દૂર થવાનો નથી સમરાંગણમા નિશસ્ત્ર યોદ્ધા જેવી આજે યુવકવર્ગની દશા છે એમને એમના જીવનસંગ્રામમા ઉપયોગી શસ્ત્રોથી સજ્જિત રાખવા જોઈએ યોગ્ય કવચના અભાવે જીવનની વસતની સારી માઠી અસરના ઘા ઝીલી શકાતા નથી, અને પરિણામે નિસ્તેજ અને અશક્ત એ જીવન બની જાય છે એ જ્યાં તે ઉભયની નૈસર્ગિક વિશિષ્ટતાનુ જ્ઞાન એ જીવન ધર્મ યોગ્ય પ્રમાણમા નથી સમજતા, એટલે વિકૃતિઓ જન્મ પામે છે અરસપરસ સાથે વર્તવાની ચાવી હાથ લાગતી નથી, એટલે ઉભય પોતાનુ ગૌરવ ભૂલી અતિ ક્ષુલ્લક ભાવના વાળા બની જાય છે

વ્યક્તિગત અને સામાજિક સુખનો મુખ્ય આધાર સુખી ગૃહજીવન ઉપર છે, અને એ સુખનો આધાર સ્ત્રી પર વધુ અવલંબે છે સ્ત્રીજીવનના યોગ્ય વિકાસ વિના એ અસભવિત છે નવીન યુગમા સ્ત્રીનો દરજ્જો માનયુક્ત બનતો જાય છે એ એનુ સારુ લક્ષણ છે સ્ત્રી તરફ જોવાનું દૃષ્ટિબિન્દુ જ બદલાવું જોઈએ કેટલેક અશે એ ફરતુ જાય છે

આજનો યુવક શુ માગી રહ્યો છે ? સ્ત્રી માત્ર 'જીવતુ ફર્નિચર' બનીને પ્રધાનખડની શોભા વધારે, કે ગત દિવસ તનતોડ મહેનત કરીને "વગર પગારનો મજુર" બની રહે, એટલાથી એ નહિ સતોષાય તેમજ આજે સામાજિક ભાવનાથી રંગાઈ રહેલો યુવકવર્ગ સ્ત્રીને માત્ર "શણગારવાનું ઢીગલી" બની રહેતી પત્ની પણ રાખી શકે એમ નથી એને તો જોઈએ છે જીવનસંગ્રામમા સાથ આપનારી સહચરી એને તો જીવનના દરેક અનુભવમા એ પત્નીનુ કો ઉચ્ચ પ્રકારનુ સહત્વ જોઈએ છે "Uooperation for mutual and Common experiences of life"

તેવી જ રીતે યુવતિ પણ એના આદર્શ અને ભાવનાના ઉડ્ડયનમા સાથે ઉડનાર જીવનનો ભેરુ માગે છે માત્ર એને શણગારીને બેસી રહે અને મરજીમા આવે ત્યા સુધી એ જીવતા રમકડા સાથે રમે, સ્ત્રીને માત્ર "વાસનાતૃપ્તિની પુતળી" જ લેખે, એવો પાર્થિવ પતિ એ નથી વાચ્છતી

આવી રીતે જ્યા ઉભયની ભાવનાઓ ઉચ્ચ બનતી જાય છે, ત્યા યોગ્ય દોરવણીની

આવશ્યકતા રહે એમાં નવાઇ નથી. આ આદર્શ સિદ્ધિ માટે આજની કહેવાતી સહ-શિક્ષણ સંસ્થાઓ નકામી છે. એમાં ( Healthy sex adjustment ) નિરોગી જાતિય મેળનો અવકાશ જ નથી. એ શાળાઓનું વાતાવરણ હૃદયની શુદ્ધતા કે પવિત્રતાને પોષક હોતું નથી. એવું વાતાવરણ જ્યાં સુધી ઉત્પન્ન ન કરી શકાય, ત્યાં સુધી સહ-શિક્ષણના પ્રયોગોનું ગાડું અવળે માર્ગે જ ચાલવાનું.

ત્યારે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આજની પરિસ્થિતિમાં સમાજે શું કરવું ? નિરાળી શિક્ષણસંસ્થાઓ રાખવાથી તે ઉભય એકબીજાથી દૂરજ રહેવાનાં. એમની પરસ્પર પિછાનનો અવકાશ જ સમાજમાં રહેતો નથી. નૂતન શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ તો આવી નિરાળી સંસ્થાનું અસ્તિત્વ જ ન જોઇએ. પણ આપણા સમાજમાં એ ક્યાં શક્ય છે ? જ્યાં સમાજ તૈયાર નથી, જ્યાં શિક્ષકો એવા ભાવનાશાળી કે “ આંતરસંવાદ ”વાળા નથી, જ્યાં ઉછરતી યુવતિઓનાં સાચાં માનસની કોઇને કલ્પના પણ નથી, એવી પરિસ્થિતિમાં આવા પ્રયોગો શી રીતે સફળ થાય ? વળી પાછો પ્રશ્ન થશે “ પણ ત્યારે આજના સંજોગોમાં કરવું શું ? ”

જ્યાં સુધી આપણને આવા શિક્ષિત અને સંસ્કારી શિક્ષકો ન મળે ત્યાં સુધી યુવક-યુવતિ, ઉભયના પરિચય માટે બીજી યોજનાઓ કરવી ઘટે છે. એમના જીવનના જોખમે નવીન પ્રયોગો તો ન જ થઇ શકે. પાત્રતા વિના નવીન પ્રયોગો આચરવાનો કોઇને યે અધિકાર ન હોય. માટે આપણે નિરાળી સંસ્થાઓ નિભાવવી પડે, ત્યાં સુધી એમનાં લગ્નજીવન સુખી બનાવવા, એમને ઉભયના પરિચયની પૂરી તકો મળી શકે એને માટે સમાજે બીજા ઉપાયો લેવા જોઇએ. આજે સમાજે પ્રાચીન પર્વોને તિલાંજલિ આપી છે, તો આપણે નવીન સામાજિક પર્વોની યોજના કરવી પડશે. વારંવાર સ્નેહસંમેલનો, ચર્ચામંડળો, પર્યટનો, નાટ્ય-પ્રયોગો, રમતગમતના સમારંભો વગેરે પૂરતા પ્રમાણમાં યોજવાં પડશે, જેથી ઉભય એકબીજાને પિછાને અને લગ્નજીવનનો યોગ્ય સાથી પસંદ કરી શકે. આવા પર્વોની યોજનામાં પણ કુશળ કાર્યકરો તો જોઇશે જ. નવીન યુગને સમજનાર, નવીન પ્રવાહને ઝીલનાર, અને નવીન યુગબળનાં આંદોલનોથી અક્ષુબ્ધ રહેનાર સમાજસેવકો જોઇશે. આવા સામાજિક ઉત્સવો મ્હોટા પ્રમાણમાં યોજવામાં આવશે, તો સહજીવનનાં સાચાં બી વવાશે.

બીજો પણ એક ઉપાય ઉભયને નજીક લાવવાનો છે. અને તે એ કે કોઇ શિક્ષિત અને સંસ્કારી શિક્ષકદંપતી પોતાને ત્યાં, દશ યુવક-યુવતીને રાખે અને એના સહવાસને સફળ બનાવવા પ્રયોગો આદરે. આવું પશ્ચિમની કેટલીક નવીન પ્રકારની શિક્ષણસંસ્થાઓમાં થાય છે. આ પ્રયોગની સફળતા ઉપર તો નવાં ગૃહજીવનો અને નાગરિક જીવનનો આધાર છે. એથી ભવિષ્યની પ્રજા સુખી થવાનો સંભવ વધશે એમાં શંકા નથી.

સાવધપણે આ પ્રશ્નની ગંભીર વિચારણા નહિ કરવામાં આવે તો આ પ્રશ્ન વધારે ગુંચવાતો જશે. પળવાર આપણે આર્ય ભાવનાના શિખર પરથી વર્તમાન સંસાર પ્રતિષ્ઠિત કરી જોઇએ. આજે નગરવાસી સુશિક્ષિત જનતા પુત્રીઓને ઉચ્ચ શિક્ષણ આપતી થઇ છે. અમુક સુધારક કુટુંબોમાં લગ્નની વય વધી રહી છે, અને જાહેર જીવનમાં અપરિણિત યુવતીઓ યુવકોના સહવાસમાં આવતી જાય છે. પણ આપણા સામાજિક અને સાંસારિક સુખની વૃદ્ધિને માટે આટલું જ બસ નથી. નવીન યુગનો પ્રવાહ અને યુવક યુવતિઓના ઉઘડતા આત્માઓની વાંચ્છનાઓ કો નવીન વિચારણા માગી રહેલ છે. આપણા સહશિક્ષણના પ્રયોગો સાચા સ્ત્રીત્વના વિકાસને પોષક ન બને, યુવક–યુવતિઓનો જીવનપરિચય આજે ચાલે છે તેનો આછો અને અધકચરો જ રહે, અને નવયુગની દ્રષ્ટિએ આપણે નવીન ઉત્સવ પ્રણાલિકાઓ ન રચી શકીએ તો પશ્ચિમની કેટલી યે ત્રુટિઓ અને વિકૃતિઓ આપણા ગૃહજીવનમાં પ્રવેશી જશે. આપણે સવેળા નહિ જાગૃત થઇએ, તો આર્યભાવનાને વિરોધી એવા અનેક જાતીય પ્રશ્નો અને અનિષ્ટો આપણા સમાજમાં ઉપસ્થિત થશે. પોતાના નૈસર્ગિક સ્ત્રીત્વના પોષણ અને ઉછેરને અભાવે સ્ત્રીઓ પુરુષનાં ખોટાં અનુકરણથી "પુરુષ" (manly) બની જશે. વય વધવાની સાથે સમય અને સેવાભાવના નહિ ખીલી હોય, તો કૌમાર અવસ્થામાં જ યુવક–યુવતિઓ "નીતિની મર્યાદાઓ" તોડવા મંડશે. અલ્પ અને આછા પરિચયથી ઉભય એકબીજાથી છેતરાશે અને અકાળે "જીવન કોલ" આપી દેશે. મોહવશ થઇ લગ્નમાં ઝંપલાવશે. "ધ્યેય વિનાનાં એવાં રૂપલગ્નો" સ્ત્રી પુરુષની સ્વાભાવિક ભિન્નતા સમજી કે જીરવી નહિ શકે. અને પરિણામે ભાવિ યુવક–યુવતિઓ "લગ્નવિચ્છેદ" માટે પોકાર ઉઠાવશે. એવી અસંતુષ્ટ અને અજ્ઞાન દશામાંથી કૌમારજીવનમાં તેમજ લગ્નજીવનમાં પણ નીતિશૈથિલ્ય પેસી જશે, "લગ્ન બ્હારના સંબંધો." એકવાર વધવા લાગ્યા, તો આપણી અધોગતિનો પાર નહિ રહે. આવા અનેક ભયો આજે ક્ષિતિજ પર રહી ડોકિયાં કરી રહ્યા છે. કેટલાંક અનિષ્ટો અજાણપણે આપણા સંસારજીવનમાં ઘુસવા પણ લાગ્યાં છે. આપણા સામાજિક દેહમાં આ અસાધ્ય દર્દ ઘર કરી જાય, તે પૂર્વે આપણા સમાજ-સુધારકો જાગે તો કેટલું સારૂં!

આ અનિવાર્ય પરિસ્થિતિમાં શું થઇ શકે, એ ૮ એક પ્રશ્ન છે. એક બાજુ અધૂરા શિક્ષકોના શંકાસ્પદ પ્રયોગો છે, બીજી તરફ નિરાળી શિક્ષણસંસ્થાઓનું એકદેશીપણું છે. ત્રીજી તરફ રાજ્ય, માબાપ, સમાજનું દુર્લક્ષ્ય છે. એટલે આજે તો એમ જ કહેવાનું મન થાય છે કે માબાપો, શિક્ષકો, સમાજ કે દેશના નેતાઓ, સઘળા એકબીજા સાથે હાથ મિલાવીને આ પ્રશ્નનો ગંભીરતાથી વિચાર કરે ત્યારે જ કાંઇક માર્ગ નીકળશે. સમાજના ધુરંધરો આ કૂટ પ્રશ્નનો નિવેડો લાવવા પ્રયાસ આદરે એ જ ઇષ્ટ છે.

# ઈંગ્લેન્ડની અપંગ બાળકોની શિક્ષણસંસ્થાઓ

લેખક
શ્રી. ગટુલાલ ગોપીલાલ ધ્રુ

જે દેશમા લગભગ નેવુ ટકા પ્રજા નિરક્ષર હોય, આખા દેશના કરોડો બાળકોમાથી માત્ર પદર ટકા બાળકોને જ અક્ષરજ્ઞાન મળવાનો પ્રબન્ધ હોય, એવા આપણા દેશમા અપગ બાળકો, અપરિપક્વ મગજના બાળકો તથા અનિષ્ટ અને અધમ વાતાવરણમા ઉછરતા બાળકો માટે તો શી સવડ હોય ? ઈંગ્લેન્ડની અનેક સમાજસેવાની સસ્થાઓમા ત્યાના બ્હેરા મૂગા, અધ, અપરિપક્વ માનસવાળા ( mentally deficient ) બાળકો, વ્યસની, લપટ દુરાચારી માતાપિતાના બાળકો, ક્ષયવાળા અથવા બીજા રોગગ્રસ્ત બાળકો અને એવા બીજા સમાજના સામાન્ય વર્ગના બાળકોથી ખાસ જુદા પડતા બાળકો માટેની અનેક સુવ્યવસ્થિત સસ્થાઓ ખાસ લક્ષ ખેચે છે, એવા બાળકોને શિક્ષણ આપી તેમના જીવનમા આનદ અને ઉત્સાહ રેડી, તેમને ઉપયોગી નાગરિકો બનાવવાના પ્રયત્ન કરવામા આવે છે આવી જે જે સસ્થાઓ જોવાનો મને લાભ મળ્યો છે તેમાની કેટલીક સસ્થાઓની હકીકત આ લેખમા આપવાનો પ્રયત્ન કરીશ

અધ બાળકોને વાચતા લખતા શીખવવા માટે 'બ્રેલ' લિપિનો ઉપયોગ કરવામા આવે છે એ તો સહુ જાણે છે અગ્રેજી સાહિત્યના લગભગ તમામ અગત્યના પુસ્તકો હાલ એ બ્રેલ લિપિમા છપાયા છે નેશનલ લાયબ્રેરી ફોર ધી બ્લાઇન્ડ (અધજનો માટેનુ રાષ્ટ્રીય પુસ્તકાલય ) એ સસ્થા આ પ્રકારના પુસ્તકોની પ્રસિદ્ધિનુ કાર્ય કરે છે એ લાયબ્રેરીમા હુ ગયો તે વખતે એક લાખ તેતાળીસ હજાર પુસ્તકો બ્રેલ લિપિમા છાપેલા હતા એને અગે ચાલતા ફરતા પુસ્તકાલય મારફત દરરોજના હજાર પુસ્તકો વાચવા માટે ફરતા રહે છે આખા ઇંગ્લેન્ડમા અને દુનિયામા જ્યા જ્યા અગ્રેજી ભાષા જાણનાર અધ સ્ત્રી પુરુષો આ પુસ્તકાલયના સભાસદ હોય ત્યા આમાથી પુસ્તકો મોકલવામા આવે છે અધ વાચકો માટે બ્રેલ લિપિમા છાપા અને માસિકો પણ બનાવવામા આવે છે લાયબ્રેરીના વ્યવસ્થાપક બાઈને મ્હે પૂછ્યુ કે મૂળ અસલ પુસ્તકને બ્રેલ લિપિમા છાપતા પ્હેલા તે લિપિમા લખવાનુ કાર્ય કોણ કરે છે ?

એ કાર્ય તો અધ મનુષ્યોથી થઇ ન શકે તેમણે જવાબ આપ્યો કે અમારી સસ્થામા પાચસો સ્વયસેવકો છે તેઓ નોકરી ધધેથી નિવૃત્ત થયેલા છે અને સાધન સપન્ન છે તેઓ જીવનની સધ્યા સમયે પુણ્ય કાર્ય તરીકે આ અધ મનુષ્યોના લાભાર્થે છ માસ સુધી બ્રેલ લિપિનો અભ્યાસ કરે છે અને પછી અગ્રેજી સાહિત્યના અનેક ઉત્તમ

પુસ્તકોની છાપેલી પ્રત બ્રેલ લિપિમાં ઉતારે છે. આપણા દેશમાં કથા શ્રવણ કે મહારાજોનાં પ્રવચનમાં હાજરી આપવામાં જ ધર્મકાર્ય ગણતાં સેંકડો નવરા ધનિકો, સારી સ્થિતિવાળા પેન્શનરો અને બીજાં ફુરસદવાળાં સ્ત્રીપુરુષોને, પોતાનાં દુર્ભાગી અપંગ માનવબન્ધુઓની સેવાનો આ માર્ગ દૃષ્ટાન્ત રૂપ નથી? અંધ બાળકોની મ્હેં જે શાળાઓ જોઇ તેમાં વિદ્યાર્થીઓને લેખન, વાચન ગણિત અને બીજા વિષયો ઉપરાંત ઉપયોગી હુન્નરઉદ્યોગ તેમજ સંગીત શીખવવામાં આવતું હતું. વધારે નવાઇ જેવું તો એ હતું કે ટાઇપરાઇટીંગ અને શૉર્ટહેન્ડ (બ્રેલલિપિમાં) પણ શીખવાતું. એક અંધશાળામાં ટાઇપરાઇટીંગ કલાસની શિક્ષિકાએ મ્હારા દેખતાં એક ચોપડીમાંથી ઝપાટાબંધ ફકરો વાંચ્યો. વાંચતી વખતે અંધ વિદ્યાર્થી બ્રેલશૉર્ટહેન્ડમાં તે લખતો ગયો ને ત્યાર પછી સામાન્ય લિપિના ટાઇપરાઇટર ઉપર તે ટાઇપ કરી મને બતાવ્યો. એટલે આ પ્રમાણે શિક્ષણ લીધેલાં અંધ બાળકો છાપાના રિપૉર્ટર તરીકે પણ સારી રીતે કામ કરી શકે.

બ્હેરાં મુગાં બાળકો માટે સંખ્યાબંધ શાળાઓ ઇંગ્લંન્ડમાં છે. ન્યૂ લૉકોની પોતાની આવી ખાસ સંસ્થાઓ છે. અને મ્હેં જે બ્હેરા મૂગાંની શાળાઓ ઇગ્લૅન્ડમાં જોઇ તેમાં ન્યૂ લૉકોની સંસ્થા સહુથી ઉત્તમમાંની એક ગણાય. આ બધી શાળાઓમાં બાળકોને વાચન લેખન અને બીજા વિષયો ઉપરાંત ઔદ્યોગિક શિક્ષણ, રમતગમત, સંગીત અને નૃત્ય શીખવવામાં આવે છે. બ્હેરી મૂગી કન્યાઓની કેટલીક શાળાઓમાં મ્હેં એ બાળાઓનું નૃત્ય જોયું તે ખરેખર આશ્ચર્યજનક હતું. પીઆનો વાગે તે મુજબ ગીતના તાલ પ્રમાણે બાળાઓ નૃત્ય કરતી હતી. પીઆનાનો એક પણ સૂર બાળાઓ લેશ માત્ર પણ સાંભળી શકતી ન હતી. ખરૂં જોતાં તો પીઆનો આપણા જેવા સાંભળનારને માટે જ વગાડવામાં આવતો હતો. છતાં બાળાઓને અમુક ગીત (જેની અગાઉથી તેમને લેખી માહીતી આપવામાં આવી હતી તે) ના તાલની સંખ્યા મુજબની ગણતરીથી પગલાં ભરવાની તાલીમ આપેલી હોવાથી કેવળ સ્વાભાવિક રીતે પીઆનાના ગીતના તાલ અનુસારનું નૃત્ય થતું લાગતું હતું. એ શાળાનાં મુખ્ય અધ્યાપિકાએ મને જણાવ્યું કે અમારી શાળાની મ્હોટી બાળાઓ જાહેર નૃત્ય સમારંભોમાં જાય છે ત્યારે અગાઉથી, જે અમુક ગીત પીઆનો પર વાગતું હોય છે તેની માહીતી તેમને મળી હોય છે તો, સામાન્ય બીજી કુશળ નૃત્ય કરનાર સ્ત્રીઓની માફક જ તેઓ પણ નાચે છે, અને સભામાં કોઇ કહી શકે નહિ કે તે નૃત્ય કરનાર બાળા તદ્દન બ્હેરી અને મૂંગી છે. મ્હારે વિશેના કેટલાક પ્રશ્નોના તેમજ હિન્દુસ્તાન દેશ બાબતના પ્રશ્નોના ઉત્તર બાળકોએ સારી રીતે પાટીઆ ઉપર લખીને આપ્યા અને નકશામાં સ્થળો પણ ચપળતાથી બતાવ્યાં. બ્હેરાં મૂગાંની શાળામાં ચિત્રકામ, અને માટી તથા લિસ્ટીસીનનું મૉડલનું કામ તેમજ બીજી કેટલાક કલાવાળ ચીજો બહુ સુન્દર રીતે બાળકો કરે છે. બ્હેરા મૂગાંની સંસ્થાઓનું સંગઠન કરનારી મધ્યવર્તી સંસ્થાઓ પણ ઇંગ્લૅંડમાં અનેક છે, અને તેમાં

ઉત્તમ વિશાળ લાયબ્રેરી તથા બીજાં સાધનો, જગતની મ્હોટી મૂગાઓની સંસ્થાઓની માહિતીનું સાહિત્ય વગેરે મોટા પ્રમાણમાં રાખવામાં આવે છે

અપરિપક્વ મગજના અને લગભગ બુદ્ધિહીન બાળકો માટેની શાળાઓ પણ અનેક છે પંદર સોળ વર્ષના બાળકો, આ શાળાઓમાં, એટલા કમઅક્કલ હોય છે કે પોતાના માબાપ કે નજીકના સગપણનો અર્થ પણ સમજી શકતા નથી, અત્યારે શીખવેલો શબ્દ પા કલાક પછી ભૂલી જાય છે, અર્થ વગરનું વિના કારણ હસે છે અને બીજી એવી અનેક મૂર્ખાઇ ભરેલી ચેષ્ટાઓ કરે છે, જે ઉપરથી આપણે એમને ગાંડા-દિવાના-ગણી ધ્યાન ન આપવા યોગ્ય નિરુપયોગી, ગણી કાઢીએ આવા દયાજનક દુર્ભાગી બાળકોને શીખવવામાં જે ધૈર્ય, શાન્તિ, સતત પ્રયત્ન અનહદ મહેનત અને સહૃદયતા આ શાળાના શિક્ષકો દર્શાવે છે તે ખરેખર અત્યન્ત ધન્યવાદને પાત્ર છે એવા બાળકોને માણસાઇમાં લાવવા માટે પોતાનું જીવન સમર્પણ કરનાર સ્ત્રી પુરુષો-ઘણે મ્હોટે ભાગે સ્ત્રીઓ—મનુષ્ય સેવાનું પરમપુણ્યનું કાર્ય કરે છે, ઉત્તમ ધાર્મિક કાર્યના આદર્શ રજુ કરે છે એમ આપણને લાગે છે આ બાળકોને અક્ષરજ્ઞાન આપવા કરતા તેમના ચિત્તને રોકી રાખનાર, તેમનામાં રસ અને આનન્દ ઉત્પન્ન કરનાર હસ્ત ઉદ્યોગોના શિક્ષણ પ્રત્યે વાજબી રીતે વિશેષ ધ્યાન આપવામાં આવે છે અને જે બાળકોને 'બે ને બે ચાર" એટલું પણ કોઇ રીતે પણ સમજાવી શકાતું નથી, તે બાળકો સુન્દર ચિત્રકામ, ભરત ગુંથણનું કામ વગેરે રસપૂર્વક, આનન્દપૂર્વક કરે છે

વિશ્વયુદ્ધ વખતે જેના હાથ પગ કપાઇ ગયા હતા તે અને ત્યાર પછી જે બાળકો કે મ્હોટી ઉમરના માણસોના હાથ પગ કપાયેલા હોય તેવા અપંગ (Cripples) ને માટે શાળાઓ અને શિક્ષણગૃહો યુરોપમાં અનેક સ્થળે જોવામાં આવે છે આ સંસ્થાઓમાં વાચન લેખન ઉપરાન્ત હુન્નરઉદ્યોગનું શિક્ષણ મ્હોટા પ્રમાણમાં આપવામાં આવે છે આવી એક સંસ્થામાં એક માણસને, તેના બન્ને હાથ કપાઇ ગયેલા હોવાથી, પગના બે આંગળાથી સુન્દર ચિત્રકામ કરતો મેં જોયો હતો આ અપંગ (Cripples) ના મ્હો ઉપર વિષાદને બદલે આનન્દ અને ઉલ્લાસ સારી રીતે જોઇ શકાતા હતા આ બધા અપંગ મનુષ્યો પોતાને સમાજના ઉપયોગી અંગ સમજે, સમાજને તે કોઇ રીતે બોજારૂપ કે સમાજના ઓશીઆળા નથી એવી સ્વમાનભરી સમજ તેમને સતત રહે જીવનમાં ઉલ્લાસ તથા આનન્દ અનુભવી, જે દુર્ભાગી સ્થિતિ તેમને પ્રાપ્ત થઇ હોય તેનાથી હતાશ ન થતા, સંતોષી સુખી જીવન ગાળે એવું વાતાવરણ ઉત્પન્ન કરવાનો અને એવા સાધનો પૂરા પાડવાનો આ સંસ્થાઓનો ઉદ્દેશ હોય છે

સમાજમાં જે નીતિભ્રષ્ટતાના ગુન્હા બને છે તેને માટે એ ગુન્હા કરનાર કરતા સમાજની અન્યાયી અને અમાનુષી વ્યવસ્થા ઘણે વધારે અંશે જવાબદાર છે એવો મત સમાજશાસ્ત્રીઓનો થતો જાય છે આ અભિપ્રાયની વાસ્તવિકતા બાજુ ગુન્હેગારોને સમ્બન્ધે તો સહુ કોઇ

કબુલ કરે છે. આવાં " ગુન્હેગાર " અગર " અનીતિમય વૃત્તિ"વાળાં બાળકોને સારા વાતાવરણમાં મૂકી તેમને વધારે ઉપયોગી, સમાજને લાભદાયી અને તેમને પોતાની ચંચળ અને ઉત્તેજિત વૃત્તિઓને યોગ્ય કલ્યાણકારક માર્ગે વાળે એવી પ્રવૃત્તિઓમા રોકવા માટેની અનેક સંસ્થાઓ યુરોપમાં છે. આ પ્રકારની સહુથી ઉત્તમ સંસ્થાઓ પ્રાગ ( ઝેકોસ્લોવેકિયા ) મા અને ઇગ્લૅન્ડમા મ્હારા જોવામા આવી. આ પ્રકારના બાળકો—છોકરા તેમજ છોકરીઓ—ને સાચવવા, શિક્ષણ આપવુ અને તેમના માનસનુ પરિવર્તન કરવુ એ અત્યન્ત વિકટ કામ છે. એ બાળકો પ્રત્યે વિશ્વાસ, નિખાલસ વર્તન, મનુષ્ય આત્માની મૂળભૂત ઉન્નતાવસ્થા અને પરમાત્માની કલ્યાણમય યોજનામા ઉત્કટ શ્રદ્ધા એ આવી સસ્થાના ચાલકો માટે આવશ્યક લક્ષણો છે જે સ્ત્રી પુરુષોએ આવી સસ્થામા જીવન અર્પણ કર્યુ હોય છે, તે પરમ ધાર્મિકવૃત્તિના હોવા ઉપરાન્ત કાર્યકુશળ, વ્યવસ્થા જાળવવામા નિપુણ, આનન્દી અને શાન્ત સ્વભાવના અને માનસશાસ્ત્રના ઊડા અભ્યાસી હોય છે આ બાળકોને પરતંત્ર કે હલકા કરનારી બંધીવાળી સ્થિતિમા રાખવામા આવતા નથી તેમજ તેમને સહુ સખત નિયમપાલન પણ કરવાનુ હોતુ નથી એ સસ્થાના ચાલકોને મ્હે અનેક પ્રશ્નો પૂછ્યા તેના ઉત્તરમા મુખ્ય વાત એ જાણવામા આવી કે એ સસ્થાના બાળકોમા સામાન્ય બાળકોના છાત્રાલયો કરતા નિયમભંગ કે અયોગ્ય વર્તનના વધારે પ્રમાણમા દાખલા જોવામા આવતા નથી, અને તેમને જ્યારે એ સસ્થામાથી છૂટા કરવામા આવે છે ત્યારપછી સમાજજીવનમા તેમના લગભગ નેવુ ટકા જેટલા તો સામાન્ય સારા પ્રતિષ્ઠિત શહેરીઓ તરીકે જ જીવન ગાળે છે સસ્થામા રહેનાર પ્રત્યેક બાળકના રોજના પ્રત્યેક નાના મોટા કાર્યની વિગતવાર નોંધ રાખવામા આવે છે અને તેને અનુસાર તેને કાર્યોના પ્રત્યક્ષ અને પરોક્ષ, સ્થૂલ અને સૂક્ષ્મ કારણોના ઊડા અન્વેષણને અન્તે તેમની પ્રત્યેના વર્તનમા, તેમને સોંપવાના કાર્યમા વગેરેમા ઝીણા ઝીણા ફેરફાર યોજવામા આવે છે જનસમાજના આરોગ્ય માટે આ સસ્થાઓ બહુ જ ઉપયોગી કાર્ય કરે છે .

ગુનેગારવૃત્તિવાળા બાળકો કરતા પણ ગુનેગાર, લપટ, વ્યસની માબાપને આશરે પડેલા અનેક નિર્દોષ બાળકોનો પ્રશ્ન વધારે અગત્યનો છે એવા બાળકો માત્ર અનિષ્ટ વાતાવરણને પરિણામે જ ગુના કરવા પ્રેરાય છે અને ધીમે ધીમે મોટા ગુનેગાર બનવા પામે છે આવા બાળકોને ઝેરી વાતાવરણમાથી ખસેડી સારા ઉન્નત સસ્કારવાળા વાતાવરણમા રાખવામા આવે તો સમાજમા ગુનેગારોની સખ્યા ધીમે ધીમે ઓછી થતી જાય આ હેતુથી એવા વાતાવરણમાથી બાળકોને તેમના માતાપિતાના કબજામાથી છોડાવી, સારી સસ્થામા રાખવાનો પ્રબન્ધ યુરોપના દેશોમા કરવામા આવ્યો છે એમા પણ ઝેકોસ્લોવેકીઆ અને ઇંગ્લૅન્ડની સસ્થાઓ ઉત્તમ કાર્ય કરે છે એવા ઝેરી વાતાવરણમા ઉછરતા બાળકોને તેમના માબાપના કબજામાથી છુટા કરી સારી સસ્થાઓને સોંપવાનો હક એવી સસ્થાઓને સરકારી કાયદાથી

# પગાર

લેખક :
શ્રી હિંમતલાલ ગણેશજી અંજારિયા

પ્રાથમિક શિક્ષકો પાસથી હાલનું જગત જેટલી આશા રાખી રહ્યું છે, તેટલી જ આશા આપણું ગુજરાત પણ રાખે છે; પરંતુ જગતના સારા દેશોમાં તેવા શિક્ષકો માટે જે સગવડ કરવામાં આવે છે તેના પ્રમાણમાં આપણે તો જાણે કાંઇ જ ન કરતા હોઇએ એવું લાગી આવે છે.

શિક્ષણનો પાયો નાખનાર અને બાળકોની કેળવણી પર મહત્ત્વની અસર કરનાર આપણા પ્રાથમિક શિક્ષકોને જે પૂર્વ તૈયારી કરવી જોઇએ તે કરવા માટે આપણે ભાગ્યે જ અવકાશ આપીએ છીએ. સાત ધોરણ ભણ્યા અને વર્નાક્યુલર ફાઇનલ પાસ થયા એટલે 'કવોલિફાઇડ' તરીકે ગણવામાં આવે છે. માત્ર વિષયજ્ઞાન મળ્યું એ તો ઓછામાં ઓછું કહેવાય, શિક્ષક તરીકે શીખવવાની આવડત કે બાળમાનસને સમજવા જેટલી પણ લાયકાત જરા પણ ન અપાઇ હોય છતાં, શિક્ષકના કામ માટે 'કવોલિફાઇડ' ગણવામાં આવે એથી વધારે ખરાબ સ્થિતિ કઇ કહેવાય?

પણ પગારનો આંકડો જોતાં, તેવા નાના પગાર માટે વધારે ભણવાનું ખર્ચ આપણા ગરીબ દેશમાં કયાંથી થઇ શકે?

ખરી રીતે જોતાં તો ગુજરાતી સાત ધોરણ સુધીનું જ્ઞાન મળ્યા પછી, ઓછામાં ઓછાં પાંચ વરસનો અભ્યાસ શિક્ષક તરીકેની લાયકાત મેળવવા માટે જરૂરનો છે. શ્રીમાન સરકારે પહેલાં ત્રણ વર્ષ રાખ્યાં હતાં તે પણ ઘટાડીને હવે બે કર્યાં છે.

અલબત્ત, ત્રણ વર્ષમાં અમુક શકિતવાળી વ્યકિતઓ તૈયાર થઇ શકે-અને આજ સુધીમાં થઇ ગએલા સીનીયર શિક્ષકોમાંથી ઘણાએ ઉંચી લાયકાત બતાવી છે. પરંતુ વધારે સમય આપવામાં આવે, તો લાયકાતની કોટિ અવશ્ય ઊંચા પ્રકારની થાય.

પરંતુ આ બાબત લખતાં 'પગાર'ની વાત મનમાં આવ્યા વગર રહે જ નહિ. જ્યારે જ્યારે શિક્ષકોના પગારની વાત આવે છે ત્યારે ત્યારે શિક્ષકને ઉપદેશ દેવાનું ખાસ ધ્યાનમાં લેવામાં આવે છે. શિક્ષકોનો ધંધો પવિત્ર છે, પરોપકારી છે, જ્ઞાનદાનમાં ધનની વાત ઠીક નથી, શિક્ષકો તો બાળકોના તારનાર અને દેશને ઉદ્ધારનાર છે વગેરે વગેરે ઉપદેશ આપવામાં ખૂબ તત્પરતા બતાવાય છે. પણ શિક્ષકના ધંધાને એક ધંધો જ ગણવામાં આવે છે એટલે તો બધા ધંધાની સાથે જ તેની ગણતરી થવી જ જોઇએ. પહેલાંની વાત જુદી હતી, હવે તો જીવનનો પલટો બધે જ થઇ ગયો છે, તો પછી એકલા શિક્ષકવર્ગને જ ધર્મ ખાતર કે

પવિત્રના ખાતર જે મળે તેથી સંતોષ માનીને બેસી રહેવાનું કાંઈ જ કારણ નથી બધા ધંધામાં જેમ સ્પર્ધા અને ફરજીના અસર કરે છે તેમ આ ધંધામાં પણ થવું જ જોઈએ વળી, બીજા ધંધામાં ખપ અને વરનો સિદ્ધાન્ત લાગુ કરવા હોય તો થઈ શકે છે પણ શિક્ષકના ધંધામાં તે સિદ્ધાન્ત લાગુ કરવો એ મોટામાં મોટી ભૂલ છે ઓછા પગાર માણસો મળી શકે માટે રાખી લેવા એ સિદ્ધાંત શાળાઓના કામને તદ્દન જ હલકું બનાવી દેનારો છે બાળકોને ભણાવવા માટે બધા જ ભણેલા ચાલે એમ માની લેવાની ભૂલને પરિણામે જ આપણું કેળવણીનું કામ અત્યાર સુધી મંદ અને શિથિલ રહ્યું છે અમુક લાયકાતવાળા જ માણસો શિક્ષક તરીકે રાખવા જોઈએ અને તેવાને સંતોષકારક પગાર મળવા જોઈએ એ સિદ્ધાંતને ગુજરાત નહિ સ્વીકારે ત્યાં સુધી ગુજરાતની બાળકેળવણી નમુના રૂપ કદી જ થઈ શકશે નહિ

'પગાર'ની વાત કરીએ ત્યારે તેનો આંકડો જણાવ્યા વિના કશું ચોકસપણે સમજાય નહિ તે આંકડાનો આધાર રૂપીઆની ખરી કિમ્મત ઉપર છે એ તો સમજાય તેવી વાત છે જ્યારે રૂપીઆના બે મણ ઘઉં મળતા ત્યારે ત્રણ કે ચાર રૂપીઆનો પગાર ઠીક ગણાતો આ લખનારની સ્મૃતિની વાત છે કે ગામડામાં માસિક બે રૂપીયાના પગારથી આસીસ્ટંટો રખાતા ! બે ના ચાર થયા અને હવે પ્રમાણ વધતું વધતું આઠ કે દશે પહોંચ્યું હશે

મુમઈમાં સીનીયર–એટલે–થર્ડ ઈયર ટ્રેઈન્ડશિક્ષકોને રૂપીઆ ચોવીસ મળતા ! આ આંકડા જોતા હમણાં હમણાં બહુ સંતોષકારક વધારો માલમ પડશે—પણ તે વધારો પણ રૂપીયાની ખરીદ કિમ્મત સાથે સરખાવીએ ત્યારે તે કેટલો સાચો છે એ જાણી શકાય

ખરી ગણતરી તો દરેક શિક્ષક પોતાના કુટુંબનો નિભાવ ઠીક રીતે કેટલાથી કરી શકે તે ઉપરથી જ કરવી જોઈએ અનર્ગલ ધનલોભ નિર્મૂળ તો કરી શકાય જ નહિ, અને બીજા ધંધાઓમાં તેવું ન બને તો શિક્ષકના ધંધામાં પણ કેમ થાય ? પગાર વધારે આપવાથી વધારે સારૂં કામ થશે એ વિચારથી પગારની ગણતરી કરવાની નથી પણ દરેક શિક્ષકને પોતાના દેશકાળ પ્રમાણે સાધારણ જીવન ગાળવા માટે કેટલા નાણાની જરૂર ગણાય એ ઉપરથી જ કરવી જોઈએ આ વિચાર સરકાર કરે, તો મ્યુનિસિપાલિટિ એકદમ કરે, જો કે ખરી રીતે જોતા વસ્તુસ્થિતિ ઉલટી હોવી જોઈએ મ્યુનિસિપાલિટિ દેશજનનો વિચાર જેટલી કુશળતાથી કરી શકે તેટલી કુશળતા સરકારી ખાતામાં આવતા કદાચ વાર લાગે એટલે આપણી મ્યુનિસિપાલિટિઓએ આ વાત પહેલી હાથ ધરવી જોઈએ, અને તેમાં મુંબઈની મ્યુનિસિપાલિટિએ થોડા વર્ષો પહેલા જે ભાવના રાખી હતી તે બધી જ મ્યુનિસિપાલિટિઓએ સેવવી જોઈએ પણ હજી આપણે તો સરકારના દોરવાયા જ ચાલીએ છીએ એમ એક મ્યુનિસિપાલિટિના નિર્ણય પરથી જોઈ શકાય છે તે મ્યુનિસિપાલિટિએ વખતની

હાડમારી જોતાં કાંઈક ઠીક પગાર કર્યા. શ્રીમન સરકારને ખર્ચનો અમુક હિસ્સો આપવાનો હોવાથી, તેમણે મ્યુનિસિપાલિટિના પગાર મોટા છે એમ કહી ઘટાડો કરવા આગ્રહ કર્યો. મ્યુનિસિપાલિટિ પોતાના પગાર કાયમ રાખી, સરકાર સાથે લખાણ કરી શકત, અને સરકારને સમજાવી ન શકે, તો સરકાર પાસેથી તેમની ગણતરી પ્રમાણે હિસ્સો લઈ શકત. પણ તેમ કરવાને બદલે મ્યુનિસિપાલિટિએ તો શ્રીમાન સરકારના ધોરણ પ્રમાણે બધા શિક્ષકોના પગારમાં ઘટાડો કરી દીધો!

પગારની વાત આવે ત્યારે શિક્ષકોની સંખ્યા અને તેથી વધી જતું ખર્ચ એ દલીલ તરીકે એકદમ રજુ કરવામાં આવે છે. અમલદાર એક હોય અને તેના પગારમાં પચાસ રૂપીયાનો વધારો કરવો હોય તો માત્ર વાર્ષિક છસોનો જ વધારો થાય. પણ શિક્ષકો તો સો બસો હોય, દરેકને બબ્બે રૂપીયા વધારવાની માગણી થાય તો પણ દર માસે બસો ચારસો અને વર્ષના દોટ બે હજાર વધે એમ ગણતરી થઈ જાય! આવું હોવાથી, અમલદારનો પગાર વધારી શકાય છે, પણ શિક્ષકોના પગારમાં વધારો કરવાનું બની શકતું જ નથી!

શિક્ષકોને મનુષ્યજીવન ગાળતા કરવા હોય તો હાલની સ્થિતિમાં, ગામડામાં ઓછામાં ઓછાં વીસથી પચીસ અને શહેરમાં પચાસથી સાઠ શરૂઆતનો પગાર હોવો જ જોઈએ; અને ગામડાંમાં પચાસ અને શહેરમાં સો થાય ત્યાં સુધી દર બબ્બે કે ત્રણ ત્રણ વર્ષે અનુક્રમે માસિક બે અને ચારનો વધારો આપવાનું ધોરણ રહેવું જોઈએ. મુખ્ય શિક્ષકનો પગાર આસીસ્ટંટોથી ઓછામાં ઓછા સવાયાથી દોઢા સુધીનો રાખવાનું વાજબી ગણાશે. પેનશનની રાહત તો બધાને એકસરખી જ મળવી જોઈએ.

આ સૂચનાથી સમજાઈ જ જાય એવું છે કે ટ્રેનિંગ કોલેજમાં અભ્યાસ કરી તૈયાર થએલા શિક્ષકો જ આપણે શિક્ષક તરીકે સ્વીકારી શકીએ.

આપણી મ્યુનિસિપાલિટિઓ 'આપણી' છે, દેશી રાજ્યો તો તેથી પણ વધારે 'આપણાં' છે. કેળવણી અને શિક્ષણ પર દેશની સંસ્કૃતિ અને સમૃદ્ધિનો આધાર છે; પ્રાથમિક શાળાઓ કેળવણી અને શિક્ષણનો પાયો નાખનારી સંસ્થાઓ છે. આ સીધી અને સાદી વાત બધાની સમજમાં હોવા છતાં આવી બાબતો પર આપણે આટલા બધા ઉદાસીન કેમ રહીએ છીએ એ સમજી શકાતું નથી. એ ઉદાસીનતાને દૂર કરનારા પ્રસંગો અને પુરુષો ગુજરાતમાં સત્વર ઉપસ્થિત થાઓ એ પ્રાર્થના છે.

---

# ઉચ્ચ સ્ત્રી કેળવણી

અને

# અખીલ ભારતમહિલા વિદ્યાપીઠ

લેખક

શ્રી જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ એમ એ

પ્રીન્સીપલ, ગુજરાત મહિલા પાઠશાળા, અમદાવાદ

એ તો નિર્વિવાદ છે કે હવે દરેકને સ્ત્રીશિક્ષણની અગત્ય જણાવા લાગી છે સ્ત્રી-શિક્ષણ વગર દેશની સ્ત્રીશક્તિ કેળવાય જ નહિ અને તે શક્તિના અભાવે કોઇ પણ દેશ પ્રગતિની આશા રાખી શકે નહિ સાચી સ્ત્રીકેળવણીને સ્વરાજ્યની ચાવી કહેવી તે ખોટુ નથી

અન્ય દેશોની સરખામણીમા ભારતવર્ષ કેળવણીની બાબતમા ઘણુ જ પછાત છે દેશમા એટલી બધી નિરક્ષરતા વ્યાપેલી છે કે તેને માટે સરકાર એકલી કઇ પણ કરી શકે નહિ. આખા દેશમા ભાગ્યે જ અઢી ટકા જેટલી સ્ત્રીઓ કેળવાયલી ( અક્ષરજ્ઞાન જેમણે મેળવેલુ છે તે પણ કેળવાયલી એ અર્થમા ) હશે તેમા માધ્યમિક કેળવણીનુ પ્રમાણ ઘણુ જ ઓછુ છે ઉચ્ચ કેળવણી તો કોઇક ભાગ્યશાળી જ મેળવી શકે ડૉ કઝીન્સે અખિલ હિંદ મહિલા પરિષદના પ્રમુખ તરીકેના પોતાના ભાષણમા આ સ્ત્રીકેળવણીની જરૂર ઉપર ખૂબ ભાર મૂક્યો હતો તેમના જણાવવા મુજબ ૧૦ છોકરે એક જ છોકરી પ્રાથમિક કેળવણી પામે છે અને ૧૦૦ છોકરે એક માધ્યમિક કેળવણી લે છે કન્યાઓની કેળવણી કરતા છોકરાની કેળવણી પાછળ ૧૪ ગણા નાણા ખર્ચાય છે હમણા હમણા વાઇસરોયનુ પણ ધ્યાન સ્ત્રીકેળવણીના પ્રશ્ન તરફ ગયેલુ લાગે છે તેમણે આ દેશમા સ્ત્રીઓની કેળવણી કેમ વધારે પ્રચાર પામે તે માટે તમામ પ્રાતના કેળવણીના પ્રતિનિધિઓ સાથે વિચાર કરવાને એક કોન્ફરન્સ બોલાવવાના છે આ કોન્ફરન્સનુ શુ પરિણામ આવશે તે તો આપણે અત્યારે કહી શકીએ નહિ પણ આ ઉપરથી એટલુ તો સિદ્ધ છે કે આ દેશની સ્ત્રીકેળવણી ઘણી જ પાછળ છે સ્ત્રીકેળવણીના અભાવે આપણે સામાજિક, નૈતિક કે રાજકીય ઉન્નતિ પણ કરી શકતા નથી સરકાર પાસે જો નાણા ન હોય તો પ્રજાએ તે માટે કોઇ પણ રીતે પ્રબન્ધ કરવો જોઇએ.

જો પ્રાથમિક કેળવણીનુ પ્રમાણ આટલુ બધુ ઓછુ હોય તો પછી માધ્યમિક

કેળવણી અને ઉચ્ચ કેળવણીની તો વાત જ શી કરવી ? આ પ્રાથમિક કેળવણી આપવાનો બોજો સરકારે હવે મ્યુનિસિપાલિટિઓ અને લોકલ બોર્ડોને સોંપ્યો છે, એટલે તેને માટે પૈસાની ખાસ જોગવાઇ પ્રજાએ હવે કરવાની જરૂર નથી. જો કે હજુય કેટલાંક ગામડાંઓ એવા છે કે જ્યાં નિશાળો નહિ હોવાથી ત્યાંની પ્રજા કેળવણીના સંસ્કારથી રહિત છે. માધ્યમિક કેળવણી આપવાનું કાર્ય મ્યુનિસિપાલિટિનું નથી. તેથી આ કામ તો કાં તો સરકાર પોતાની શાળા કાઢીને કરે અગર શહેરના સંભાવિત ગૃહસ્થો નાણાની જોગવાઇ કરીને કોઇ મંડળ દ્વારા એવી સંસ્થા ખોલે. પણ સરકાર નાણાના કારણે એવી સ્વતંત્ર શાળાઓ ખોલવામાં પાછળ રહી છે લોક આ દિશામાં ઉપેક્ષાવાળા છે આથી કરીને છોકરીઓ માધ્યમિક કેળવણીથી વંચિત રહે તે સ્વાભાવિક છે જો છોકરીઓ માધ્યમિક કેળવણી ન લે તો ઉચ્ચ કેળવણી શી રીતે લેઇ શકે ? સ્વતંત્ર શાળાના અભાવે છોકરીઓને છોકરાઓની નિશાળમાં ભણવા જવું પડે પણ સામાજીક રુઢિઓના કારણે પ્રજાનો સહશિક્ષણ સામે વિરોધ હોય તો અપવાદો સિવાય થોડીક જ છોકરીઓ છોકરાઓની નિશાળમાં જાય જો કે અમદાવાદ જેવા શહેરમાં જ્યાં એક સરકારની બીજી મ્યુનિસિપાલિટિની એમ બે મુખ્ય માધ્યમિક શિક્ષણની સંસ્થાઓ હોય તો ત્યાં કદાચ લોકોને સ્ત્રીકેળવણીની મુશ્કેલી ન જણાય એ સ્વાભાવિક છે. પણ આ પ્રશ્નને આપણે વિશાળ દૃષ્ટિએ વિચારવો જોઇએ અમદાવાદમાં એ મુશ્કેલી અત્યારે ન હોય તો બીજાં શહેરામાં તો છે જ.

સ્ત્રીકેળવણી આવી વિષમ સ્થિતિમાં કેટલાં યે વર્ષોથી આ દેશમાં આવી પડી છે, તેથી તે સ્થિતિમાં પણ કોઇ પણ રીતે આ પ્રશ્નનો ઉકેલ સંભવિત હોય તો તે માટે ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠની સ્થાપના કરવામાં આવી છે

આ વિદ્યાપીઠની સ્થાપના મૂળ જાપાનની સ્ત્રીઓની વિદ્યાપીઠના આદર્શને અનુસરીને કરવામાં આવી છે આનો મુખ્ય આદર્શ સ્ત્રીને ગૃહિણી, અને સમાજસેવિકા તરીકેનું સાચું શિક્ષણ આપવું એ છે આ વિદ્યાપીઠનો મૂળ વિચાર પ્રો ધાંડુ કેશવ કર્વેને ઉત્પન્ન થયેલો અને તેમના પ્રયત્નોથી તે સિદ્ધ થયો માટે તે વિદ્યાપીઠ 'કર્વે વિદ્યાપીઠ'ના નામથી પણ લોકોમાં જાણીતી થઇ છે. વળી સ્વ સર વિઠ્ઠલદાસ ઠાકરશીએ તેના નિભાવ માટે રૂપીઆ ૫૯૨ લાખની મોટી રકમ આપી અને તે સંસ્થાની સાથે પોતાની માતુશ્રી નાથીબાઇનું નામ જોડેલું હોવાથી, તેનું બીજું નામ 'શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરશી ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ' એ રીતે છે. અત્યાર સુધી તે વિદ્યાપીઠનું કેન્દ્ર પૂનામાં હતું. હવે તો તે કેન્દ્ર મુંબાઇમાં લેઇ ગયા છે તેનું પોતાનું મકાન પણ મુંબાઇમાં બાંધવામાં આવ્યું છે આ વિદ્યાપીઠની સ્થાપના થયે લગભગ વીસ વર્ષો થયાં તેની પોતાની બે પાઠશાળાઓ (કાલેજો) એક મુંબાઇમાં અને એક પૂનામાં છે. આ ઉપરાંત, અમદાવાદ, અને વડોદરામાં પણ માન્ય

કરેલી પાઠશાળાઓ છે વળી કરાચી, નાગપુર વગેરે સ્થળો પણ સત્વર કૉલેજના વર્ગો ખોલવામાં આવ્યા છે. આ ઉપરાંત મુંબઈ, પુના, અમદાવાદ, સુરત, કરાચી, ગ્વાલિયર, હિંગણે, સતારા, માલવણ વગેરે સ્થળોએ લગભગ ૩૦ સંખ્યા જેટલા વિદ્યાલયો (હાઈસ્કૂલો) પણ આ વિદ્યાપીઠના નિયત કરેલા અભ્યાસક્રમ પ્રમાણે શિક્ષણ આપે છે આ વિદ્યાપીઠ અમુક પ્રાંતમાં જ કેળવણી આપવા માગતી નથી પણ આખા હિંદુસ્તાનમાં જ્યાં ત્યાં તેને અનુકૂળતા મળે ત્યાં બધે સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવા માગે છે માટેજ 'અખિલ ભારતીય મહિલા વિદ્યાપીઠ'ની સંજ્ઞા તેણે ધારણ કરી છે અત્યારે તો તેનું કાર્ય બહુધા મુંબઈઇલાકામાં છે તથા થોડુંક મધ્ય હિંદુસ્તાન અને દક્ષિણ હૈદ્રાબાદમાં છે, પણ ભવિષ્યમાં એમ આશા રાખી શકાય કે તે સારા હિંદુસ્તાનમાં નામ કરી જશે

આ વિદ્યાપીઠ અત્યારે Arts (આર્ટ્સ)ની લાઇનમાં જ શિક્ષણ આપે છે વૈદ્યકીય શિક્ષણ માટે થોડા સમય ઉપર સીન્ડીકેટમાં ચર્ચા થઈ હતી, પણ હાલમાં તે સવાલ પડતો મૂકવામાં આવ્યો છે. બીજી વિદ્યાપીઠોની જેવી મેટ્રીકની પરીક્ષા છે તેવી રીતની જ અહીં પ્રવેશ પરીક્ષા લેવામાં આવે છે માધ્યમિક શિક્ષણની આ છેલ્લી પરીક્ષા છે તે પરીક્ષામાં ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થિની કૉલેજમાં ઉચ્ચ શિક્ષણ લેવાને યોગ્ય ગણવામાં આવે છે કૉલેજની કેળવણીની મર્યાદા ત્રણ વર્ષની રાખવામાં આવી છે દરેક વર્ષને અન્તે વિદ્યાપીઠ તરફથી પરીક્ષા લેવામાં આવે છે અને ઉત્તીર્ણ થનારને પ્રમાણપત્ર આપવામાં આવે છે ત્રણ વર્ષને અન્તે પાસ થનારને જી એ (ગૃહીતાગમા) ની ઉપાધિ આપવામાં આવે છે ત્યાર પછી બે વર્ષ અભ્યાસ કરી પરીક્ષા પાસ કરનારને પી એ (પ્રદેયાગમા) ની ઉપાધિ આપવામાં આવે છે

આ વિદ્યાપીઠની વિશિષ્ટતાઓ નીચે પ્રમાણે છે

૧ આ સંસ્થા કેવળ સ્ત્રી વિદ્યાર્થિનીઓ માટે હોવાથી જે માબાપો સહશિક્ષણની વિરુદ્ધ છે તેમને પોતાની છોકરીઓને આ સંસ્થામાં કેળવણી લેવાને મોકલવામાં વાંધો આવતો નથી તેમજ સહશિક્ષણવાળી સંસ્થામાં છોકરીઓને ભણવા મોકલવામાં માબાપોને નૈતિક વાંધા હોય તો તે પણ અહીંઆ નથી અહીં તો સ્ત્રી વિદ્યાર્થિનીઓનું જ વાતાવરણ તેમને મળે છે

૨ અંગ્રેજી સિવાયના તમામ વિષયો માતૃભાષામાં આપવામાં આવે છે કોઈ પણ દેશની પ્રજાનું શિક્ષણ તે દેશની ભાષામાં જ અપાવું જોઈએ હિંદુસ્તાન દેશમાં જ આ નિયમ પળાતો નથી અહિંની વિદ્યાપીઠો શિક્ષણને અંગ્રેજીમાં દ્વારા આપે છે શિક્ષણ માતૃભાષામાં જ આપવું જોઈએ તે માટેની પહેલ આ વિદ્યાપીઠે કરી છે જો કે હવે તો મુંબઈ [illegible] તથા [illegible] તેમજ [illegible] યુનીવર્સીટીઓએ માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાના સિદ્ધાન્તને સ્વીકાર્યો છે છતાં ઉચ્ચ કેળવણી આપનારી કૉલેજોમાં અંગ્રેજીમાં જ બધું શિક્ષણ અપાય છે

કોઈ પણ જ્ઞાન વિદ્યાર્થિનીની માતૃભાષામા જો આપવામા આવે તો વિદ્યાર્થિનીઓ વિના-તકલીફે તે ગ્રહણ કરી શકે છે આથી વિદ્યાર્થીઓને ગોખણપટ્ટી કરવી પડતી નથી

૩ સ્વભાષાના સાહિત્યના અભ્યાસને ઉચ્ચ કેળવણીના દરેક વર્ષના અભ્યાસક્રમમા ફરજિયાત ગણેલ છે આથી આ વિદ્યાપીઠમાથી ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થીઓએ સ્વભાષાના સાહિત્યના સસ્કાર સારી પેઠે ઝીલેલા હોવાથી પોતાના જીવન વધારે સુન્દર, કર્તવ્યનિષ્ઠ, ભાવનાત્મક અને રસિક બનાવી શકે છે આ દેશની બીજી વિદ્યાપીઠો આ બાબતમા મન્દ છે

૪ વિદ્યાર્થિનીઓ ખાનગી રીતે પણ અભ્યાસ કરીને જુદી જુદી પરીક્ષામા બેસી શકે છે કોઈ વિદ્યાર્થી કોઈ કારણથી શાળામા કે કોલેજમા જઈ ન શકે તો તે વિદ્યાપીઠે નિયત કરેલો અભ્યાસક્રમ ઘેર ખાનગી રીતે પરીક્ષામા બેસી શકે છે આ રીતે અત્યાર સુધી ઘણા વિદ્યાર્થી જુદી જુદી પરીક્ષામા બેઠેલા છે જો કે મુબઈ યુનિવર્સિટિની મૅટ્રિકની પરીક્ષામા ખાનગી રીતે અભ્યાસ કરીને બેસી શકાય છે પણ કોલેજ ગયે તો હાજરી આપવી જ જોઈએ હવે તો એમ એ ની પરીક્ષા માટે પણ અમુક નિયમેની હાજરી ફરજિયાત રાખવામા આવી છે આ પ્રકારની ખાનગી રીતે અભ્યાસ કરીને પરીક્ષામા બેસવાની અનુકૂળતા આ વિદ્યાપીઠે જ કરી છે

૫ આ વિદ્યાપીઠની શાળા તથા પાઠશાળાઓમા ફી ઘણી જ ઓછી હોવાથી કોઈ પણ માબાપ જો પોતાની છોકરીને આગળનુ શિક્ષણ આપવા માગતા હોય તો કોઈ પણ મુશ્કેલી સિવાય આપી શકે છે અત્યારના આર્થિક મુશ્કેલીઓના જમાનામા મુબઈ યુનિવર્સિટિની કોલેજોની ફીનો બોજો ઓછો નથી સમજાય છે સાધારણ રીતે મધ્યમ સ્થિતિના મર્યાદિત આવકવાળા કુટુમ્બો પોતાના છોકરાને ઉચ્ચ કેળવણી આપવાને અશક્ત હોય છે જો કે આવી સ્થિતિમા પણ કેટલા માબાપો દેવું કરીને કે કરકસર કરીને અગર મદદથી મ માગી લાવીને છોકરાઓને ભણાવે છે પણ છોકરીઓને તો તે ભણાવવાને ખુશી હોતા નથી તેનુ કારણ આર્થિક મુશ્કેલી છે આર્થિક મુશ્કેલીથી પણ સ્ત્રી કેળવણીનુ કાર્ય કેટલુક નિષ્ફળ બને છે, એ મુશ્કેલી અહિંયા નથી આથી જ મોટાભાગે મધ્યમ વર્ગના લોકો અત્યાર સુધી પોતાની પુત્રીઓને આ વિદ્યાપીઠની કેળવણી આપી શક્યા છે

૬ પરીક્ષાઓ પણ વિદ્યાર્થીઓના વતનમા જ લેવાની ગોઠવણ આ વિદ્યાપીઠ કરે છે, આથી જેમ બીજી વિદ્યાપીઠોમા ભણનાર છોકરાઓને અમુક નક્કી કરેલા સ્થળોએ ખાસ મુશ્કેલીઓ વેઠીને જવુ પડે છે તેવુ અહિંયા નથી જ્યા કે પૂના, મુબઈ, વડોદરા, અમદાવાદ જેવા સ્થળો કે જ્યા આ સસ્થાની શાળાઓ તથા પાઠશાળાઓ છે ત્યા તો પરીક્ષા લેવામા આવે , પણ કલકત્તા, કે લાહોર જેવા દૂરના સ્થળમા રહેનાર પણ જો

કોઇ વિદ્યાર્થીઓ વિદ્યાપીઠની કોઇ પરીક્ષામા બેસનાર હોય તો તેને માટે પણ, ત્યાં 'સેન્ટર' ખોલવામા આવે છે એ વર્ષ પહેલા એક ... તેને માટે આફ્રીકામા 'નૈરાબી'નુ સેન્ટર ખોલવામા આવ્યુ હતુ

૭ ઉચ્ચ કેળવણી માટે નીચે પ્રમાણે વિષયો શીખવવામા આવે છે પ્રથમ વર્ષ અને દ્વિતીયવર્ષ અંગ્રેજી, માતૃભાષા, ગૃહવિજ્ઞાન, ઇતિહાસ, આટલા ફરજીઆત વિષયો છે અને આ ઉપરાંત એક વિષય ઐચ્છિક લેવો જોઇએ ડીગ્રી પરીક્ષા માટે અંગ્રેજી, માતૃભાષા, માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, અને કોઇ એક ઐચ્છિક વિષય ઐચ્છિક વિષયની પસંદગી, સંસ્કૃત, માતૃભાષા, અંગ્રેજી, ભૌતિકશાસ્ત્ર, રસાયણ વિદ્યા, ઇતિહાસ અને અર્થશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને તત્ત્વવિદ્યા, ચિત્રકળા અને સંગીત એમાંથી કરવાની હોય છે આ વિદ્યાપીઠની તમામ વિદ્યાર્થીનીઓને ગૃહવિજ્ઞાન, માનસશાસ્ત્ર, અને સમાજશાસ્ત્ર જેવા ઉપયોગી વિષયો ફરજીઆત શીખવા પડે છે અન્ય વિદ્યાપીઠમા આ વિષયો બધાને શીખવાના હોતા નથી હિન્દુ વિદ્યાપીઠની બીએની પરીક્ષામા આ વિષયને દાખલ કર્યો છે, બાકી બીજે એ શીખવવામા આવતો નથી

૮ એક પરીક્ષામા પાસ થયેલ વિદ્યાર્થીનીને જ આગળના વર્ગમા બેસવા દેવામા આવે છે પણ જો કોઇ વિદ્યાર્થી ફક્ત એક જ વિષયમા નપાસ થાય અને બીજા બધા વિષયોમા પાસ થાય તો તેથી તેનુ વર્ષ નકામુ જતુ નથી તે ઉપલા વર્ગમા અભ્યાસ કરી શકે છે અને બીજે વર્ષે જે વિષયમા તે નપાસ થયેલ હોય તેની પરીક્ષા,* તેમજ ઉપલા વર્ગની પરીક્ષા બન્નેમા બેસી શકે છે આ વ્યવસ્થા અન્ય વિદ્યાપીઠોમા નથી

૯ આ વિદ્યાપીઠની તમામ પાઠશાળાઓમા Tutorial system [વ્યક્તિગત શિક્ષણપદ્ધતિ] ચાલુ હોય છે આથી અધ્યાપક વ્યક્તિગત દરેક વિદ્યાર્થી તરફ ધ્યાન આપી શકે છે પોતાને શીખવવાના વિષયો વિદ્યાર્થી કઇ રીતે સરળતાથી સમજે તે માટે તેનો પ્રયત્ન હોય છે, અને તે વિષયને વધારે સ્પષ્ટ બનાવવાને આનુષંગિક પણ વિચારો તે આપી શકે છે આથી વિદ્યાર્થીઓ અને અધ્યાપકોની વચ્ચે અંતર રહેતુ નથી

૧૦ આ વિદ્યાપીઠની વિદ્યાર્થીનીઓ ગૃહ ત્યાગમાની ઉપાધિ પ્રાપ્ત કર્યા પછીથી જનસેવાનુ કાર્ય પણ સારૂ કરી શકે છે, તેમજ જો તેમને ઉચ્ચ કેળવણી લેવા અન્ય દેશમા જવુ હોય તો ત્યા પણ જઇ શકે છે હમણા હમણા આ વિદ્યાપીઠની બ્હેનો પરદેશ અભ્યાસ માટે પણ જવા લાગી છે પૂનાની વિદ્યાપીઠની પાઠશાળાના મુખ્ય અધ્યાપક મીસીસ કમળાબાઇ દેશપાંડે, તેઓએ આ વિદ્યાપીઠની જી એ ની પદવી મેળવીને પછી પ્રેગ યુનીવર્સીટીની પી એચ ડીની પદવી મેળવી છે મીસીસ ગોદાબાઇ અજરેકર અમેરિકા જઇને બી એ ની ડીગ્રી લેઇ આવ્યા છે. વળી વડોદરાની શ્રી કુસુમ ઠાકોરે પણ અમેરિકન યુનિવર્સિટીની ગ્રે

અન્તમાં શ્રીયુત પ્રાણુલાલભાઇના સ્મારકમાં આ ગ્રન્થ પ્રસિદ્ધ થતો હોવાથી તેમના વિષે અલ્પ ઉલ્લેખ અહિંઆં કરૂં તો તે અસ્થાને નથી. અમદાવાદની કેળવણીનો ઇતિહાસ એટલે પ્રાણુલાલભાઇનું જીવન. કોઇ પણ સંસ્થાનો ઉત્કર્ષ તેની સાથે સંબંધ ધરાવનારી વ્યક્તિઓ અગર મુખ્ય કાર્યકર્તાના ઉપર આધાર રાખે છે. અમદાવાદ મ્યુનિસિપાલિટિએ કેળવણીની દિશામાં ઘણું જ સારૂં કામ કર્યું છે તેમ કહી શકાય. છતાં શ્રી. પ્રાણુલાલભાઇનો ફાળો નાનોસૂનો નથી. અમદાવાદની પ્રાથમિક કેળવણી એટલે પ્રાણુલાલભાઇનો આત્મા. તે કેળવણીનો પ્રચાર કરાવવામાં તેમણે આટલાં વર્ષોની સેવા એક કર્તવ્યનિષ્ઠાથી આપી છે અને તેને અંગેની અનેક ગુંચોને તેમણે પોતાની બુદ્ધિશક્તિથી ઉકેલી છે. આજે અમદાવાદની પ્રજા એ કેળવણીનાં મીઠાં ફળ ચાખે છે. એ કેળવણીવૃક્ષનું જતન કરનાર પ્રાણુલાલભાઇ છે. છોકરાઓની કેળવણી જ નહિ પણ છોકરીઓની કેળવણીની કંઇક પ્રગતિ તેમના અધિકાર દરમ્યાન થવા માંડી. આ માટે આ પ્રસંગે હું તેમને અભિનંદન આપું છું.

# આપણાં બાલમંદિરો

લેખક
શ્રી ગિજુભાઈ

હું જ્યારે ગુજરાતની બહાર ફરું છું ત્યારે 'આપણાં બાલમંદિરો' વિષે મને ઘણાંઓ તરફથી પૂછવામાં આવે છે. ગુજરાતમાં એટલાં બધાં બાળમંદિરો છે એ જાણી પૂછનાર આશ્ચર્યચકિત થાય છે અને પોતાના પ્રાંતમાં બાળશિક્ષણમાં બહુ અલ્પ અથવા તો નહિ જ એવી પ્રગતિ થઇ છે તેમ કબુલ કરી પોતાને માટે દીલગીર થાય છે અને ગુજરાત પ્રત્યે માન અને આદરથી જુએ છે. પૂછનારનો આ આદર અને પ્રેમ એક બાજુથી મને ગુજરાત માટે મગરૂર બનાવે છે તો બીજી બાજુથી જરા ખિન્ન પણ બનાવે છે, અને ખિન્નતાની બાજુ એટલી બધી જાય છે કે મગરૂરી તેમાં ડૂબાઈ જાય છે. અલબત્ત જો કે છેલ્લાં પંદર વર્ષમાં ગુજરાતે બાલમંદિરોમાં ઝડપથી પ્રગતિ કરી છે એમાં શક જ નથી, છતાં તે માટે માત્ર મગરૂર થઇ મઝા કરવા જેવું નથી.

વાત એમ છે કે ગુજરાતમાં હજી બાલમંદિરો છે જ કયાં? મુંબઇને બાદ કરીએ તો ગુજરાતમાં ૩૦–૩૫ બાલમંદિરો છે, આ કંઇ મોટી સંખ્યા કહેવાય?

વઢવાણ, પોરબંદર, જામનગર જેવા રાજ્યોએ એક એક બાલમંદિર કાઢયું તેમાં બધાં રાજ્યો શું આવી જઇ શકે છે?

અમદાવાદ મ્યુનીસિપાલિટિ તરફથી એક બાળમંદિર ઉઘડયું એમાં શું ગુજરાતની બધી મ્યુનીસિપાલિટિઓ પોતાને માટે મગરૂરી લઇ શકશે?

અને એક બાલમંદિર સુરત ચલાવે, એક નડિઆદ ચલાવે, એક માંગરોળ ચલાવે એમ કોઇ કોઇ સ્થળે–પાંચ પંદર સ્થળે–બાલમંદિરો ચાલે એમાં શું ગુજરાતનાં બધાં શહેરો અને ગામો એમ કહી શકશે કે અમારે ત્યાં બાલમંદિરો છે, બાલમંદિરો છે! મને પોતાને તો હજી પારણામાં પહેલી પૂણી લાગે છે અને છતાં બીજા પ્રાંતોના હિસાબે ગુજરાત માન લઇ જાય તો તેને ઘટે છે.

પણ ગુજરાત માન લેવા નીકળે ત્યારે એ માન કોને ઘટશે?

જેઓ હજી પણ બાલમંદિરો જોઇએ કે ન જોઇએ એની તાત્વિક ચર્ચામાં પડયા છે તેમને?

જેઓ બાલમંદિરોમાં કંઇ ભણાવાતું નથી પણ છોકરાંને માત્ર રમાડવામાં અને રઝળાવવામાં આવે છે એમ માને છે એમને?

જેઓ બાલમંદિરો ખર્ચાળ છે અને તેથી કેમ કરીને ચાલી શકે એવો પૂર્વ પક્ષ કરી ઉત્તર પક્ષને સાંભળવા જેટલી નવરાશ ધરાવતા નથી એમને ?

જેઓ બાલમંદિરોની પ્રકૃતિ વિષે ઉદાસીનતા બતાવી બાલમંદિરોનો અનાદર કરે છે એમને ?

ગુજરાતને બીજા પ્રાંતો તરફથી મળતું માન કોના ચરણોમાં ધરવું એ એક મુંઝવે તેવો પ્રશ્ન છે.

જ્યારે ઇતર પ્રાંતવાળા ગુજરાતની આ કૃતિને અનુભવવા ગુજરાતમાં આવી, બાલમંદિર પ્રવૃત્તિને જાણી પોતાના પ્રાંતમાં લઇ જઇ પ્રેમપૂર્વક સ્થાપી રહ્યા છે, ત્યારે ગુજરાતને આંગણે બાલમંદિર વિષેના ખ્યાલો ચિત્ર વિચિત્ર છે એ એક દુઃખદ આશ્ચર્ય છે.

ગુજરાતમાં બાલમંદિરોને સ્થાન તો મળ્યું છે. બાલમંદિરો હેમમંદિરો જેમ પોતાના પાયા નાખી ચૂક્યાં છે અને જેઓની આંખ ઉઘડી છે તેઓ બાલમંદિરમાં જનનાની મુક્તિનાં દર્શન કરી રહ્યાં છે; પણ શોચનીય વાત એ છે કે હજી આપણે જ આપણાં બાલમંદિરો વિષે બહુ ઓછું જાણીએ છીએ.

વર્ષો પહેલાં જ્યારે બાલમંદિરની શરુઆત થઇ ત્યારે લોક કહેતા: નાનાં બાળકોને વળી ક્યાં કનડવા માંડયાં. બિચારાં માબાપના પ્રેમમાં મગ્ન છે, ઘરમાં આનંદ કરે છે તેને વળી આટલી ઉમરથી નિશાળમાં ?

પણ જોનારાઓએ જોઇ લીધું છે કે દરેક બાલમંદિર ભણાવે કે રમાડે પણ તે બાળકોને પ્રિય છે. બાળકો ત્યાંથી જવા પણ માગતાં નથી. માબાપોના ઘરમાં નહિ મળતી પ્રગતિ અને પ્રેમ તેમને ત્યાં મળે છે અને તે લેવા તે બાળમંદિરના સમયની રાહ જોતાં જ બેસે છે અને બાલમંદિરમાં પડતી રજાઓને પણ તેઓ નાપસંદ કરે છે. બાળકો પોતે જ આ બાબતની વગર પૂછ્યે અને વગર વાણીએ ખાત્રી આપી રહ્યાં છે.

વળી લોકો એમ માનતાં હતાં કે બાલમંદિર માત્ર રમાડવા માટેની શાળાઓ છે. બાળકોને હુલાવવા ફુલાવવાની જગા એટલે બાળમંદિર પણ આ ખ્યાલ હવે ઓછો થયો છે. બાળમંદિરમાં બાળકો શરીર, મન અને દૈવી શક્તિઓનો વિકાસ કરે છે. તેઓ સ્વાશ્રયી થાય છે. સામાજિક બને છે. ઇન્દ્રિયોનો વિકાસ પ્રાપ્ત કરે છે. વાંચતાં લખતાં અને ગણતાં શીખે છે. એકન્દરે ત્યાં તેઓ શક્તિઓ અને મનુષ્યો બને છે જેઓ બાળમંદિરમાં જતાં બાળકોનાં સાચી દૃષ્ટિવાળાં માબાપો છે તેઓ આ વાત સંપૂર્ણ સ્વીકારે છે.

છતાં હજી બાલમંદિરો સામે જાતજાતના વિચારો આવે છે. કોઇ કહે છે, "બાલમંદિર એટલે નાસ્તાની જગા." કોઇ કહે છે "બાલમંદિર બાળકોને બાંગરા એટલે કે

સ્વચ્છંદી બનાવે છે,". કોઇ કહે છે "બાલમંદિર બાળકોને ઘોડાગાડીઓ અને મોટરોમાં બેસાડી પરાધીન અને અપંગ બનાવે છે." વળી કોઇ કહે છે, "બાલમંદિર માબાપોના પ્રેમઝરણામાંથી બાળકોને ખેંચી લે છે."

આ બધી વાતો કપોલકલ્પિત છે. ભેળામણા એક પક્ષી લોકોની છે. આ વાતનું ખોટાપણું બાલમંદિરમાં થોડો વખત ઉભા રહી નક્કી કરી લેવા જેવું છે. બાલમંદિરમાં નાસ્તો અપાય છે પણ એ તો સામાજિક તાલીમનું એક આવશ્યક અંગ છે. બાલમંદિર બાળકને સમાજમાં કેમ રહેવું તે શીખવે છે. એટલા માટે બાલમંદિરમાં બાળકોને હાથ મોં પગ ધોતાં, કપડાં પહેરતાં, બુતાન બીડતાં, ચાલતાં, ઉઠતાં, બેસતાં, વાતો કરતાં, જમતાં વગેરે વગેરે કાર્યો કરતાં શીખવે છે. બાલમંદિર માત્ર હકીકતો આપવા નથી માગતું. તે બાળકને પ્રથમ જ્ઞાન લેવાને માટે અને જ્ઞાનનો સદુપયોગ કરવા માટે તેને લાયક સામાજિક પાત્ર બનાવે છે.

બાલમંદિર બાળકોને સ્વચ્છંદી નથી બનાવતું પણ સંયમી બનાવે છે. ઉપલકીઆ લોકો બાળમંદિરના સ્વાતંત્ર્ય વિષે એવો ખ્યાલ બાંધે છે કે ત્યાં તો બાળકો જેમ કરે તેમ કરવા દે અને બાળકો પછી ભાગે, ફોડે, લડે, અને ગાળો દે તો પણ તેમની વચ્ચે અવાય નહિ. આ વાત ખોટી છે. ઉલટું શેરીમાંથી કે ઘરમાંથી પડેલી બધી બુરી ટેવો ટાળવા માટે બાલમંદિર ખૂબ મહેનત કરે છે અને બાળકોને બતાવે છે કે સ્વતંત્રતા એનું નામ છે કે જે જે પોતાનામાં હોય તો પોતે કોઇને અડચણ કરે નહિ અને પોતે જેમ સ્વાધીનપણે જીવવા માગે છે તેમ બીજાને પણ જીવવા દે. **બાલમંદિરમાં સ્વાતંત્ર્યનો અર્થ સંયમ છે.**

બાળકોને ઘોડાગાડીઓમાં બેસાડી શહેરની કે ગામની બહાર-સ્વચ્છ હવામાં લઇ જતાં તેમાં તેઓ શું પોતાની સ્વાધીનતા ખોઇ બેસી શકે છે? ઘોડાગાડી અહીં માત્ર સાધન છે. સાધ્ય નથી. બાળમંદિરનો મુખ્ય સિદ્ધાંત સ્વાધીનતા છે. બાળક પોતે પોતાની મેળે જે સાધન ઉંચકી શકે તે સાધન શિક્ષક તેને હોંસે હોંસે મદદ કરવા કે તેનો શ્રમ બચાવવા કે તેને રાજી કરવા કદી પણ નહિ આપે. માટે જ્યાં મદદ અનિવાર્ય હોય ત્યાં જ તેની જરૂર પડે છે. જ્ઞાન પ્રાપ્ત કરાવવાની આજ રીતિ બાલમંદિરમાં હંમેશ હોય છે. આજના યુગમાં ત્વરિત સાધનો વાપરતાં એ સૌને માટે માન્ય છે તો બિચારાં બાળકોએ શો વાંક કર્યો કે તેઓ મોટરો કે ઘોડાગાડીમાં ભણવા જાય તેમાં બાલમંદિરો આપણી નજરે ચડે?

વળી બાલમંદિર બાળકોને માબાપોના પ્રેમમાંથી લઇ લે છે એ વાત નમ્રતાથી કહી શકાય કે કલ્પિત છે. આજના કાળે બાળકોની દશા—આપણાં ઘરોમાં—દયા ઉપજાવે તેવી છે. એ સમજવા માટે પ્રામાણિકપણે આપણે આપણાં ઘરોમાં દૃષ્ટિપાત કરવો; એમ કર્યા પછી બાલમંદિરોમાં દૃષ્ટિપાત કરવો. અલબત્ત માબાપ અને ઘરનો પ્રેમ એનો દાવો શિક્ષકની

શકે નહિ છતાં આજનાં માબાપોનો પોતાના બાળકો પ્રત્યેના પ્રેમનો દાવો ખોટો છે એમ તો જોઈ શકાય છે. માબાપો આજે બાળકોને ભણવા, વાતો કરવા, સાચવવા, તેની ઉન્નતિના સાધન રૂપ થવા નવરા જ નથી; તેમનો દોષ કાઢી શકાય નહિ પણ નાહકનું અભિમાન ધારણ કરી ઉક્ત હકીકતને સ્વીકારી શકાય પણ નહિ

બાલમંદિરો આ યુગની નીપજ છે, જેમ એરોપ્લેન, રેડીઓ, વિશાળ મુદ્રણકામ, વગેરે યુગપ્રગતિ અને પ્રગતિના સાધનો છે, તેમજ બાલમંદિરો છે **બાલમંદિરો ઉચ્ચ કેળવણી જ નથી પણ જીવનની ઇમારતનો પાયો છે.** વિજ્ઞાને તો સિદ્ધ કર્યું છે કે જન્મથી સાત વર્ષમાં બાળકો પર જે સારા માઠા સંસ્કારો પડે છે તે પડે છે સાચું ભણતર આ બાલ્યાવસ્થામાં થઈ જાય છે જ્યારે આપણે તો ઉલટું એમ માનીએ છીએ કે સાત વરસ પછી ભણતર શરૂ થાય. બાલમંદિર એટલે સંસ્કારનું, શક્તિના બીજ રોપવાનું સ્થાન લોકો એ વિષે ઉપલક વાતો કરે અને મનો બાંધે તેના કરતાં બાલમંદિરના વિજ્ઞાનને તપાસે, વાંચે, વિચારે અને પ્રત્યક્ષ દર્શન કરે તો સારું

ગુજરાતમાં બાલમંદિરો છે પણ હજી તે જોઈએ તેવા વધતા નથી આટલાં થોડાં જ છે ત્યાં તો ઘણા દુર્બળ પ્રાણવાળા મનુષ્યો કહે છે ‘ અહાહા ! આટલાં બધાં બાલમંદિરો ! બાલમંદિરોનો રાફડો ફાટ્યો ! ’ ૩૦–૪૦ બાલમંદિરો એને શું રાફડો ફાટ્યો કહેવાય ? એટલાં બાલમંદિરોમાં ગુજરાતનાં કેટલાં થોડાં બાળકો પોતાની શક્તિ ખીલવતાં હશે ? પણ કુકડીનું મો દેખલે, એમ ગુજરાતમાં બાલમંદિરો કે બીજી પ્રવૃત્તિઓ વિષે તુરતમાં અનમ્ર વૃત્તિ આવી જાય તો ગુજરાત આગળ વધતું ઉભું રહ્યું છે એમ અચિંતપણે કહી શકીએ

ગામેગામ બાળકો છે તો તેના વિકાસના સ્થળો કેમ ન જોઈએ ? ગામેગામ લોકો જળાશય માગે છે, રસ્તા માગે છે, તાર ટપાલ માગે છે, હોટેલો તો વગર માગી આવી છે, એવું એવું સારું નરસું ગામેગામ છે અને સૌ માગે છે, પણ હજી લોકોને એમ થતું નથી કે દેવમંદિરની બાજુમાં બાલમંદિર પણ જોઈએ લોકોના મનમાં એમ નથી થતું કે માનવજાતનું આ અમૂલ્ય ધન બાલ્યાવસ્થામાં કેવળ વેડફાઈ જાય છે આગળની શાળાઓ તો માંદા પડેલાઓ માટેના દવાખાના કે સેનેટોરીયમ જેવી છે બાલમંદિરો જ આરોગ્યસ્થાનો છે પણ આ ખ્યાલ હજી આપણામાં નથી

હજી બાલમંદિરો થોડાં છે તે ચલાવવા માટે તૈયાર શિક્ષકો પણ થોડા છે છતાં લોકો બૂમો પાડે છે કે બાલશિક્ષકો જ્યાં ત્યાં ખાલી ભમતા છે કામ નોકરી શોધતા જે શિક્ષકો નીકળ્યા હશે તેઓ જ આ કથનને ઉત્તેજન આપતા હશે ખરા, છતાં આ કથનમાં સત્ય નથી, એટલા બધા નવા શિક્ષકો છે જ ક્યાં કે ખાલી નીકળે ? ગુજરાતના મોટાં મોટાં શહેરો જ માત્ર પૂરતાં બાલમંદિરો સ્થાપે તો નવા શિક્ષકો તૈયાર કરવાની પ્રવૃત્તિ અત્યારે જ ઉભી ઉભી આદરવી પડે તેમ છે પણ ગુજરાતને એટલું ભાન આવે ત્યારે આપણાં બાળકોનાં ભાગ્ય ઉઘડી જાય ના ?

લોકો એમ પણ માને છે કે બાલમંદિરના શિક્ષકોને તો લહેર છે. તેઓ વધારે પગાર માગે છે.

બાલમંદિરોના શિક્ષકો વધારે પગાર લઇ જતા નથી. જ્યાં સુધી તેઓ બાલમંદિર અને બાળકો પાછળ જ વખત ગાળતા હોય ત્યાં સુધી તો તેમને જ્યાં ત્યાંથી પૈસા મેળવવા માટે ભટકવામાંથી આપણે મુક્ત રાખવા જોઇએ અને તેવી વ્યક્તિ તો સારા એટલે કે વાજબી પગાર વડે જ લાવી શકાય; બાકી શિક્ષકોને ઘેર મોટા બંગલા થયા કે મોટરો કે હાથી બંધાયા એવું જાણ્યું નથી ને શક્ય પણ નથી.

ખરી રીતે તો બાલમંદિરોના શિક્ષકોને જ જાણે કે પડી હોય તેમ તેમને ઘણે ઠેકાણે કામ કરવું પડે છે અને તેમને કોઇ પણ બેલી હોય એવુ દેખાતું નથી. પગારનું સવળું પડે તો તેમને સાધનોનો ખર્ચ મળતો નથી. લોકો માને છે કે સાધનો નકામાં છે. મોચીની દુકાન કાઢવા માટે પણ સાધનોની જરૂર છે, એમ સમજનારા લોકો બાલમંદિરનાં સાધનો વિષે વાંધા ઉઠાવે છેઃ માબાપો બાળકોની ચિંતા અને ઉપાધિમાંથી બાલમંદિરના કારણે મુક્ત થયા પછી તુરત જ બાલહિતની વહારે ચડે છે અને પરિણામની રાહ જોવા માંડે છે. બાળકો નિશાળે જાય કે તુરત જ તેમનામાં ચમત્કારિક ફેરફારો થવા જોઇએ! એમ તો ત્યારે જ બને કે જ્યારે શિક્ષક વૈજ્ઞાનિક નહિ પણ જાદુગર હોય. પણ બાલમંદિરનો શિક્ષક વૈજ્ઞાનિક છે. માબાપોએ ખોટી આશા ન રાખવી જોઇએ. ખેડૂતને ખેતી સંબંધી જે જ્ઞાન છે તે જ્ઞાન માબાપોને બાળકો સંબન્ધે હોય તો મુશ્કેલી ન આવે. વાવેતર કરતાં વેંત જ ફળો આવી જાય એમ જો બને તો જ બાલમંદિરમાં જતાં વેંત જ બાળકોમાં પરિણામો આવવા લાગે. જનતાએ જેમ બીજા વૈજ્ઞાનિકો પ્રત્યે વિશ્વાસ રાખવો ઘટે છે તેમજ નવા શિક્ષકો પ્રત્યે વિશ્વાસ અને આદર રાખવો ઘટે છે.

અલબત્ત શિક્ષકોએ તો પોતાની પ્રતિષ્ઠા અને સત્યને જાળવી જ રાખવાનાં છે અને તે માટે તેઓએ પોતે જ જાગ્રત રહેવું જોઇશે. તેઓ અંદરઅંદર અનુદાર બનશે, પૈસાના જ લોભી થશે, બાળકોને બદલે માબાપોને અને ઉપરીઓને રાજી કરવા નીકળશે અને બાલમંદિરોને પણ માત્ર કારખાનાં જ બનાવશે ત્યારે તો બાલમંદિરો વધવાને બદલે ઘટશે બલ્કે પાછે પગલે ચાલવા માંડશે.

પણ હજી તો પાશેરામાં પહેલી પૂણી છે. ગુજરાતમાં બાલમંદિરો છે જ કયાં? છે તે સમૃદ્ધ કયાં છે? સમૃદ્ધ છે તે પણ હજી તો ઉગતાં જ છે. આ કાળે ગુજરાતની ફરજ છે કે તે સ્થળેસ્થળે બાલમંદિર સ્થાપે, ઉછેરે અને પોષે અને ઇતર પ્રાંતોએ આપેલ માનને સદાને માટે અને સારી રીતે પાત્ર રહે.

# બાલમંદિરો—એક દૃષ્ટિકોણ

લેખિકા
શ્રી. સવિતાબ્હેન ત્રિવેદી

કોઈ માને છે કે "બાળક ઘરમાં જેમતેમ રમે છે તેના કરતાં બાલમંદિરમાં વ્યવસ્થિત રીતે રમે છે તે બાલમંદિરની મોટી ઉપયોગિતા છે," કોઇ માને છે કે "અક્ષરજ્ઞાન મેળવવાનો બાળકનો માર્ગ બાલમંદિર સરળ કરે છે. તે દૃષ્ટિએ તેની ઉપયોગિતા ઘણી છે." કેટલીક માતાઓ માને છે કે "બાળક ઘરમાં આખો દહાડો કંટાળો આપે છે એટલે એ કંટાળામાંથી બચવા ખાતર બાલમંદિરમાં તેને મૂકવું તે સારૂં છે."

આમ બાળકને બાલમંદિરમાં મોકલવામાં ઘણાની જૂદા જૂદા પ્રકારની માન્યતાઓ હોય છે. બાળકને બાલમંદિરમાં મોકલવાના અનેક શાસ્ત્રીય દૃષ્ટિબિન્દુમાંના એકાદ દૃષ્ટિબિન્દુ ઉપર હું અત્રે ખાસ ઉલ્લેખ કરવા ઇચ્છું છું.

બાલમંદિરો બાળકનો અક્ષરજ્ઞાન મેળવવાનો માર્ગ સરળ કરે છે તે તો અત્યંત ગૌણ બાબત છે; પરંતુ ત્યાંના વાતાવરણમાં બાળકને જે સારી ટેવો પડે છે તેજ તેનો મોટામાં મોટો ફાળો છે. પોતાના બાળકને ત્યાંનું વાતાવરણ કેવી રીતે સ્પર્શે છે અને તેનામાં કેવી રીતે સારી ટેવોનો ઉગમ થાય છે, તે કયાં કયાં વ્યવસ્થાપ્રિય બને છે, તેની હિંમત કેવી રીતે કેળવાય છે, તે આનંદી મટી મળતાવડું કેવી રીતે થતું જાય છે તે અવલોકવાની દૃષ્ટિ ઘણા ઓછા વાલીઓમાં હોય છે એવો મારો સ્વાનુભવ છે; વાલીઓ તો બાલમંદિરના કામને બાળકની અક્ષરજ્ઞાનની પ્રગતિથી જ માપે છે. વાલીઓની આવી જાતની માન્યતાઓને પણ બાલમંદિરના કાર્યકર્તાઓએ જરાય ઉવેખવી જોઇએ નહિ એમ હું વ્યવહારૂ દૃષ્ટિએ જરૂર માનું છું; પરંતુ અક્ષરજ્ઞાન કરતાં "સારી ટેવો"ની કિંમત જીવનના ઘડતરમાં ઘણી છે એ આપણે સમજવું જોઇએ. બાલમંદિરો બાળજીવનનું વ્યવસ્થિત ઘડતર કેવી રીતે કરી રહેલ છે તે જ્યારે સમાજ સમજશે ત્યારેજ બાલમંદિરોને તેઓ સાચા સ્વરૂપમાં જોઇ શકશે.

ત્રણ વર્ષનું બાળક દસ ફુટની ઉંચાઇના લપસવાના પાટીએ લપસવાની હિંમત કરે છે, ધારેલું ફળ પ્રાપ્ત કરવા તે ત્રીસ ત્રીસ વખત નાસીપાસી છતાં પુનરાવર્તન કરી, એકત્રીસમી વખતે ફત્તેહમંદ થઇ લપસી શકે છે તે ક્રિયાને અને બાલમંદિર મારફત મળતા તેવા અવકાશને મારી દૃષ્ટિએ ઓછું મહત્વ નથી જ. આમાં અનેક પ્રયત્નોથી બાળકનું નિશ્ચયબળ વધે છે, અને તેની હિંમત કેળવાય છે. તદુપરાંત તેના સ્નાયુઓને અનેક પ્રકારની કેળવણી મળે છે તે તો જુદી.

આ તો થઇ બાળકની ક્રીડાંગણની એકજ પ્રવૃત્તિની વાત. પણ બાલમંદિરની અનેક પ્રવૃત્તિઓને બાળક આ રીતે હાથ ધરે છે તેમાં તેને જે આવડત આવે છે તે તો મામુલી ફળ છે; પરંતુ તે પ્રયત્નો પાછળ તેનામાં જે શક્તિ વધે છે તેની જ ખરી કિંમત છે. અક્ષરજ્ઞાનની પ્રગતિને જલદી જોઇ શકાય તેમ હોય છે, જ્યારે ઉપરોક્ત શક્તિવિકાસ તો જેને નજર હોય તેજ જોઇ શકે છે; અને તે નજરે આજે બાલમંદિરને જોનાર બહુ થોડા જ મળી આવે છે એટલે બાલમંદિરોને ઘણા પ્રકારના અન્યાય થઇ રહ્યા છે.

બાળકમાં પશુ, પ્રાણી, જીવજંતુ, પાણી, જંગલ, પહાડ, વગેરેની બીક, તે તે વસ્તુના પરિચયના અભાવે હોય છે. ત્રણ કે ચાર વર્ષના બાળકને બાલમંદિર લગભગ દસ પંદર દિવસે જુદાં જુદાં પર્યટનો કરાવે છે. આ પર્યટનો દ્વારા, અને તેની વિવિધ પ્રવૃત્તિઓ દ્વારા અનેક બાળકોની બીક ઓસરતી અને નાશ પામતી મેં જોઇ છે.

કાંકરીયાના પર્યટન વખતે, બાલમંદિરનાં એંશી બાળકોમાંથી, સાત આઠ બાળકો એવાં જરૂર મળી આવે છે કે જે મોટું તળાવ જોઇ હોડીમાં પગ મૂકવાની, બીકને લીધે ચોકખી ના પાડે છે અને હોડીમાં બેસવાની વાત આવતાં વેંતજ તેમનું હૈયું ધબકારા મારે છે. આ વખતે શિક્ષક વર્ગ તેને જે હુંફ આપી, તેને હોડીમાં પગ મૂકતું કરે છે, અને બાળકની ખોટી બીક કઢાવે છે,—એમ કરવામાં, તેઓ જે જોખમ ખેડે છે, તે બધું જ્યારે આપણે નજરે જોઇએ ત્યારે જ તેનું મહત્વ સમજાય.

કેટલાંક માને છે કે બાલમંદિરમાં તે શું છે ? ત્યાં તો બાળકોને રમવાનું જ છે. અલબત્ત તેને ત્યાં રમવાનું છે, પણ "રેઝળવાનું" તો નથી જ. "રમવું" અને "રઝળવું" એ બન્નેમાં ફેર છે. વળી સામાન્ય લોકો જેને "રમવું" કહે છે અને સમજદાર વર્ગ જેને "રમવું" કહે છે. તેમાં પણ ઘણો ફેર છે. બાળમંદિરમાં બાળકો "રમે છે" તે પાછળ ઝીણી દૃષ્ટિ હશે તેઓ આગળ જતાં તેમની "રમત"નું રહસ્ય સમજશે જ.

ઘરમાં સમાન વયનાં ચાર બાળકો એકઠાં થતાં એક વસ્તુ માટે લડી પડે છે; જ્યારે બાળમંદિરમાં તેમ ઓછું બને છે તેનું કારણ શું ?

નાનાં બાળકોમાં સહિષ્ણુતા, સહકારીવૃત્તિ, અને પરગજુપણું છેક નાની ઉમરથી ક્યાં ક્યાં કેવી કેવી રીતે કેળવાય છે તે આવા તેમના અનેક સ્વતંત્ર પ્રયોગોમાંથી જોઇ શકાશે.

બાળકોમાં આવા ગુણ ખીલવવાનો બાલમંદિરનો પ્રયત્ન એજ એનો મોટામાં મોટો ફાળો છે.

કેટલાંક વાલીઓ બાલમંદિરોને ઉપરોક્ત દૃષ્ટિએ જોતાં થયાં છે ખરાં, પણ એમાંનાં ઘણાંખરાએ બાળકોને બાળમંદિરમાં મૂકતાં વેંત જ, પહેલા અઠવાડીએ જ, બાળકમાં દેશદારની અપેક્ષા કરતાં મેં અનુભવ્યાં

બાલમંદિરનું વાતાવરણ ઘેર પણ બાળકને મળે અને તેની અનુકુળતા આપવાના પ્રયત્નો પણ થાય, તો ધાર્યાં પરિણામ જરૂર આવે; પરંતુ ભલભલાં સમજુ માતાપિતા પણ એ અમલ કરી શકતાં નથી, અને બાલમંદિરના ચાર કલાકના વસવાટમાં, પહેલે અઠવાડીએ જ તેના જીવનપલટાની અપેક્ષા રાખે છે!

આવે સમયે બાલમંદિરની બેવડી ફરજો હોય છે. ઘરના કારણે ઘુસેલી અવ્યવસ્થિતતા ભૂંસવી, અને નવી સુટેવો દાખલ કરવી. આ પ્રયત્નોમાં દેખી શકાય તેવી હદે બાળકને પહોંચાડતાં વખત જાય છે; એટલે અધીરાઇથી બાલમંદિરના બાળકોના વિકાસને અવલોકનાર નાઉમેદ બને છે.

બાળકનું અવલોકન કરવામાં અખૂટ ધીરજની જરૂર છે એમ કેળવણીકારો કહે છે. આજ સિદ્ધાંતાનુસાર, બાલમંદિરોના કાર્યને પણ અવલોકવામાં અખૂટ ધીરજની જરૂર છે એમ મને જણાય છે.

ઉપરોક્ત રીતે આપણે જોયું કે બાળમંદિરનો ફાળો અગર તેની હસ્તિ બાળકને વહેલી તકે "ભણતું" કરી દેવા માટે નથી; પરંતુ તેનામાં વ્યવસ્થા અને નિયમન લાવવા અને સારી ટેવો પાડવા માટે છે. એક એક પ્રવૃત્તિથી તે દેખીતુ ફળ ભલે ન બતાવી શકે, પરંતુ પ્રયત્ન પાછળ જે ગુણ કેળવાય છે તેની જ ખરી કિંમત છે—તે જ તેના ભાવિ જીવનનું 'અખૂટ અને અમૂલું ભાથું' છે.

આ દૃષ્ટિએ બાળમંદિરને અવલોકીને જો સમાજ બાળકોને બાલમંદિરમાં મોકલે તો કોઇ નિરાશ ન થાય; પરંતુ બાળક સામાન્ય બુદ્ધિનું હોય, તેની હાજરી નિયમિત હોય, છતાં યોગ્ય ઉમરે તે અક્ષરજ્ઞાન પર કોઇ કારણસર ન ચડતું હોય, અને આથી વાલીને તેમાં બાલમંદિરનો જ દોષ જણાતો હોય તો તે સમયે તે બાળકને બાલમંદિરમાંથી મુક્ત કરી શકાય છે. આવો વિચાર કરવાનો સમય તો બાળક ૭ એક વર્ષનું થાય ત્યારે જ આવે; કારણકે પ્રાથમિક શાળામાં બાળકને મૂકવાની સામાન્ય રીતે આજ ઉમર માની શકાય.

એટલે બાળક ૭ એક વર્ષનું થાય ત્યાં સુધી તો તેને બાલમંદિરમાં જ રહેવા દેવું તે અનેક દૃષ્ટિએ હિતાવહ છે અને તેમાં તેની 'કારકીર્દિ'ને કશુંએ જોખમ નથી એ દેખીતું છે.

જે વાલીઓને કેવળ "ભણતર"ની જ પડી હોય અને જેમને "ગણતર"ની ઓછી જરૂર હોય, ને જો બાલમંદિર તેમની ઇચ્છાનુસાર, બાળકને 'ભણતર'માં આગળ લઇ જઇ શકતું ન હોય, તો તે સમયે બાળકને બાલમંદિરમાંથી ઉઠાવી કોઇ પ્રાથમિક શાળામાં તેઓ મૂકે તો તેમાં કોઇ પણ રીતે વિમાસવા જેવું રહેતુ નથી.

ઉપર જણાવ્યું તેમ બાળમંદિરનો ફાળો બાળકમાં નાની વયે ગુણ કેળવવાનો છે; તેને જલદી "ભણતું" કરી દેવાનો નથી.

આ દૃષ્ટિએ બાલમંદિરોને આપણે જોતાં થઇશું ત્યારે જ તે પ્રવૃત્તિને સાચો ન્યાય મળશે.

# બાલમંદિરો વિષે કેટલુંક

લેખક :
**શ્રી. વજુભાઈ દવે**

આજે આપણા સમાજમાં કેટલેક સ્થળે બાલમંદિરો વિષે જે જે ગેરસમજુતીઓ પ્રચલિત છે તેમાંની થોડીએકનો અહિં વિચાર કરીએઃ—

૧. કેટલાક માને છે કે બાલમંદિરોની પ્રવૃત્તિ તો કેવળ 'શૉખ'ની જ પ્રવૃત્તિ છે.

આપણા સમાજની પ્રથમ દરજ્જાની વ્યક્તિઓના મુખે જ જ્યારે બાલમંદિરોને આ પ્રકારનો ન્યાય અપાય છે ત્યારે આ પ્રશ્ન સંબંધે થોડોક વિચાર કરવો આવશ્યક છે. ડૉ. મૉન્ટેસોરી, અને પશ્ચિમના અદ્યતન કેળવણીકારોના બાલમંદિરોની જરૂરિયાતો દર્શાવતા સિદ્ધાંતો અહિ ટાંકવા બીનજરૂરી છે કારણ કે પરદેશથી આવતા સુવિચારો સામે પણ આજે આપણા એક વર્ગને 'પરદેશી કાપડ' કરતાંયે અનેકગણી સૂગ છે. એટલે આપણે તો લોકીયા હિસાબે બાલમંદિરની આવશ્યકતાને અવલોકીએ છીએ.

બાળક પ્રાથમિક શાળામાં જવા જેવડું થાય છે તે પહેલાં તેની ઘરમાં અને શેરીમાં કેવી કમબખ્તી થાય છે તેના કડવા અનુભવો હરેક માતપિતાને હશે જ. અઢી વર્ષે બાળક નવપલ્લવિત થાય છે. તેને વાચા ફૂટે છે, પગ થનગનાટ કરતા હોય છે, નવી આંખે અનેક તમાસા સમજવાના એના મનોરથો જાગે છે, આ દુનીઆના નવીન માનવી તરીકે, તેમાં તે જે રીતે સમાઇ શકે તે માર્ગ એને શોધવાના હોય છે, આમ અનેક વૃત્તિઓથી ધમપછાડા કરતુ બાળક, ઘરમાં કે શેરીમાં ખાલી ફુંફાડા મારે છે. એ જેમ જેમ તરવરાટ દાખવે છે, તેમ તેમ તેને વિશેષ હાડછેડ–દમાણુ–થાય છે.

દેશના લાખો બાળકોની–જે શકિતઓ આ વયે ઉમંગ પામે છે તેમાંની ઘણી ઉગતાં વેંત જ–દમાય–છુંદાય છે, અને જેનો આવિર્ભાવ અકસ્માતે થાય છે, તેને બુદ્ધિપૂર્વકનું પોષણ બહુ થોડાં કુટુંબો બાદ કરતાં, કયાં ય મળતું નથી.

એક કહેવત છે કે "Good Beginning is Half Success"—સારી શરૂઆત એ અર્ધી ફતેહ જેવું છે. આ કહેવતને ફેરવીએ. (Bad Beginningis half failure)–(ખરાબ શરૂઆત) એ અર્ધી નિષ્ફળતા જેવું છે.

બાળકને જીવનની શરૂઆતમાં જે હાડછેડ થાય છે, તેને જે આવિર્ભાવ નથી મળતો, તેની શક્તિઓને જે વહન નથી મળતું, તેથી તેના જીવનના પ્રભાતમાં જ, નબળી શરૂઆત (Bad Beginning) જેવું થાય છે, અને તેની માઠી અસર ચિરસ્થાયી બને છે.

આમ ઉગતાં વેંત જ બાળકના જીવનમાં નાસીપાસી થવાના ધક્કા ડગલે ને પગલે લાગે જ જાય છે.

બાળજીવનમાં ઊંડીયું કરનારને આ વાત વધુ સારી રીતે સમજાશે.

સમાજના ચણતરમાં બાળજીવન ઈંટ રૂપ છે તે દેખીતું છે; પરંતુ જ્યાં બાળજીવન અવ્યવસ્થિત હોય, તે સમયે પડતી ટેવો પાછળ અમુક ચોક્કસ દૃષ્ટિ ન હોય, તેની સર્જન શક્તિ અને કલ્પનાશક્તિને આવેગ ન મળતો હોય, તેનું નિશ્ચયબળ રૂંધાતું હોય, તેનું સ્વમાન ઘવાતું હોય, ત્યાં કયા પ્રકારના માનવ ખમીરની આશા રાખી શકાય?

જો બાળકોનું અસ્તિત્વ સમાજમાં જરૂરી છે તો બાલમંદિરોનું અસ્તિત્વ પણ એટલા જ પ્રમાણમાં જરૂરનું છે. જો બાળકો વિના સમાજને નહિ ચાલે તો બાલમંદિરો વિના પણ નહિ જ ચાલે.

આ સ્થળે કોઈને પ્રશ્ન ઉઠવા સંભવ છે કે બાલમંદિરમાં બાળકોના વિકાસની પાછળ જે દૃષ્ટિ સચવાય છે, તેમને જે વાતાવરણ અપાય છે, અને તેમની આગળ સાધનોને ધરાય છે, તે બધું ઘરમાં કેન્દ્રિત કરીને બાળકને કેળવણી ન આપી શકાય? અને જો એમ બને તો પછી બાલમંદિરોની આવશ્યકતા શું ઓછી નથી થતી?

હા, બાલમંદિરમાં વપરાતાં સાધનો ઘરમાં વસાવી શકાય, ત્યાં સચવાતી સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફુર્તિની દૃષ્ટિને વિવેકપુરઃસર ઘરમાં પણ સાચવી શકાય; પરંતુ એમ થઈ શકતું હોય તો પણ બાલમંદિરો બાળજીવનના સમગ્ર પ્રશ્નોને જે રીતે પહોંચવા મથે છે તે રીતે ઘેર આગળ બનવું અશક્ય તો છે જ.

દાખલા તરીકે, બાળમંદિરમાં અનેક સ્વભાવનો બાળસમાજ એકત્રિત થાય છે. આ બાળસમાજ વચ્ચે બાળકને જે સામાજિક તાલીમ મળે છે, તે ઘરના એકલવાયા વાતાવરણમાં, ઉપરોક્ત સાધનો અને દૃષ્ટિ છતાં મળતી નથી. કિસમ કિસમના બાળકો બાલમંદિરમાં આવે છે. આ બાળકો વચ્ચે બાળકને ભવિષ્યમાં ઉભવાનું છે અને માર્ગ કરવાનો છે; કારણ કે આજની બાળદુનિયામાંથી જ ભવિષ્યનો સમાજ રચવાનો છે.

આથી જેમની વચ્ચેથી મોટી વયે બાળકને અનેક માર્ગ કાઢવાના છે, અને જેમની સાથે પોતાનાં સાલપાંગીયાં બેસાડવાનાં છે, તેમનો સંસર્ગ બાળકોને વહેલી તકે થવા દેવો, અને પડખે રહી તેનો માર્ગ આપણી નજરે જ સરળ થવા દેવા તે વધુ આવશ્યક છે; આથી બાળકના ભવિષ્યના અનેક પ્રશ્નો બાળમંદિર દ્વારા સહેલાઇથી ઉકલવા માંડે છે, અને તે સામાજિક બને છે.

આ અમૂલો લાભ બાળકને બાલમંદિર દ્વારા જ મળે છે; બાળકને આ પ્રકારનું જે ભાથું મળે છે તે અક્ષરજ્ઞાન કરતાં અનેકગણું કિંમતી છે; બાલમંદિરોમાં કાયમને માટે બાળ

દુનીઆ જ પ્રગતિમાન કરવાનું વાતાવરણ હોય છે. જ્યારે ઘરમાં એવા અક્ષરનું કાયમી વાતાવરણ રચવું અને ટકાવવું એ લગભગ અશક્ય જ ગણાય.

બાલમંદિરોમાં ચાલતી તમામ પ્રવૃત્તિઓને એક જ ઘરમાં કેન્દ્રિત કરવી તે પણ લગભગ અશક્ય જેવું છે, અને તેમ છતાં જો કોઈ એકાદ ઘર તેવી જાતની બધી યોજનાને પહોંચી વળવા શક્તિવાન નીવડે તો પણ તે અપવાદ રૂપ જ હોય. બધાં ઘરો એ પંથે ન જ પળી શકે.

આમ સર્વ દૃષ્ટિએ જોતાં આપણને લાગે છે કે બાલમંદિર સમાજની આવશ્યક સંસ્થા છે. તેને આપણે શૌખની નહિ પણ સ્વાભાવિક રીતે સમાજની જરૂરિઆતની સંસ્થા માનીએ. જે બાળકોને જે દિશાની પ્રવૃત્તિમા શોખ લાગે છે તેમને તેમના મનમાં વારેઘડીએ તે વિષયના પ્રશ્નો ઉપસ્થિત થયા કરે છે. આવાં બાળકોને બહારના વાતાવરણમાં પ્રતિક્ષણે મળતા ક્રૂર પ્રહારો બાલમંદિરોમાં સ્પર્શતા નથી, એમ મારે નમ્રપણે કહેવું જોઇએ.

જે વર્ગ બા. મં. ને શૌખનો વિષય ગણી તેની સાહજિક આવશ્યકતા ગૌણ કરી નાંખે છે, તે જ વર્ગને ઉંડે ઉંડે આપોઆપ સમજાય છે કે તેમની દલીલ પાયા વિનાની તો છે જ; ત્યારે તેઓ આજનાં બાલમંદિરોનું સ્વરૂપ, તેના ખર્ચ, વગેરે જોઇ, તેમજ ભાવની અને અન્યને જલદી રૂચિકર થઇ જાય તેવી ખર્ચની દલીલ રજુ કરે છે અને જણાવે છે કે " બાલમંદિરો તો ભારે ખર્ચાળ; માટે તે સાર્વત્રિક થઇ શકે તેમ નથી."

આપણા સમાજનો માતબર ગણાતો અને સારો મોભો ધરાવતો વર્ગ આ સૂર કાઢે છે.

"બાલમંદિર ચલાવવામાં અમુક ખર્ચ આવશ્યક છે જ એવું કશું જ નથી." બાલમંદિર એક ઝાડ નીચે ચાલી શકે, એક પોળના સાદા મકાનમાં ચાલી શકે, સાદા સાત્વિક વૈભવથી પણ ચાલી શકે. બાલમંદિરનું સ્વરૂપ જે જે સ્થળને માટે તેની હસ્તિ હોય તેને અનુરૂપ ઘડી શકાય છે. આ પ્રવૃત્તિ હજી તેના બાળસ્વરૂપમાં છે, ગામડાંમાં કે પોળમાં બાલમંદિરો ચલાવનારાં મંડળો હજી ઉભાં થયાં નથી એટલે અલ્પ બાલમંદિરોના સ્વરૂપે જ આખી પ્રવૃત્તિને અવલોકાય છે તે બરાબર નથી.

રાજાના રાજમહેલમાં દીવાળીનો ઉત્સવ ઉજવાય છે; અને ગરીબ ઝુંપડામાં તેમજ સામાન્ય કુટુંબમાં પણ એ જ ઉત્સવ ઉજવાય છે; દરેક સ્થળના ઉત્સવના પ્રકાર પણ ભિન્ન ભિન્ન હોય છે; છતાં ઉત્સવના આનંદનું મૂળભૂત સ્વરૂપ તો દરેક સ્થળે એક જ પ્રકારનું, સરખા આનંદવાળું હોય છે.

આવી જ રીતે કોઇ પણ બાલમંદિર તદ્દન ગરીબાઇથી પણ ચાલી શકે છે, અને કોઇ સામાન્ય સમૃદ્ધિમાં નભી શકે છે, જ્યારે કોઇને સગવડ મળી ગઇ હોય તો તે સાધન-

સંપન્ન સ્થિતિમાં પણ ચલાવી શકે છે છતાં દરેકનો મૂળભૂત ઉદ્દેશ પોતપોતાની રીતે બાળજીવનને વિકસિત કરવાનો રહી શકે છે

દરેક બાલમંદિર ગમે તે સ્થિતિમાં નિભે જતું હોય, છતાં તે બાળહિતની ‘ આતર સાધનસંપન્ન થવાની આહેશ રાખે તો તેમાં કોઈ પ્રકારનો દ્રોહ નથી, બલ્કે તે તો બાળદુનીઆની મોટી સેવા છે

બાળકને દૂધ આપવું એ જરૂરનું છે એ તો સૌ કોઈ સ્વીકારશે જ

પેટે પાટા બાંધીને ગરીબ વર્ગ પોતાના બાળકને પાશેર દૂધ આપી D વીટામીન આપ્યાનો સાચો સંતોષ મેળવે, અને કોઈ શ્રીમંત બાળક પચાવી શકે તેટલું પેટપૂરતું દૂધ બાળકને આપી શકે ‘ કુટુંબની સંપત્તિ મુજબ જેટલું આપી શકાય એટલું દૂધ બાળકને આપવું ” એ ન્યાયે સ્થળની સંપત્તિ મુજબ, બાલમંદિરને સાધનસંપન્ન રાખવું એ જરૂરનું છે

કેટલીક બાળહિતવાદીઓ ન્હાના બાળકોની એ સંસ્થા કાઢે અને તેમાં હમેશાં બન્ને ટંક બાળકોને પથ્ય હોય એટલા પ્રમાણમાં જોઈએ તેટલું દૂધ બાળકોને આપે તો આપણે એ દાખલા પરથી એમ તો ન જ લઈએ કે ‘ બાળકોને દૂધ પાવાનો સિદ્ધાંત સાર્વત્રિક સ્વીકાર્ય થાય તેવો નથી

બાળદુનિયાને દૂધ પહોંચાડનારી કોઈ પણ સંસ્થા નભી શકે તેટલા પ્રમાણથી દૂધ આપે અને કેટલીક તે જ પથ્ય થાય તેટલા મોટા પ્રમાણને પણ નજરમાં રાખી રહે

વાડીલાલ સારાભાઈ હૉસ્પીટલ જેવી હૉસ્પીટલો ઠેર ઠેર સ્થાપી ન શકાય, એટલા પરથી જ ગામડાંઓમાં કે શહેરના અન્ય લત્તાઓમાં ઓછી ખર્ચાળ સાર્વજનિક કે ખાનગી હૉસ્પીટલો સ્થપાવવી તે જરૂરનું નથી એમ કોણ કહી શકશે? ઠેર ઠેર સાર્વજનિક દવાખાનાં ઉઘડે એ જરૂરનું છે, પરંતુ તેનું સ્વરૂપ તો તેના સંસ્થાપકો, કાર્યકર્તાઓ અને લાભ લેનારની શક્તિ અને જરૂરિયાત મુજબ જ રહ્યાં

આજના બાલમંદિરોના સંસ્થાપકો, અને તેના કાર્યકર્તાઓએ સ્થળ અને કાળને નજરમાં રાખી પોતપોતાની સંસ્થાનું સ્વરૂપ ઘડયું

બાલમંદિરોના જે જે સ્વરૂપો આજે સમાજ સમક્ષ છે તેને જ નજરમાં રાખી, “ બાલમંદિરો ખર્ચાળ છે ’ એવું કહેવામાં આવતું હોય તો આખી પ્રવૃત્તિને અન્યાય થાય છે આજની પ્રવૃત્તિ તો પારણામાં પહેલી પૂણી જેવી જ છે, છતાં પણ પાલણપુર, પાટણ, અને સિદ્ધપુર જેવા સ્થળોએ ત્યાંના બાલમંદિર કેવી રીતે સફળતાથી ચાલે છે તે પણ જોવા જેવું છે

એક બાલમંદિરનુ ખર્ચ, અન્ય માટે આદર્શ રૂપ હોઈ શકે અને ન પણ હોઇ શકે. બાલમંદિરો ઉભા કરવામા "શક્તિ મુજબ વેતરણ જરૂર થઇ શકે છે." એટલે ખર્ચનો સવાલ લાવીને જો કોઇ પણ વ્યક્તિ સમસ્ત પ્રવૃત્તિને ખર્ચાળ ગણાવે તો તે ગેરવ્યાજબી ફેર છે

ટુંકમા એટલુ જ કે બાલમંદિરો ગરીબાઇથી પણ ચલાવી શકાય, અને લાખોના ખર્ચે પણ ચલાવી શકાય

ભિન્ન ભિન્ન પ્રકારની છતા એક જ કેન્દ્રિત વિચાર ધરાવતી અનેક હાઇસ્કુલો અને પ્રાથમિક શાળાઓ, સમાજમા જેમ હસ્તિ ધરાવી શકે છે તેમ બાલમંદિરોની આવશ્યકતા એવી જ રીતે, એથી અનેક ગણી છે

કોઇ રાજ્ય, કે મ્યુનિસિપાલિટિ બાલમંદિરોને સાર્વત્રિક કરવાની યોજના હાથ ધરે તો તે સ્થળોને અનુરૂપ ખર્ચની યોજના મૌલિક રીતે જરૂર ઉપજાવી શકાય, એમ કરવામા અસૈદ્ધાંતિક કે અવ્યવહારૂ એવુ કઇં નથી

આ પ્રમાણે વિચારી જોતા જણાશે કે "ખર્ચ" નો પ્રશ્ન આડે લાવી બાલમંદિરોની પ્રવૃત્તિને અવ્યવહારૂ ઠરાવનાર વર્ગનુ દૃષ્ટિબિન્દુ જ ખોટુ છે બાલપ્રવૃત્તિને વેગવન્તી બનાવવી એ ભાવિપ્રજાના ઉચ્ચ ઘડતર માટે જરૂરનુ છે એવી તાલાવેલી જ્યારે આપણા નેતાઓને લાગશે ત્યારે આવી દલીલો આપોઆપ ઓસરી જશે "ખર્ચાળ"પણાનો પ્રશ્ન તો નાની શી વિગતનો જ છે

બાલવિહાર માટે ન્હાના ક્રીડાગણો, કે તેને વિકાસપોષક બાલમંદિરની જરૂર આજે ઠેર ઠેર છે કે કેમ એ એક જ પ્રશ્ન પ્રથમ વિચારવા જેવા છે તેની જરૂરિયાત જણાતા અન્ય પ્રશ્નો આપોઆપ ઉકલાતા મંડાશે

---

પ્રાચીનકાળના ગુરુઓ વિદ્યાર્થીઓના વય અને મનને ધ્યાનમા રાખીને જ કેળવણી આપવાનુ કામ કરતા ગુરુકુળમા તમામ બાબતોનો સમાવેશ થઇ જતો અને ગુરુ શબ્દમા બધી વિદ્યાઓ આપવાની શક્તિ મનાતી અર્વાચીન કાળમાથી એવા ગુરુઓ નાબૂદ થતા ગયા અને તેવા ગુરુઓ પણ હવે પૂરતા પ્રમાણમા હાથ નથી લાગતા વધતા જતા વિજ્ઞાનના અપાર યુગમા અને મનુષ્યની મર્યાદાઓના કારણે ગુરુકુળો અનેક સ્વતંત્ર શાળાઓ અને ઉપશાળાઓમા વહેચાઇ ગયા છે. તથા પ્રાચીનકાળનો ગુરુ અનેક વિષયોના અનેક નિષ્ણાતોમા વિભાગાઇ ગયો છે

આ થયો કેળવણીનો છાત્રાલય પરત્વેનો સામાન્ય ખ્યાલ પ્રાચીન ગુરુઓ અને અર્વાચીન છાત્રાલયો કેળવણીનુ જ કામ કરી રહ્યા હતા અને આજે કરી રહ્યા છે કેવળમાત્ર તેવા કામ કરવાની પાછળ રહેલા જીવનના આદર્શો છે બને પ્રકારના છાત્રાલયોની બીજી કોઇ વિગતોમા ઉતરવાનુ આ સ્થળ નથી તેના ગુણદોષ વિચારવા બેસીએ તેટલો અવકાશ પણ નથી પરંતુ બને પ્રકારના છાત્રાલયની પાછળ રહેતી એકાદ નિશ્ચિતતા તો આપણે અવલોકીએ અને તેના લાભાલાભ જોઇએ

પ્રાચીન છાત્રાલયોની કામ કરવાની પદ્ધતિ પાછળ શ્રદ્ધા રહેલી હતી શ્રદ્ધા બને પક્ષે; વિદ્યાર્થીઓને ગુરુમા શ્રદ્ધા હતી અને ગુરુને વિદ્યાર્થીઓમા શ્રદ્ધા હતી ભણવા આવનાર વિદ્યાર્થી પોતાના જીવનનો ખ્યાલ ગુરુને સોપી દેતો એનામા બુદ્ધિ અવશ્ય ખીલતી હતી, એ વિચાર પણ કરી શકતો હતો પરંતુ કયા પ્રકારનુ ભવિષ્ય જીવવા માટે પોતે લાયક છે તેનો નિર્ણય એ ગુરુને સોપતો વિદ્યાર્થીના માતાપિતા ઘણી નાની ઉમરથી પોતાના બાળકોને કોઇ એકાદ સમર્થ ગુરુને સોપતા એ ગુરુ ભણવા આવનારને બધી દૃષ્ટિથી અવલોકી લેતા અને એના ભાવિના માર્ગનુ નિર્માણ કરતા વિદ્યાર્થીની બુદ્ધિશક્તિ ખીલતી જતી હોય ત્યારે પણ ગુરુમા એની શ્રદ્ધા વધ્યેજ જતી હતી ઘણી વખત તો આપણને એ પણ જોવા મળે છે કે શિષ્યની બુદ્ધિની કસોટી કરવાને બદલે ગુરુ એની શ્રદ્ધાની કસોટી કરતા એ જાતની શ્રદ્ધા પાછળ ગુરુ જીવનનો સાચો રાહ બતાવવાના જ છે એવી એકલા વિદ્યાર્થીની નહિ પરંતુ આખી સમાજની સમજણ હતી એ સમજણને ગુરુકુળોએ કદી દગો દીધો નથી શિષ્યોની એ શ્રદ્ધાને નાના મોટા ગુરુઓએ વટાવી કોઇ દિવસ સાબળી નથી ગુરુકુળોનુ આખુ તંત્ર શ્રદ્ધા ઉપર ચાલતુ એમ કહીએ તો જરાય ખોટુ નથી

સામે પક્ષે ગુરુને પોતાના શિષ્યમા પણ અખંડ શ્રદ્ધા હતી જ પોતાના શિષ્ય પરત્વે તથા અભ્યાસક્રમ પરત્વે તેમજ પોતાના શિષ્ય સબધમા જે નિર્ણય ગુરુઓ કરતા તે નિર્ણયને ગમે તે ભોગે પણ શિષ્ય સફળતાપૂર્વક પાર પાડી આપવાનો છે તેમ ગુરુઓ માનતા અને શિષ્યો એ માન્યતાને પાર પાડતા પ્રાચીન ગુરુકુળોના આપણને એવા પણ ઉદાહરણો વાચવા મળે છે કે જેમા શિષ્યને પૂછ્યા વિના ગુરુએ શિષ્યને માટે વિકટ ગણાતા કામો નક્કી કર્યા હોય અને શિષ્યોએ તેને પાર પાડ્યા જ હોય. એકબીજાની આવી અખંડ શ્રદ્ધા ગુરુ શિષ્ય

બંનેના કામને સરળ બનાવી મૂકતી. શ્રદ્ધાને પરિણામે શિસ્તના અને વ્યવસ્થાના આજે ઉભા થાય છે તેવા મૂંઝવનારા કોઇ પ્રશ્નો તે વખતે ઉભા થતા નહિ અને ઉભા થતા તો તે પણ અલ્પાંશે અને તેનો નિકાલ ગુરૂ શિષ્યોને શોભા અપાવે તેવો જ આવતો. એ રીતે અરસપરસની શ્રદ્ધાના બળે વાતાવરણ પ્રેમમય બની રહેતું. પ્રેમમય વાતાવરણમાંથી સામાજિક જવાબદારીનું ભાન જાગૃત થતું. એજ જવાબદારી વ્યક્તિ પાસે નાના મોટા કેટલાય ત્યાગો કરાવતી. ત્યાગના પરિણામે સેવાની ભાવના અંતરમાંથી પેદા થતી અને આવી રીતે વ્યકિતના વિકાસની આડે કોઇ પણ આવતું નહિ છતાં સમૂહગત જીવનમાં નીતિ, એખલાસ, પ્રામાણિકતા અને સહકાર ઘણા મોટા પ્રમાણમાં જોવામાં આવતાં.

અર્વાચીન છાત્રાલયોનો પ્રધાન સૂર નિષ્ણાતપણાનો છે. આજનો યુગ અનેક વિજ્ઞાનોથી ભરેલો થઇ ગયો છે. જીવનકલહ મૂંઝવનારો બન્યો છે. રહેણીકરણીમાં ફેરફારો થઇ ગયા છે. પ્રજાઓના વાડાઓ વધ્યા છે. સાથેસાથે વિચારસરણીઓ અને આદર્શો પણ ભિન્નભિન્ન બનવા લાગ્યા છે. યુગ આખો અટપટો બન્યો છે. એ યુગમાં નિષ્ણાતપણાનું ધોરણ ન આવે તો સમૂહની પ્રગતિ અટકે અને વ્યક્તિત્વ મારું જાય. આના પરિણામે જીવનના દરેક ક્ષેત્રમાં નિષ્ણાતપણાનું ધોરણ દાખલ થઇ રહ્યું છે. અર્વાચીન છાત્રાલયો આવી નિષ્ણાતપણાનું એક પરિણામ ગણી શકાય. ઘર અને કુટુંબમાં વ્યકિતગત વ્યવસાયો વધી ગયા. એ વ્યવસાયોમાં દરેક જણ ગુંથાઇ રહેવા લાગ્યો. શિક્ષણને ઉપકારક બનાવવા માટે માતાપિતા પાસે પણ જરૂરી તેટલું શાસ્ત્રીય જ્ઞાન ન રહ્યું. પરિણામે કેળવણીમાં નિષ્ણાતો માટે પણ ક્ષેત્રો ઉભાં કરવાં પડયાં. ઘરમાં માબાપ જીવનની સાચી કેળવણી માટે કશો જ વખત ફાજલ પાડી શકે નહિ, શક્તિઓ એ દિશામાં ખીલવી શકાય નહિ. આને માટે છાત્રાલય સંસ્થા અનિવાર્ય થઇ પડી. આજના છાત્રાલયનો ગૃહપતિ જીવનશાસ્ત્રની દૃષ્ટિએ નિષ્ણાત-માતા અને નિષ્ણાત પિતા-બનવાનો પ્રયત્ન કરે છે. ઘરમાં બાળકના વિકાસ માટે જે કંઇ કરવાનો અવકાશ માતા-પિતા પાસે નથી એ અવકાશ છાત્રાલયમાં શોધાય છે. અર્વાચીન છાત્રાલયની મહત્તા વૈજ્ઞાનિક ઢબે તેમાં વસતા વિદ્યાર્થીઓનો વિકાસ કરવાની યોજનાઓ ઉભી કરવામાં રહેલી છે.

શ્રદ્ધા અને નિષ્ણાતપણું બંને પ્રાચીન અને અર્વાચીન છાત્રાલયોનાં વિશિષ્ટ અંગો છે. બંનેનાં પરિણામો બંને યુગોએ જોયાં છે. પરંતુ દરેક સિદ્ધાંતનું બને છે તે પ્રમાણે એ એની અતિશયતા ઉપર જાય ત્યારે અને એના પોષક બળોનો વિચાર ઝાંખો પાડવા માંડે ત્યારે એનાં પરિણામો નુકશાનકારક પણ આવે ખરાં. પ્રાચીન કાળની શ્રદ્ધા આજે બુદ્ધિવિહોણી અને આંધળી છે. અર્વાચીન કાળની નિષ્ણાતપણાનું પરિણામ પણ એવું જ કંઇ આવે તો નવાઇ નહિ. અર્વાચીન શિક્ષણસંસ્થાઓ જોતાં એ પ્રકારનો ભય જરા પણ અસ્થાને લાગતો નથી.

# પાઠ્ય-પુસ્તકો

લેખક
**શ્રી. ચુનીલાલ બેચરલાલ ભટ્ટ, બી એ, બી ટી**
ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ

આજ સુધી આપણી પ્રાથમિક શાળાઓ માટેના પાઠ્ય-પુસ્તકો મોટે ભાગે સરકાર તરફથી જ તૈયાર થઇ બહાર પડતા હતા પરંતુ થોડા સમયથી ખાનગી વ્યક્તિઓ તરફથી પણ કેટલાક પુસ્તકો તૈયાર થઇ બહાર પડવા લાગ્યા છે પ્રાથમિક કેળવણીનો કાયદો રચીને તે દ્વારા સ્થાનિક મંડળને તે તે પ્રદેશની પ્રાથમિક કેળવણીનું કામ સોંપાવા લાગ્યું છે, એટલે ખાનગી વ્યક્તિઓના પુસ્તકોને જે તે પ્રદેશમાં સ્થાન મળવા લાગ્યું છે પરંતુ આ આખી નવી પરિસ્થિતિમાં પાઠ્ય-પુસ્તકો શા સિદ્ધાંતો પર રચાવા જોઇએ, અને કયા ધોરણે તેમને શાળામાં સ્થાન મળવું જોઇએ, એ વીસરાઇ જવા લાગ્યું છે

પાઠ્ય-પુસ્તક રચનામાં તેના કર્તાનું લક્ષ વિદ્યાર્થીઓ, તેમને શીખવનાર શિક્ષકો, તેમના પરીક્ષકો અને તેમના વાલીઓ, તથા તેમને શીખવવાનો અભ્યાસક્રમ, આટલી બાબતો ઉપર એકસરખું રહેવું જોઇએ દેશના કમનસીબે અત્યારે રચાતા ઘણા પાઠ્યપુસ્તકોમાં અભ્યાસક્રમ અને પરીક્ષા એ બે જ બાબતો લક્ષમાં રખાએલી માલુમ પડે છે

જે વિદ્યાર્થીને માટે આ પાઠ્ય-પુસ્તક રચાય છે તે તો તદ્દન વીસરી જ જવાય છે અભ્યાસક્રમને લક્ષમાં રાખી રચેલા પુસ્તકો ધોરણવાર રચાય છે દરેક ધોરણમાં ભણનાર વિદ્યાર્થીની સામાન્ય રીતે વય કેટલી હોય છે તે તે શાળામાં કામ કરનાર દરેક અનુભવી જાણે છે તે વયે બાળકોનો માનસિક વિકાસ કેટલો અને કેવો થએલો હોય છે તેને અનુલક્ષીને જો પુસ્તક રચાયું હોય તો તેમને તે ગજા ઉપરાંતનું લાગશે નહિ. કેટલીક વખત સરળ પુસ્તક લખનારાઓ તેને એવું અને એટલું સરળ કરી નાખે છે કે ધોરણવાર જે ઉત્તરોત્તર ઉંચી કોટિનું હોવું જોઇએ તે નથી હોતું ચોથી ચોપડી અને બીજી ચોપડીના પાઠ કે કવિતા એકસરખા ધોરણવાળા ન જોઇએ વિદ્યાર્થીને લક્ષમાં રાખીને લખાએલા પુસ્તકમાં ક્રમ હશે અને ઉત્તરોત્તર તે ઉંચી કક્ષાએ પહોંચતું માલુમ પડશે વાચન માટે લખાએલા ઘણા પુસ્તકોમાં આ દોષ માલમ પડે છે વળી ભાષાના શબ્દો અને ભાવો તથા રચના પણ ઉત્તરોત્તર ચઢતી કોટિના હોવા જોઇએ એટલો એક જ લેખક બીજી ચોપડીનો પાઠ લખે, અને છઠ્ઠી ચોપડીનો પાઠ લખે તો તે બન્નેમાં ઝાઝો તફાવત નહિ પડે કારણ કે તેની પોતાની અમુક જ પ્રકારની ભાષા ઘડાએલી હોય છે તેની લેખનરીતી અમુક એક જ પ્રકારની હોય છે એટલે આખી વાચનમાળા જો એક જ લેખક લખે તો તે શિક્ષણની દ્રષ્ટિએ ક્રમ વગરની અને એ સ્વાભાવિક

છે વળી એક જ કવિ જો પોતાના કાવ્યો આખી વાચનમાળા માટે લખે તો તેમા પણ તે જ પ્રકારનો દોષ આવવાનો આ દોષ ટાળવાને, અને વિદ્યાર્થીઓને લક્ષમા રાખીને વાચનમાળા તૈયાર કરવા માટે મને એક જ સાચો રસ્તો જણાયો છે કે વર્તમાન યુગમા સાહિત્યમા જે જે કંઈ રચાયુ હોય તેમાથી ભાષા અને વિચારની દૃષ્ટિએ પસંદ કરી જુદા જુદા પાઠો તરીકે મૂકવુ, અને તેમ કરતા જ્યા સહેજ ફેરફાર જરૂરી હોય ત્યા તેમ કરવુ આ પ્રમાણે તૈયાર કરેલ વાચનમાળામા ભાષાના કયા કયા શબ્દો ક્યા ક્યા ધોરણમા આવે છે તેની તારવણી કરી, કઈ કઈ રીતી કયા કયા ધોરણમા આપી છે તે પણ નોંધવી, અને કયા કયા ભાવ તથા વિચાર કયા કયા ધોરણમા આપેલા છે તેની નોંધ તૈયાર કરવી આ સિવાય બીજી કોઈ બાબત રહી જતી હોય તો તે તપાસી જોઈ પછીથી જ આખી વાચનમાળા છપાવી બહાર પાડવી જો આ રીતે આખી યોજનાનો સંપૂર્ણ વિચાર થઈ કામ થાય તો જ વિદ્યાર્થીઓ માટે સારા પુસ્તકો તૈયાર થશે શિક્ષક લેખક ન પણ હોય અને લેખકને શિક્ષક માની લેવો એ પણ ખોટુ છે, માટે લેખકોના લખાણોમાથી શિક્ષકે સાહિત્યની ચુંટણી વિદ્યાર્થીઓ માટે કરવી, અને તેને ગોઠવી છપાવવી એ સારી વાચનમાળા તૈયાર કરવાનો રસ્તો છે આપણે ત્યા બાળપોથીઓ બહુ બહાર પડી છે, અને થોડી વાચનમાળાઓ પણ બહાર પડી છે પરંતુ તેમાની ઘણી તો પશ્ચિમની શિક્ષણપદ્ધતિઓનુ આધળુ અનુકરણ કરી તૈયાર થએલી છે

પાઠ્ય-પુસ્તકો તૈયાર કરવામા આજ સુધી શિક્ષક તો વીસરાઈ જ ગયો છે તેને કોઈ પણ પુસ્તકમા લક્ષમા લેવામા આવ્યો નથી સરકારે ગવર્નમેન્ટ રીઝોલ્યુશન કરીને અમુક ટકા અનટ્રેઈન્ડ શિક્ષકો રાખવાનુ ઠરાવેલુ છે આવા શિક્ષકોના હાથમા સિવાય જે વિદ્યાર્થીઓ આવી પડે છે તેમનો કોઈ વિચાર કરતુ હોય તેમ જણાતુ નથી અત્યારે જે માણસો શિક્ષક તરીકેનો ધધો સ્વીકારે છે તેઓ મોટે ભાગે બીજા ધધામા ન ફાવવાથી જ આમા આવેલા હોય છે શિક્ષકનો પવિત્ર ધધો કરવાના આશયથી આ ધધામા ગણ્યા ગાઠ્યા જ પડેલા હોય છે તેમને આ ધધાની તાલીમ આપવાની કશી જ સગવડ હોતી નથી નાણુ ગણવુ જમીન માપવુ દાક્તર થવુ કે આવા લગભગ દરેક ધધા માટે તે તે ધધાની તાલીમની જરૂરિયાત મનાઈ છે પરંતુ શિક્ષકનો જ ધધો એવો મનાયો છે કે તેમા ધધાને માટેની તાલીમની જરૂર નથી એમ સરકારનુ પણ માનવુ છે જો તેમ ન હોત તો ૬૦ કે ૭૦ ટકા જેટલા અનટ્રેઈન્ડ શિક્ષકો રાખવાનુ ધોરણ શા કારણથી સરકાર રાખત? આ ઉપરથી સ્પષ્ટ થશે કે શિક્ષકને લક્ષમા રાખીને પાઠ્ય-પુસ્તક લખવાની ખાસ જરૂર છે પરંતુ તેવા પુસ્તક આજે નથી તેમ કરવા માટે એક પુસ્તક વિદ્યાર્થી માટે તૈયાર થવુ જોઈએ અને તે જ પુસ્તક કેવી રીતે શીખવવુ તેની વિગતવાર સૂચના આપતુ અને વિદ્યાર્થીવાળુ પુસ્તક પણ જેમા આવી જાય તેવુ પુસ્તક શિક્ષક માટે બહાર પાડવુ

જોઈએ. અત્યારે તો અનટ્રેઈન્ડ શિક્ષકને તેના શિક્ષણની ખામીઓ માટે તેની શાળાનો મુખ્ય મહેતાજી, સુપરવાઈઝર, પરીક્ષક અને હરકોઈ ઇસમ ઠપકા આપી જ જાય છે. પરંતુ તેની મુશ્કેલીનો ઉકેલ કરે તેવા પાઠ્ય-પુસ્તકો કોઈ રચતું નથી.

પાઠ્ય-પુસ્તક રચનારાઓ વાલીઓને લક્ષમાં રાખવા જોઈએ એ તો હજી મોટા ભાગના માણસોના લક્ષમાં પણ આવ્યું નથી. તો પછી પાઠ્ય-પુસ્તક લખનાર અને તેને શીખવનાર શિક્ષકના ખ્યાલમાં ક્યાંથી આવે? મીલોથી ભરપુર અમદાવાદ શહેરની શાળાઓમાં, અને મીલમજુરોની શાળાઓના ગણિતમાં વાણા, તાણા અને સુતરના હિસાબ ક્યાં છે, ગામડામાં ચાલતા ગણિતના પુસ્તકોમાં ચીજે કેટલી બાજરી, જુવાર, ઘઉં ડાંગર કે તમાકુ પાકે તેના હિસાબ ક્યાં છે? રેંટિયો તો હવે આપણા જીવનમાં વસી ગયો છે તેના હિસાબ પુસ્તકમાં દેખાય છે?

વર્તમાન કેળવણી જ્યારે શરૂ થઈ ત્યારે ગણિત ગણનાર મોટે ભાગે વાણીઆ હતા. તેમને જરૂરી હિસાબો તે વખતે પાઠ્ય-પુસ્તકોમાં હતા. આજે તો ઘાંચી-મોચી-સઈ-સુતાર-સાળવી-કોળી-વાઘરી વગેરેને ભણવાનું છે. તેને વાણીઆનું ગણિત શા ખપનું? આપણા પાઠ્યપુસ્તકોમાં આ બદલાએલી પરિસ્થિતિનો પડઘો દેખાય છે?

કેટલાએ વિદ્યાર્થીઓ એવા હોય છે કે જેમના માબાપ કેળવાયેલા અને સંસ્કારી હોય છે. જ્યારે અન્ય વિદ્યાર્થીઓમાં કેટલાયને ઘેર ટ્યુશન આપવા શિક્ષકો જતા હોય છે. ઘેર શિક્ષક કે કેળવાયેલા માબાપ છોકરાના શિક્ષણ ઉપર દેખરેખ રાખી શકતા હોય તેમને લક્ષમાં રાખીને લખાએલું પુસ્તક એક તો શોધી કાઢો! અત્યારે તો તેમ નથી. ઝમકદાર અને પ્રાણવાન બાળકો માટે આપણી શાળાઓના પુસ્તકોમાં કંઈ નથી. પણ આ બાળકો તો આપણા દેશનું હીર છે. તેમનામાં જે શક્તિ છે તેને અવકાશ આપી વિકસાવવી એ દેશ-કલ્યાણ માટે જરૂરી છે, પણ આપણા પાઠ્ય-પુસ્તકો સામાન્ય વિદ્યાર્થીઓને લક્ષમાં રાખીને જ તૈયાર કરેલા હોય છે.

ઉપરની દરેક બાબતને હાથ ધરીને અત્યારે પ્રાથમિક શાળામાં જે પાઠ્ય-પુસ્તકો ચાલે છે તેની વિગતવાર સમાલોચના કરી શકાય, અને દોષો દેખાડી શકાય. પરંતુ દોષો દેખાડવાથી સુધારવાનું કામ નથી થઈ શકતું. કેટલીક વખત તે અદેખાઈ અને દ્વેષને જન્માવનારૂં બને છે, એટલે દોષો દેખાડવા કરતાં, શું શું લક્ષમાં રાખીને પાઠ્ય-પુસ્તકો રચાવા જોઈએ તેની માત્ર સામાન્ય ચર્ચા કરી છે. અસ્તુ.

---

* લેખકે પ્રાથમિક શાળાના ચાર ધોરણો માટે "વિદ્યાર્થી ગણિત ભાગ ૧ લો." અને શિક્ષકો માટે 'પ્રાથમિક શાળાનો અજિત શિક્ષક' બહાર પાડયા છે. તેમજ 'પ્રાથમિક શાળાના શિક્ષકનો ...' પણ બહાર પાડ્યું છે.

# પ્રવાસ દ્વારા ભૂગોળશિક્ષણ

લેખક

શ્રી. પોપટલાલ અબાણી

હાલના શાળાશિક્ષણ ઉપર જે જે દોષારોપણ થાય છે, તેમાનુ એક એ છે કે તે શાળાની ચાર દિવાલોની વચ્ચે જ અપાય છે, તે કેવળ પુસ્તકીઉ છે અને વ્યવહારમાં બહુ જ થોડું ઉપયોગી થઇ પડે છે અન્ય વિષયોના સંબંધમાં હોય તે ઓછેવત્તે અંશે સત્ય હશે, પણ ભૂગોળના સંબંધમાં તો અક્ષરશઃ સત્ય છે પુસ્તકમાથી કેવળ ભૌગોલિક સ્થળોના નામ પઠન કરવાથી કે તેના નામાક્ષરો નકશામાં બતાવી જવાથી કોઇ પ્રદેશની ભૌગોલિક પરિસ્થિતિનો સાચો ખ્યાલ આવે ખરો ? અને તેથી જ જેણે માત્ર પ્રાથમિક શાળાનુ જ નહિ પણ માધ્યમિક શાળાનુ પરિપૂર્ણ શિક્ષણ લીધેલ હોય છે, તેના વિદ્યાર્થીના પણ ભૌગોલિક ખ્યાલો ઘણી વખત હસવા જેવા હોય છે જે બાબતો જીવનમાં જરાય ઉપયોગી થઇ પડે નહિ તેવી બાબતો બાળકોને શીખવવાથી શો ફાયદો ? એમ કરવાથી તે સમય અને શક્તિનો અપવ્યય જ થયો લેખાય

વસ્તુસ્થિતિ આ પ્રમાણે છે, તેથી હાલના ભૂગોળ શિક્ષણમાં ધરમૂળથી ફેરફાર થવા જોઇએ તેનો અભ્યાસક્રમ પણ બદલાવો જોઇએ અને શિક્ષણપદ્ધતિ પણ બદલાવી જોઇએ તે બન્નેને જીવનલક્ષી બનાવવા જોઇએ

**ભૂમિકા** ગામની ભૂગોળ એ ભૂગોળશિક્ષણની ભૂમિકા છે તેના જ ઉપર ભૂગોળ શિક્ષણની બે કે વધારે માળની ઇમારત ઉભી રહેવાની છે બાળકોને ગામની ભૂગોળને લગતી બધી બાબતોનો પ્રત્યક્ષ પરિચય કરાવવો જોઇએ ગામની ભૂગોળ પુસ્તકમાં કે નકશામાં નથી પણ ગામમાં અને ગામની આસપાસ પ્રત્યક્ષ રૂપમાં પડેલી છે, તેથી તેને લગતા ખ્યાલો કંઇ શાળાના ઓરડામાં બેસીને આપવાના હોય નહિ તેને માટે તો બાળકોને પર્યટનો કરાવવાં જોઇએ.

**ગામની અંદર** બજારો બારીઓ, ધર્મશાળાઓ, દેવાલયો, મસ્જીદો, સ્થાનો, કારખાના કે કારીગરોના કાર્યાલયો સ્ટેશનો કે બંદરો આ બધા સ્થળોએ બાળકોને વખતોવખત લઇ જવા જોઇએ અને તેનો પરિચય કરાવી તે પરથી આપી શકાય તેટલા ભૌગોલિક ખ્યાલો સ્થૂળરૂપમાં આપવા જોઇએ

**ગામની બહાર** નદીકિનારે તળાવની આસપાસ સમુદ્ર કિનારે, મેદાનોમાં, ખેતરોમાં, વાડીઓ, બગીચામાં પથરની કે બીજી કોઇ ખાણમાં, પાસે રહેલી ટેકરી ઉપર, નજીકના બીડમાં કે જંગલમાં પ્રસંગોપાત બાળકોને ફરવા લઇ જવા અને ત્યાની ભૌગોલિક પરિસ્થિતિ પર તેમનુ લક્ષ ખેચવુ

આ પ્રમાણે ગામમાં અને ગામની આસપાસ પર્યટનો કરાવવાથી ખેતીપેદાશ, વનસ્પતિ-પેદાશ, ખનીજપેદાશ, ઉદ્યોગધંધા, વ્યવહારના માર્ગ, આયાત, નિકાસ અને લોકજીવન વિષે સ્થૂળ ખ્યાલ આપી શકાય અને તે યોગ્ય રીતે અપાય તો સમગ્ર ભૂગોળશિક્ષણ માટે સુંદર ભૂમિકા તૈયાર થાય.

**પ્રાંતની ભૂગોળ :** ગામની ભૂગોળ જેમ પર્યટનદ્વારા શીખવી શકાય છે, તેમ પ્રાંતની ભૂગોળ શીખવી શકાય કે કેમ એ આપણા દેશને માટે એક વિચારવા જેવો પ્રશ્ન છે. પાશ્ચાત્ય દેશોમાં તો એ પ્રમાણે બને જ છે. પ્રવાસદ્વારા ભૂગોળશિક્ષણ આપવા જતાં ખર્ચ અને તકલીફ એ બન્ને વિઘ્નરૂપે ખડાં થાય છે. જ્યાં પ્રજાઘડતરની ભાવનાથી શિક્ષણ અપાય છે, જ્યાં બાળકો એ દેશનું અમુલું ધન છે, આવતી કાલના નાગરિકો છે અને રાષ્ટ્રની ઉન્નતિ કે અવનતિનો આધાર એના જીવનઘડતર પર છે, એવી દૃષ્ટિથી શિક્ષણ અપાય છે, ત્યાં ખર્ચનો પ્રશ્ન આડે આવતો નથી. રાજસત્તા જ તેને માટે જોઈતું નાણું કાઢી આપે છે. સમાજ પણ મદદ કરે છે. ઉપરાંત રેલ્વે, સ્ટીમર કંપની, ટ્રામ કંપની, વગેરે પારવગરની સગવડ આપે છે.

આપણા દેશમાં પરિસ્થિતિ તદ્દન જુદી જ છે. શિક્ષક પોતે કંઈક પ્રયત્ન કરે તો જ આ દિશામાં થોડું ઘણું થઈ શકે તેમ છે. અલબત્ત, આ બાબત મુશ્કેલ તો છે જ પણ અશક્ય તો નથી જ.

આ દિશામાં કામ કરનાર શિક્ષકે સમાજનો સહકાર મેળવવો જોઈએ. તેમને સમજાવવું જોઈએ કે જો તમે તમારાં બાળકોને સાચી કેળવણી આપવા ઈચ્છતાં હો તો તમારે આર્થિક મદદ આપવી જ જોઈએ. આપણી બધી પ્રવૃત્તિઓ તેમનાં બાળકોનાં હિત અર્થે છે, એ બાબતની ખાતરી થતાં તેમના તરફથી આવશ્યક મદદ મળશે જ. આપણા સમાજમાંથી દાનવૃત્તિ કંઈ નાબુદ થઈ ગઈ નથી. જે સમાજ દવાખાના મંદિરો, મઠો અને મહંતોને પોષી રહ્યો છે, તે પોતાનાં સરસ્વતીમંદિરોની ઉપેક્ષા કેમ કરશે? સમાજની દાનવૃત્તિના બળે જ આર્યસમાજ સેંકડો શાળાઓને અને ગુરુકુલોને ચલાવે છે. મુસ્લીમ ભાઈઓ સ્થળેસ્થળે કુરાન શાળાઓ અને મદ્રેસા ચલાવે છે, તેનો ખર્ચ કોણ આપે છે? એટલે સમાજ પોતાની શાળાઓને આર્થિક સહાય નહિ આપે, એવી નિરાશા સેવવાનું કશું કારણ નથી.

જો આપણને જરૂર પૂરતી આર્થિક મદદ મળી રહે, તો પછી આપણે વિદ્યાર્થીઓને આપણા પ્રાંતનો પરિચય પુસ્તક વંચાવીને શાળાના ઓરડામાં બેઠા બેઠા ન કરાવીએ. પણ તેમને પ્રાંતના જુદા જુદા ભાગોમાં પ્રવાસે લઈ જઈને પ્રદર્શક (ગૂજરાતનું) પ્રત્યક્ષ દર્શન કરાવીએ. બાળકોને પ્રવાસદ્વારા ગૂજરાતનો પરિચય કરાવવો હોય, તો તેને માટે ઓછામાં ઓછા ત્રણેક પ્રવાસ ગોઠવવા જોઈએ.

ચિત્રો મેળવી તેનો સંગ્રહ સહેલાઇથી કરી શકે જેને પૈસા ખર્ચવાની સગવડ હોય તેણે ભૌગોલિક ચિત્રોની સ્લાઇડો તથા મેજિક લેન્ટર્ન ખરીદવા જોઇએ

**કાલ્પનિક પ્રવાસો કઈ રીતે કરાવવા?**

આ કામ બે રીતે થઇ શકે

૧ જાણે કે શિક્ષક પોતે કોઇ ભાગનો પ્રવાસ કરી આવેલ હોય અને તેની વાતો બાળકોની પાસે રજુ કરતો હોય

૨ જાણે કે શિક્ષક બાળકોને સાથે લઇને અમુક પ્રદેશમા પ્રવાસે નીકળેલ છે અને ત્યા જે જે બાબતો જોવામા આવે તેનુ વાર્તારૂપે વર્ણન કરે

આ પ્રકારે હિંદનો સામાન્ય પરિચય કરાવતો હોય તો તેને માટે નીચે પ્રમાણે પ્રવાસો ગોઠવી શકાય

| | | |
|---|---|---|
| ૧ | મુબઇથી દિલ્હી સુધીનો પ્રવાસ | ( બી બી ના ફ્રંટીઅર મેલમા ) |
| ૨ | મુબઇથી મૈસુર સુધીનો પ્રવાસ | જી આઇ પી તથા સધર્ન મરાઠા રેલ્વે દ્વારા |
| ૩ | દિલ્હીથી પેશાવર | નોર્થ વેસ્ટર્ન રેલ્વે દ્વારા |
| ૪ | દિલ્હીથી કલકત્તા „ | ઇસ્ટ ઇન્ડિઅન „ |
| ૫ | પેશાવરથી કરાચી | નોર્થ વેસ્ટર્ન „ |
| ૬ | મલબાર કિનારાનો પ્રવાસ | નહેર અને મોટરમા |
| ૭ | કન્યાકુમારીથી કચ્છ સુધીનો પ્રવાસ | દરીઆઇ માર્ગે સ્ટીમરમા |
| ૮ | મદ્રાસથી રામેશ્વર સુધીનો પ્રવાસ | સાઉથ ઈન્ડિઅન રેલ્વે દ્વારા |
| ૯ | મેંગ્લોરથી પેશાવર „ | ગ્રાંડ ટ્રંક એક્સપ્રેસમા |
| ૧૦ | ઉત્તરના પહાડી પ્રદેશનો પ્રવાસ | એરોપ્લેનમાં |

આ તરેહના કાલ્પનિક પ્રવાસો દ્વારા વ્યવહારના માર્ગ, પ્રસિદ્ધ શહેરો, ખેતી અને ખનીજની પેદાશ તથા કુદરતી દશ્યોનો સ્થૂલ પરિચય કરાવી શકાય

ભૂગોળ શિક્ષણનો આ પ્રકાર બાળકોને આનંદ આપે તેવો છે અને તેથી ભૂગોળવિદ્યાને લગતા જે ખ્યાલો મળે છે તે સારા અને ચોક્કસ હોય છે વળી આ પ્રકારે મળેલુ શિક્ષણ જીવનવ્યવહારમાં પણ ખૂબ ઉપયોગી થઇ પડે તેમ છે

# શ્વાસોચ્છ્વાસના મનનીય વિચારો

લેખક :
**રાજરત્ન પ્રો. માણિકરાવ**
સંચાલક, જુમ્માદાદા વ્યાયામમંદિર, વડોદરા

**શ્રી**. રા. રા. ગોકળદાસ કુબેરદાસ મહેતા, મંત્રી સન્માન સમિતિ એમના તરફથી શ્રી. રા. રા. પ્રાણલાલ કીરપારામ દેસાઇ, અમદાવાદ સ્કૂલબોર્ડના એડ. ઑફિસર, એઓ નિવૃત્ત થવાના હોવાથી તેઓશ્રીની, સાહિત્ય, સમાજ, અને કેળવણીની વિવિધ સેવાના સ્મરણાર્થે મ્યુ. શિક્ષકોએ એક " સન્માન સ્મારક ગ્રંથ " કાઢવાનો નિર્ણય કરી અને પ્રાણલાલભાઇની સેવામાં જે આ ફુલની પાંખડી અર્પણ કરવાનો અવસર આપ્યો છે તે બદલ હું તેમનો આભારી છું.

મેં વિષય પણ સર્વ ભાઈઓને અનુકુળ આવે એવો " શ્વાસોચ્છ્વાસના મનનીય વિચારો" શોધ્યો છે. શ્વાસોચ્છ્વાસની મહત્તા જેટલી ગાઇએ તેટલી ઓછી જ છે અને આપણા ઉગતા ભારતવાસીઓ એનો જો વિચાર કરી વર્તે તો આપણી આયુર્મર્યાદા જે આજ ૨૩ વર્ષ ઉપર આવી ગઇ છે તે ૧૦૦ વર્ષ પર આવી ઠેરશે અને આજના સન્માનનીય પ્રાણલાલભાઇના જેવાં મહત્વનાં કાર્યક્ષેત્રમાં કામ કરી સેવા બજાવશે, અને હું શ્રી. પ્રાણલાલભાઇને દીર્ઘ આયુષ્ય અને આરોગ્ય પરમકૃપાળુ પરમેશ્વર બક્ષો એવી પ્રાર્થના કરી મારા વિષયની શરૂઆત કરૂં છું.

શ્વાસોચ્છ્વાસ એટલે જીવન, પછી તે ગમે તે હો. નાનામાં નાનું જીવડું અગર પશુ યા કોઇ પણ વનસ્પતિ હો પરંતુ એ સર્વનું જીવન શ્વાસોચ્છ્વાસની ક્રિયા પર અવલંબી રહેલું છે. શ્વાસોચ્છ્વાસ કરવા એટલે જીવવું અને જીવવું એટલે શ્વાસોચ્છ્વાસ કરવા, એવી રીતે શરીરની આરોગ્યતા અને શ્વાસોચ્છ્વાસની ક્રિયાનો અતિ નિકટનો સંબંધ છે. શ્વાસોચ્છ્વાસ જો સારા થાય નહિ તો શરીર ક્ષીણ થઇ અનેક રોગોનો ભોગ થઇ પડશે અને જો યોગ્ય રીતે શ્વાસોચ્છ્વાસ કરવામાં આવે તો શરીરમાં જોશ; કણખરતા, ઉત્પન્ન થઇ નિરોગી અને આયુર્મર્યાદા વૃદ્ધિંગત થશે.

શ્વાસોચ્છ્વાસનો તાલબધ્ધ વ્યાયામ કરવાથી સર્વ રોગોનો નાશ કેવી રીતે થાય છે, એ બાબત પાતાંજલી મહર્ષિએ દીર્ઘશ્વસનનો વિચાર કરી એક મોટો ગ્રંથ રચ્યો છે. તેમજ પૂર્વેના ઋષિમુનિઓએ તપશ્ચર્યા કરી લોકોને બતાવી આપ્યું છે કે યોગથી કેટલી અતૂટ શક્તિ પ્રાપ્ત થાય છે; કારણ પ્રાણાયામના અભ્યાસથી આરોગ્ય તો સારૂ રહે છે જ પણ મનુષ્યની માનસિક શક્તિ, આત્મસંયમન, નીતિ અને આધ્યાત્મિક ઉન્નતિ વગેરે પ્રાણાયમથી

વધારવામાં આવે છે પૂર્વે સંધ્યા વિધિમાં પ્રાણાયામનો અભ્યાસ કરાવતા પરંતુ હાલ ફક્ત આંગળીઓથી નાક દબાવવાની એક કવાયત થઈ ગઈ છે

આની રીતે ઉત્પન્ન થએલી નિર્બળતાને કાઢી નાખી એક જ પેઢી જો યોગ્ય રીતે શ્વાસોચ્છ્વાસ કરવાનો અભ્યાસ કરે તો તે પેઢી અને તેના વંશજો સશક્ત અને નિરોગી થશે આપણે જોઈએ છીએ કે જંગલી લોકો, પશુ અને છોકરાઓ એમને યોગ્ય રીતે શ્વાસ કેમ લેવો તે શીખવવું પડતું નથી, ઈશ્વરી નિયમ પ્રમાણે એઓ શ્વાસોચ્છ્વાસ બરાબર કરે છે સુધરેલા માણસોમાં ચાલવાનું બેસવાનું ઊઠવાનું ઉપરાંત પોશાક અને અસ્વાભાવિક ટેવો તથા વ્યસનો વગેરે સુધારણાના નામ નીચે આવે છે આની રીતે ચક્રમાં સપડાયેલા મનુષ્યો આરોગ્યનો નાશ કરી રહ્યા હોય છે

શરીરપ્રકૃતિ ઉત્તમ રહેવા માટે યોગ્ય શ્વાસોચ્છ્વાસ અને વ્યાયામ કરવો જ જોઈએ દંડ, બેઠક, લાઠી કુસ્તી વગેરેમાં પણ યોગ્ય રીતે શ્વાસોચ્છ્વાસ કરવાની જરૂર છે દંડ, બેઠકો લઈએ તો તેમાં એકતાનતા લાવી દીર્ઘશ્વાસ લઈ ધીરે ધીરે દંડ બેઠકો કરવાથી યોગ્ય શ્વાસોચ્છ્વાસ કરવાની ટેવ પડે સર્વ સ્નાયુને યોગ્ય વ્યાયામ થાય છે તેમજ શરીરને સ્વચ્છ હવા અને સૂર્ય પ્રકાશમાં ખુલ્લું મૂકવું જોઈએ એનાથી ઊલટું જે લોકો વ્યાયામ તો કરતા નથી પણ ગરમ કપડાં અને અન્ય કપડાંથી શરીરને આચ્છાદ કરે છે અને જે કરવું ન જોઈએ તે કરે છે તેઓ સારી ટેવો ન પાડતા માત્ર ખરાબ ટેવો પાડી રહે છે આરોગ્યના ભોગે સુધારણા આવે છે જંગલી લોકોનું પણ એ પ્રમાણે જ થાય છે, તેઓને અસ્વાભાવિક ટેવો ન હોવાથી તેઓ સશક્ત અને તંદુરસ્ત હોય છે પરંતુ તેઓ ગામડાંઓ છોડીને શહેરોની ગોધાયલી હવામાં આવી રહે છે તેથી ધીમે ધીમે તે લોકો પણ સુધરેલા લોકોની જોડમાં આવીને બેસે છે જ્યાં નિસર્ગ હોય ત્યાં આરોગ્ય હોય છે અને જ્યાં સુધારણા છે ત્યાં રોગ છે

પાશ્ચિમાત્ય લોકોને એનું મહત્ત્વ ખબર પડવાથી તેમણે એર બાથ્સ અને સન બાથ્સ તૈયાર કર્યા છે

આપણે ત્યાં એનું મહત્ત્વ સર્વત્ર હજી સમજાયું નથી પરંતુ હાલમાં કેટલેક ઠેકાણે એનું મહત્ત્વ બરાબર સમજવાથી શ્રીમત્ સ્વામી કુવલયાનંદ જેવાએ મહત્ પ્રયાસથી કૈવલ્યધામ જેવી સંસ્થા બનાવી લોકોના આગળ એનું મહત્ત્વ રજુ કર્યું છે એટલું જ નહિ પણ મુંબઈ સરકાર અને સંયુક્તપ્રાંત સરકાર તરફથી એમને સારી રીતે ઉત્તેજન મળી રહેલું છે ઉપરાંત મુંબઈ સરકાર તરફથી એની શાખા ઉઘાડવા સારૂ એમને જમીનનો પ્લોટ પણ અપાએલો છે મુંબઈ વિશ્વવિદ્યાલય અને સંયુક્ત પ્રાંત સરકારે વિદ્યાર્થીઓને એનું શિક્ષણ આપવાનો સ્તુત્ય પ્રયત્ન આદર્યો છે પણ એ જલદી અમલમાં લાવી વિદ્યાર્થીઓને એ દિશાએ સંયોગ

દોરે એવી આશા છે. કારણ આજે જ્યાં જોઇએ ત્યાં નાની છાતી વાળા, વાંકા ખંભાવાળા અને ક્ષયરોગી માણસો માલમ પડે છે અને એનું ઉદાહરણ જોવું હોય તો કોઇ સભામાં જઇને જોશો તો જણાઇ આવશે કે લોકો શાંત બેસવાનો પ્રયત્ન ઘણો કરે છે પરંતુ યોગ્ય શ્વાસોચ્છ્વાસની ટેવ ન હોવાથી ઇંદ્રિયો ફેફસાં અને શ્વાસનલિકા એમને દગો આપે છે અને ખાંસી ખાઇ અગર છીંકીને એમની અશક્ત સ્થિતિનું ભાન કરાવે છે. તેમજ આજકાલ શ્રીમંત લોકો લાખો રૂપીઆ ખર્ચી હૉસ્પીટલો અને દવાખાનાઓ બંધાવે છે. એ પરોપકારની દૃષ્ટિએ અતિ સુંદર છે, પરંતુ રોગ જ વધવા દેવો નહિ અને ભયંકર એવા ક્ષયરોગનો નાશ થવા યોગ્ય માર્ગ માટે પ્રયત્ન કેમ થતો નથી ? એ જોવું જોઇએ. ઉપાય કરતાં અટકાવ વધારે સારો. "Prevention is better than cure" જેથી ઉત્તમ શાળાઓ, જીમખાનાઓ અને વ્યાયામમંદિરો સ્વચ્છ મેદાન પર બાંધી વ્યાયામ અને શ્વાસોચ્છ્વાસ યોગ્ય રીતે શીખવવાને માટે સ્થાપન કરવાં જોઇએ. સેનિટોરીયમ, હૉસ્પીટલો વગેરે બાંધવા કરતાં ઉત્તમ શાળા, અને કસરતશાળાઓ પ્રત્યેક ગામડે ગામડે અને શહેરે-શહેરે ઠેકઠેકાણે સ્થાપન કરવાના પ્રયત્ન થવા જોઇએ. રોગોનો અભ્યાસ ડૉક્ટરોએ અને વૈદ્ય લોકોએ કરવો પરંતુ રોગ ન જડે અને આરોગ્ય ઉત્તમ રહે એ વિષયનો અભ્યાસ કરી જ્ઞાનનો પ્રચાર કરવો એ સરકારનું, લોકોનું અને પ્રત્યેક વ્યક્તિમાત્રનું પવિત્ર કર્તવ્યકર્મ છે. અને શ્વાસોચ્છ્વાસ જેવા મહત્વના વિચારોનો પ્રચાર કરવો જોઇએ. હવે શ્વાસોચ્છ્વાસની મુખ્ય ઇંદ્રિયો કઇ કઇ છે એનો આપણે વિચાર કરીશું.

શ્વાસોચ્છ્વાસની મુખ્ય ઇંદ્રિયો ફેફસાં અને શ્વાસમાર્ગ. છાતીની જમણી અને ડાબી બાજુએ એક એક ફેફસું છે. એમાં હૃદય, મોટી રક્તવાહિનીઓ અને શ્વાસનલિકાઓ છે. આ ફેફસાં સર્વ બાજુએથી ઉઘાડાં હોય છે, ફક્ત ઉપરની બાજુએ એટલે એના મૂળ તરફ તે ખુલ્લાં હોતાં નથી. કારણ, ત્યાં શ્વાસનલિકા, શિરાઓ અને ધોરી નસો વગેરે મુખ્ય શ્વાસનલિકા અને હૃદય જોડાયલા હોય છે. ફેફસાંઓ ધમણ ( Spung ) સ્પંજ પ્રમાણે હોઇ તેમાં નાની નાની કોથળીઓ હોય છે. આ કોથળીઓ ઘણી નરમ હોય છે. ફેફસાં ઉપર એક પ્રકારનો પડદો હોઇ તેમાંથી તેલ જેવો પદાર્થ નીકળતો હોવાથી તેઓ એક એક પર ઘસાતાં હોવા છતાં તેમાં ફાટતૂટ કે ભાંગતોડ ન થતાં એક એક પર ઘસાએ જાય છે.

**શ્વાસમાર્ગ:**—શ્વાસમાર્ગ એટલે નાકનું અગર મોઢાના અંદરનું પોલાણ, ઘાંટો, શબ્દેંદ્રિય, શ્વાસનલિકા અને તેની નાની નાની અનેક શાખાઓ છે. નાકના અંદર શ્લેષ્મલ ત્વચાને લોહીનો સંચય સારો મળતો હોવાથી બહારની ઠંડી હવા નાક વાટે અંદર લઇએ છીએ છતાં તે હવા શ્લેષ્મલ ત્વચાના સંયોગથી ગરમ થઇ ઘાંટામાંથી શ્વાસનલિકાના મોઢામાં જાય છે અને ત્યાંથી શ્વાસનલિકા અને તેની અનંત શાખાઓ પ્રસરે છે. આ શાખાઓ

આગળ આગળ અતિશય સૂક્ષ્મ થતી જાય છે, દરેક શાખાના છેવટે એક હવાની કોથળી હોય છે. આ સર્વ સૂક્ષ્મ કોથળીઓમાં હવા આવીને ભરાય છે. એક દ્રાક્ષનો ઝુમખો આંખ સામે લાવો અને તેને જુઓ. આ ઝુમખાનું મુખ્ય ડીંટું તે શ્વાસનલિકા, ઝુમખાની ડીટાંની નાની શાખાઓ તે શ્વાસનલિકાની શાખાઓ અને શાખાના છેવટે રહેલી દ્રાક્ષો એટલે નાની નાની કોથળીઓ એટલે શ્વાસનલિકા અને તેની શાખા અને કોથળીઓની બરાબર કલ્પના આવશે.

મધ્યપટલઃ—આ નામનો એક સ્નાયુમય આડો પડદો છે. એનાથી હવા અંદર ખેંચાય છે. શ્વાસોચ્છ્વાસની ક્રિયાને જરૂરી મુખ્ય સ્નાયુ એટલે મધ્યપટલ અને ફેફસાંમાં હોનારો સ્નાયુ એ છે. આ સ્નાયુ ઉરોભાગ અને પેટના ભાગમાં વચ્ચોવચ હોઈ તેને છુટા પાડે છે. મધ્યપટલ એક સરખું નીચે ઉપર જાય છે. તે ઘુમટના આકારનો અને નીચે જાય છે ત્યાં પ્રસરી જઈ છાતીનું પોલાણ જ્યારે શ્વાસ લઈએ છીએ ત્યારે મોટું થાય છે. નીચે ઉપર જવાથી છાતીનું પ્રસરણ અને આકુંચન થવાથી હવા અંદર બહાર આવજા કરે છે. એની પણ ક્રિયા હૃદયની ક્રિયા પ્રમાણે આપણા હાથમાં નથી પરંતુ ઇચ્છાશક્તિના યોગથી અને અભ્યાસથી મધ્યપટલની ક્રિયા આપણા તાબામાં લાવી શકીએ છીએ. એ સ્નાયુ અંદરની બાજુએ હોવાથી કોઈ એનો વિચાર કરતું નથી. બધા લોકો હાથ પગના સ્નાયુઓ પીલદાર કરવા તરફ ધ્યાન આપે છે. પરંતુ સર્વ ક્રિયાને અત્યંત જરૂરી આ મધ્યપટલ સ્નાયુ બાબત કોઈ બીલકુલ વિચાર કરતાં નથી. શ્વાસોચ્છ્વાસ રૂપી ભાતો આપણા તાબામાં રાખવાથી ઉત્તમ રીતે દમ છાટનાં આવડવાથી (આ કામ મધ્યપટલ સારી રીતે તૈયાર કરવાથી થાય છે) કેટલા ફાયદા થાય છે એનો થોડો ઘણો વિચાર કરવાથી કોઈને પણ ખબર પડશે.

રૂધિરાભિસરણઃ—ફેફસાંમાં છાતીના ડાબા ભાગમાં હૃદય હોય છે. હૃદય એ લોહીથી ભરેલી માંસમય અગર સ્નાયુમય કોથળી અગર લોહીને આથી ફેંકનારી સ્નાયુમય પીચકારી છે. હૃદયરૂપી કોથળી જાડી હોઈ તેનો આકાર કેળના ફુલ પ્રમાણે છે અને તેનું મોં ઉપરથી પહોળું અને નીચે નાની ટોચ હોય તે છાતીના ડાબા ભાગમાં તીરછું રહેલું છે. તેમાં ડાબો અને જમણો એવાં બે ભાગ છે અને તે દરેક ભાગમાં એકએક પેટા ભાગ છે. એ પેટા-ભાગ પૈકી ઉપરનો નાનો અને પાતળો અને નીચેનો મોટો અને જાડો હોય છે. હૃદય હમેશાં આકુંચન પ્રસરણ થાય છે. હૃદય આકુંચિત થાય છે કે એમાંથી જોરથી લોહી બહાર પડે છે તે પ્રથમ મોટી ધોરી નસોમાં આવે છે, ત્યાંથી પછી નાની રક્તવાહીનીઓમાં, પછી તેમાંથી અતિશય નાની થતા બાલ જેટલી ઝીણી રક્તવાહીનીઓમાં થઈ બધાં શરીરમાં પ્રસરે છે. એવી રીતે લોહી દરેક ભાગમાં જઈ પોતાનામાં રહેલા પોષક દ્રવ્યો દરેક ઇંદ્રિયને આપી ત્યાંથી રવાના કરે છે. પછી અત્યંત સૂક્ષ્મ અશુદ્ધ નસોમાં થઈ તે અશુદ્ધ શિરાઓમાં

થઈને શરીરમાંની ગંદકી લઈ હૃદયના જમણા ભાગ તરફ પાછું ફરે છે. જ્યારે લોહી શુદ્ધ વાહિનીઓમાંથી જાય છે ત્યારે તેનો રંગ લાલ અને જ્યારે ગંદકી લઈને પાછું ફરે છે ત્યારે તે લોહી કાળાશ પડતું ભુરૂં એવું હોય છે તેમાં પ્રથમનાં પોષક દ્રવ્યો હોતાં નથી. આ અશુદ્ધ રક્તપ્રવાહ હૃદયના જમણા ભાગમાં ઉપરના પેટાભાગમાં આવે છે અને ત્યાં આકુંચનને લઈને નીચેના પેટાભાગમાં આવી ત્યાંથી હૃદયના ડાબા ભાગ તરફ ન વળતાં તે ફેફસાં તરફ જાય છે અને આ રક્તપિંડોને લાગીને જ વચમાં વચમાં હવાની અનેક કોથળીઓ હોય છે. આ કોથળીઓમાં જ હવા આવીને ભરાય છે. હમણાં આપણે લોહીનું અને હવાનું શું થાય છે તે જોઈએ.

**શ્વાસ અને ઉચ્છ્વાસઃ**—અશુદ્ધ લોહીનો પ્રવાહ ઠેકઠેકાણે અનેક સૂક્ષ્મ હવાના ફુગ્ગાઓ વાળાં ફેફસાંના રક્તપિંડમાં સર્વ ફેફસાંમાં પ્રસરે છે એટલામાં આપણે એક શ્વાસ લઈ બહારની સ્વચ્છ હવા અંદર ખેંચી લઈએ છીએ. આ વખતે હવામાં રહેલો ઑક્સિજન પિંડમાંના અશુદ્ધ લોહી સાથે મળી જાય છે. ફેફસાંમાંની સૂક્ષ્મ રક્તવાહિનીઓમાંના પિંડો લોહીને આવવા જેટલા જાડા પણ હવાની ક્રિયા થવા જેટલા પાતળા હોવાથી આ સૂક્ષ્મ પાતળા પિંડોમાંથી ઑક્સિજન સાથે લોહીનો સંયોગ થયો, એટલે એક પ્રકારની જ્વલનાત્મક રસાયણ ક્રિયા શરૂ થતી હોવાથી લોહી હવામાંનો ઑક્સિજન શોષી લે છે અને શરીરમાંના સર્વ ભાગમાંથી લોહીમાં આવેલાં ગંદી ઝેરી પદાર્થોને કર્બનિકામ્લના રૂપે ઉચ્છ્વાસ સાથે બહાર પડે છે. ઑક્સિજનના સાથે સંયોગ થતાં જ રક્ત શુદ્ધ, લાલચોળ અને શરીરમાંના સર્વ ભાગોને પુષ્ટિ આપવા લાયક તૈયાર થાય છે. આ પ્રમાણે રક્તપ્રવાહ શુદ્ધ થયો એટલે તે હૃદયમાંના ડાબા ખાનામાં આવે છે અને ત્યાંથી ધમનીઓમાંથી થઈ ફરીથી તે સર્વ શરીરમાં ફરવા નીકળે છે. એવી રીતે લોહીનું એકસરખું નિયમિત ભ્રમણ થયા કરે છે અને ૨૪ કલાકમાં ૯–૧૦ હજાર ગૅલન રક્ત સર્વ ફેફસાંભર બેઉ બાજુએથી સરખી રીતે પ્રસરી ઑક્સિજન સાથે સયોગ થઈ શુદ્ધ થયા કરે છે.

**ઑક્સિજન અને કર્બનિકામ્લઃ**—કેવળ ઑક્સિજન વાયુ જો લેવામાં આવે તો તે ઘણો કડક હોવાથી વાતાવરણમાં બીજા પદાર્થો સાથે તેનું મિશ્રણ હોય છે તે પ્રમાણ નીચે પ્રમાણે છે.

સેંકડે ૭૯ ટકા નાઇટ્રોજન.
૨૦ ટકા ઑક્સિજન.
'૦૪ ટકા કર્બનિકામ્લ.

એ પ્રમાણે ઑક્સિજન સાથે બીજા પદાર્થોનું મિશ્રણ થયેલું હોવાથી તેનું કડક પાણું નાબુદ થઈ તે શ્વાસને માટે યોગ્ય એવો બને છે. જ્યારે ઑક્સિજનનો રક્તપિંડોમાંના લોહી

સાથે સંયોગ થઇ રાસાયણિક ક્રિયા થાય છે તે વખતે લોહીમાંથી હેમોગ્લૉબીન નામનું દ્રવ્ય ઑક્સિજનનો ઘણોખરો ભાગ શોષી લે છે અને તેનો ઑક્સો હેમોગ્લોબીન નામનો પદાર્થ તૈયાર થાય છે. શરીરમાંના સર્વ ભાગમાંના અવયવોની ભાંગતોડ દુરસ્ત કરી તેને પુષ્ટિ આપનારો પદાર્થ આ જ છે. અને આ પદાર્થ સાથે રકતપ્રવાહ હૃદયના ડાબા ખાનામાં આવી ત્યાંથી તે સર્વ શરીરમાં ફરતો હોવાથી શરીરના સર્વ અવયવો જેને તેને જોઇએ તે જાતનાં તમામ પૌષ્ટિક દ્રવ્યો તેમાંથી મેળવે છે. નિરૂપયોગી જીર્ણ થયેલા પરમાણુ તેમાં ફેંકી દે છે. આવી રીતે ઝેરી પદાર્થો કર્બિકામ્લ ઉચ્છ્વાસ સાથે બહાર પડે છે. આ બહાર પડતા ઉચ્છ્વાસમાંના વાયુઓનું પ્રમાણ નીચે પ્રમાણે છે.

સેંકડે ૭૯ ટકા નાઇટ્રોજન.
૧૬ ટકા ઑક્સિજન.
૪ ટકા કર્બિકામ્લ.

એ સિવાય પાણીની વરાળનો પણ કેટલોક ભાગ હોય છે. એટલે ઑક્સિજનના ૨૦ ભાગ પૈકી ૪ ભાગ લોહી લેઇ લે છે. યોગ્ય રીતે શ્વાસોચ્છ્વાસ કરી હવામાંનો ઑક્સિજનનો લોહી સારો સંયોગ થવાથી ધમનીઓમાં સેંકડે ૨૫ % આ પ્રમાણમાં ઑક્સિજન હોય છે. વાતાવરણમાંથી હવાનો શ્વાસ લેવા પૂર્વે કર્બિકામ્લ ફક્ત સેંકડે ·૦૪ નુ પ્રમાણ હોય છે પણ તે જ ઉચ્છ્વાસ વખતે સેંકડે ૪ ના પ્રમાણમાં થઇ દરરોજ સાધારણ રીતે ૭૦૦ થી ૭૫૦ ગ્રામ એટલે ૨½ ઔંસ એકંદર ઑક્સિજન શરીરમાં જાય છે. અને ૮૫૦–૯૦૦ ગ્રામ કર્બિકામ્લ શરીરના બહાર નીકળે છે, એવો અંદાજ છે.

એટલા ઉપરથી એ સિદ્ધ થાય છે કે શ્વાસોચ્છ્વાસની સાથે અંદર લીધેલી હવા અને ઉચ્છ્વાસ સાથે બહાર પડતી હવામાં જમીન આસમાનનું અંતર પડે છે. પહેલી શુદ્ધ અને આરોગ્યદાયી હોય છે અને બીજી અશુદ્ધ અને વિષમય હોય છે.

આવી રીતે શ્વાસોચ્છ્વાસ ઉપર લખવા બેસીએ તો એક સ્વતંત્ર ગ્રંથ તૈયાર કરવો પડે; પરંતુ સ્થળસંકોચને લીધે આટલી હકીકત ઉપરથી સર્વેના ધ્યાનમાં આવશે કે શ્વાસોચ્છ્વાસ શું ચીજ છે અને તેનું નિયમિત પાલન કરવાથી શું શું ફાયદા થાય છે તે સહેજે જણાઇ આવે છે. માટે હું ધારૂં છું કે આપણા યુવકો અને યુવતિઓ એ વિષય ઉપર પૂર્ણ ધ્યાન આપી પોતાનું જીવન અમૃતમય બનાવશે એવી આશા રાખી આ લેખ અત્રે પૂર્ણ કરૂં છું.

# ભોગ અને રોગ

લેખક :
શ્રી. બાપાલાલ વૈદ

ભર્તૃહરિએ '**भोगे रोगभयम**' એમ લખ્યું અને પૃથગ્જનોએ પણ ઉચ્ચાર્યું કે 'ભોગ એટલા રોગ' પરંતુ ભોગની વ્યાખ્યા, ઘણી વ્યાખ્યાઓની પેઠે, આપવી મુશ્કેલ છે.

સાધારણ સમાજ તો જીવનના ઉપયોગમાં આવતી ઘણી વસ્તુઓના સેવનને ભોગ જ લેખે છે. પાનપટ્ટી ખાવી, ચા પીવી, હોટલમાં જઇ ભજીયાં ખાવાં, સિનેમા જોવાં, નાટક જોવાં પાર્ટીઓમાં જવું, ઇત્યાદિનો 'ભોગ'માં સમાવેશ થતો જોવામાં આવે છે. 'અરે આ ખાડે અને ચાએ તો દાટ વાળ્યો. જેટલા ભોગ તેટલા રોગ થાય જ ને?' આવો ઉપદેશ એક વૈદ તરીકે મારા સાંભળવામાં ઘણો આવે છે.

ભોગ ભોગવનાં મનુષ્યો બધા જ રોગી હોય છે એવું જોવામાં નથી આવતું. તદન સાદા માણસો હમેશાં નિરોગી જ જોવામાં નથી આવતા. ભોગથી માણસનું પતન થાય છે કે અ-ભોગથી માણસનું શ્રેય થઇ જાય છે એમ માનવાને મારું મન સાફ ના પાડે છે. જો એમજ હોત તો પછી તુલસીદાસ અને બિલ્વમંગલનો ઉદ્ધાર જ ન થયો હોત. આથી ઉલટું પાંડુ-માદ્રીની કથા છે. પાંડુ જ્ઞાની અને સંયમી હતો છતાં છેવટે તે પડયો. પાંડુનું પતન અને બિલ્વમંગલાદિનું ઊર્ધ્વારોહણ આ બન્ને પ્રસંગો આપણને વધુ વિચાર કરવા પ્રેરે છે.

સંયમને આપણા જીવનમાં ઉચ્ચ સ્થાન છે અને સંયમી માણસને આપણે સત્કારીએ પણ છીએ. પરંતુ સંયમ પાળવાની જે રીતો અત્યાર સુધી પ્રચલિત છે તેમાં પોતાની પ્રકૃતિ ઉપર જુલમ કરી વૃત્તિઓનો ઉચ્છેદ કરવા માટે મનુષ્યે કેટલીકવાર પોતાનાં કરણનો પણ ઉચ્છેદ કરવાની રીત અખત્યાર કરેલી છે. કામવાસનાનો સંયમ કરવા માટે સ્ત્રીસ્પર્શથી દૂર રહેવાનો કે સ્ત્રીદર્શનનો ત્યાગ કરવાનો ઉપાય પ્રચલિત છે. એ વૃત્તિના પર વિજય મેળવવા માટે નપુંસકત્વ સ્વીકારવાની પદ્ધતિ પણ પ્રચારમાં હતી. નરમ પથારીમાં સુવાની એટલે કે સુંવાળા સ્પર્શમાં આનંદ લેવાની વૃત્તિને જીતવા માટે ખીલાની પથારી પર સૂવાની રીત અજમાવવામાં આવેલી છે. આ રીતે સાચો સંયમ ભાગ્યે જ સધાય છે એ કહેવાની જરૂર ન જ હોય. વૃત્તિઓને બળપૂર્વક દબાવી દેવાની ક્રિયાને સંયમ ન કહેવાય. દબાવેલી વૃત્તિઓ જમીનમાં બળતા જ્વાળામુખી જેવી છે. તેઓ પોતાનો લાગ આવતાં એટલા બળ-પૂર્વક બહાર ફાટી નીકળે છે કે તેમનો સંયમ તો શું પણ પ્રતિરોધ કરવો પણ અઘરો થઇ પડે છે એ આપણે શું નથી જાણતા?

"આ ભાઇ તો વર્ષોથી મીઠું ખાતા નથી. ફલાણા ભાઇ કેવળ ચટાઇ પાથરીને જ સૂએ છે. આ ભાઇ તો બારે મહિના ઠંડા પાણીથી જ સ્નાન કરે છે. આ ભાઇને કશું જ વ્યસન નથી." આવું જ્યારે આપણે વ્યક્તિ વિષે જાણીએ છીએ ત્યારે આપણા સમાજમાં તે વ્યકિત 'તપસ્વી' તરીકે ઓળખાય છે–પૂજાય છે. ઘણાએ સાધુઓ મહિનાઓ સુધી કેવળ ચણા ફાકીને જ રહે છે એવું લોકો જાણે છે એટલે લોકો એ સાધુને 'તપસ્વી' માની તેની પાછળ ઘેલા બને છે. પરંતુ આને 'સંયમ' કહેવો એ સંયમ શબ્દની ઠેકડી કરવા સમાન છે. 'જીવનની તરંગમય લીલાને' અને 'પ્રાણની નિઃસીમ સ્વતંત્રતાને' જ્યાં સ્થાન નથી હોતું એવા દેખાતા નીતિના અડંગ અનુયાયીઓથી સમાજે ચેતતા રહેવું જોઇએ. આ શુષ્ક નીતિવાદ વ્યકિતને અભિમાની બનાવે છે અને એને નીચે પછાડે છે.

મનુષ્યજીવન સીધી લીટી જેવું નથી, એના રસ્તા બહુ અટપટા અને વાંકાચુંકા છે. ભૂતકાળમાં થઇ ગએલા સંતોનાં જીવન જોતાં પાપાચાર કે ભોગાચાર કેવળ બાધક જ નીવડ્યો છે એમ નથી બન્યુ. એ રીતે જોતા તો ભોગો એક દષ્ટિએ જ્યમ અંતરાય રૂપ છે તેમ તે સહાયક પણ બનેલા છે. સાચી નીતિને બાહ્ય કર્મોના આચાર કરતાં માનવના અંતઃકરણ જોડે ઘણો વધારે સંબંધ છે. સમાજમાં એક માણસ ડાહ્યો ડમરો, નીતિમાન્ મનાતો હોય છે પરંતુ તેના અંતરમાં ઘણા છૂપા ચોરો–ભયાનક ડાકુઓ છૂપાઈ રહેલા હોય છે. એટલે બાહ્ય–સ્થૂલ દષ્ટિએ દેખાતો નીતિમાન એ સાચા અર્થમાં નીતિમાન ન પણ હોય. પરંતુ 'બહિર્દષ્ટિ જાડી જડ જગત પામ્યું પ્રથમથી' એ સ્વ. ખોટાદકરની ઉકિત અનુસાર જાડી બહિર્દષ્ટિ સાચા નીતિકારને ઓળખી શકતી નથી.

ત્યારે ભોગ અને યોગ એ બન્ને એક જ લાકડીના બે છેડાઓ છે શું ? ના, એમ પણ કેમ કહેવાય ? ભોગો ભોગવીને જ માણસ યોગી થઇ શકે એમ પણ ન કહેવાય, તેમ ભોગમાત્રથી ભાગીને જ યોગી થવાય છે એમ પણ નથી મનાતું. ભોગમાત્ર બંધનરૂપ છે એમ માની લઇ "જે વ્યક્તિ પોતાની પ્રાણશકિતના ઉપર બહુ દબાણ કરે છે તો પ્રાણશકિત જ ઓસરી જાય છે અને તેનામાં રહેલી ભોગશકિત ભોગ ભોગવવાની અશકિતના રૂપમાં ફેરવાઇ જાય છે. જે વ્યકિત કે પ્રજાની બાબતમાં આમ બને છે તે વ્યકિત અને પ્રજાનું જીવન કુંઠિત થઇ જાય છે, તેની મહત્વાકાંક્ષાઓ શમી જાય છે, નિર્જીવ, નિરાશાવાદી ને પરાજિત તેમનું જીવન દરીદ્રિ બની જાય છે."*

ત્યારે '**भोगे रोगभयम्**' એ શું ખોટું છે ? જે અર્થમાં 'ભોગ' શબ્દ અહિં વપરાયો છે તે અર્થને જ દષ્ટિ સમક્ષ રાખીએ તો ભોગ એ રોગનું મૂળ છે એમ કહેવામાં વાંધો ન જ આવે. સમયોગ, અતિયોગ અને હીનયોગ–આ ત્રણમાં જે અતિયોગ કરે છે તેને

* 'સંયમ અને શક્તિમાર્ગ' અનુ૦ અંબાલાલ બા. પુરાણી પૃ૦ ૬૬

આપણે ભોગી ગણીએ તો ચાલી શકે ખરું. હીનયોગ પણ ખરાબ છે. આંખો ફાડીફાડીને જોવું તેનું નામ આંખનો અતિયોગ, આંખો મીંચી જ રાખવી તેનું નામ હીનયોગ. પરંતુ આંખનો યોગ્ય ઉપયોગ કરવો તેનું નામ સમયોગ. ઇંદ્રિયોના અતિરેકને ભોગ માનીએ તો વાંધો નથી. આ અતિરેક અનેક રોગોનો જનક છે. પ્રજ્ઞાપરાધ એ અતિરેક કે અતિયોગનો મિત્ર છે. ઇશ્વરદત્ત બુદ્ધિનો જે દુરુપયોગ કરી ઇંદ્રિઓની વૃત્તિઓને જે બહેકાવે છે, શ્રેયને ભૂલી જે પ્રેયને વળગે છે એવા અવિવેકી, મૂઢબુદ્ધિવાળાઓ પોતાના ભોગવિલાસો પેટે રોગની શિક્ષા સહન કરે છે.

મહર્ષિ ચરકે આહાર, નિદ્રા અને બ્રહ્મચર્યને જીવનના ત્રણ સ્તંભો ગણાવ્યા છે. ઘર થાંભલાઓ સિવાય ટકી શકે તો આ ત્રણ ઉપસ્તંભો સિવાય જીવન ટકી શકે. આ ત્રણ ઉપસ્તંભો—જીવનના આ ત્રણ અતિ ઉપયોગી સ્તંભો—વિષે આપણો સમાજ તદ્દન અજાણ છે.

પ્રાણિમાત્રના પ્રાણ અન્ન પર નિર્ભર છે. પરંતુ આપણને શું ખાવું, શું ન ખાવું, કેમ ખાવું તેનું ભાન નથી. ગ્રામ્ય આહાર એ સકલ રોગનું મૂળ છે એમ મહર્ષિ ચરકે કહ્યું છે. ગ્રામ્ય આહાર એટલે અયોગ્ય, અપૂર્ણ, દુષ્ટ આહાર. આધુનિક આહારશાસ્ત્રીઓએ જે વાત કોટિ ગ્રંથોમાં કહી છે તે જ વાત ચરકે આ નાનાશા સૂત્રથી કહી છે. આહાર ઉપર જ પ્રજ્ઞા, સ્મૃતિ, પ્રભા, ઓજસ્, બલ, વર્ણ, ઉત્સાહ, દીર્ઘાયુષ વગેરે નિર્ભર છે. અન્નને સાક્ષાત્ બ્રહ્મ કહેનાર આર્યોએ આહારનો મહિમા બરાબર વર્ણવ્યો છે. આ આહારના દોષથી, વધુ પડતા સ્વાદોથી આપણે તેને બગાડયો છે. ચરકે સ્પષ્ટ જ કહ્યું છે કે.

न रागान्नाप्य विज्ञानादाहारमुपपोजयेत्
परीक्ष्य हितमश्नीयाद्देहो हि आहार संभव:

ઇંદ્રિઓના સ્વાદને–રસને વશ થઇને નહિ, અજ્ઞાનથી નહિ પણ ખરી પરીક્ષા કરીને મનુષ્યોએ હિત એવો આહાર લેવો જોઇએ; કારણ કે દેહ એ આહારથી જ બંધાયો છે. સ્વાદ માટે ખાવાનું નથી પણ દેહના નિભાવ માટે ખાવાનું છે એટલું યાદ રાખીએ તો સ્વાદનો અતિરેક ન જ થાય. ખોરાકમાં સ્વાદ ન જોઇએ એ કહેવાની મતલબ છે જ નહિ: સોનામાં સુગંધ ભળની હોય તો વિશેષ રૂડું. પણ ગુણના ભોગે આપણે સ્વાદ ન કેળવીએ. રજોગુણી અને મોહાવૃત મનુષ્યો કેવળ પ્રિયને અનુસરે છે જ્યારે સત્ત્વપ્રધાન, સદસદ્વિવેકસંપન્ન પરીક્ષકો હિતને જ અનુસરે છે. જીવનનાં પ્રત્યેક ક્ષેત્રોમાં સત્ત્વગુણસંપન્ન મનુષ્યો પ્રિયને નહિ પણ હિતને જ અનુસરે છે. એમને મન જીવન એ અખંડ સાધના છે, ધ્યેયહીન યાત્રા નથી હોતી.

પ્રાણિમાત્રની પ્રવૃત્તિ સુખ માટે હોય છે. પરંતુ જ્ઞાનાજ્ઞાનવશાત્ માર્ગામાર્ગ પ્રવૃત્તિઓ દૃષ્ટિએ પડે છે. આર્યોએ આ જ્ઞાનની હંમેશાં આરાધના કરી છેઃ—.

समग्रं दुःखमायातमविज्ञाने द्वयाश्रयम् ।
सुखं समग्रं विज्ञाने विमले च प्रतिष्ठितम् ॥ (चरक)

અવિજ્ઞાનમાં જ સમગ્ર દુઃખ રહેલું છે. વિમલ વિજ્ઞાનમાં સમગ્ર સુખ રહેલું છે. "વિમલ વિજ્ઞાન' વિના આર્યોની હાલની દુર્દશા ટળવાની નથી. વ્યક્તિઓ અને રાષ્ટ્રની તપોશક્તિ વધ્યા વિના વિજ્ઞાન પ્રગટવાનું નથી. શુભબુદ્ધિથી યુક્ત કરવા માટે આર્યોએ ભગવાનની ચિરંતન પ્રાર્થનાઓ કરેલી છે. સવિતૃદેવનું વરેણ્યભર્ગ આપણી બુદ્ધિને પણ પ્રેરો.

નિદ્રાને ચરકે 'ભૂતધાત્રી' પ્રાણિમાત્રની માતા કહી છે. એક તરફ વિકારી, તમોવર્ધક અન્નપાન લેનારા શેઠીઆઓ 'તમોભવા નિદ્રા'માં ઘોરે છે જ્યારે બીજી તરફ અપૂર્ણ અને અયોગ્ય આહાર પામતા અને તનતોડ મહેનત કરતા આપણા શ્રમજીવીઓ 'મનઃશરીર શ્રમ સંભવા' નિદ્રામાં જીવન પૂરૂ કરે છે. 'રાત્રિસ્વભાવ પ્રભવા' એવી ભૂતધાત્રી નિદ્રા આપણામાં કેટલાને મળતી હશે? તમોભવા નિદ્રાને ચરકે પાપનું મૂલ કહ્યું છે. તમોભવા નિદ્રાને જીતવા સત્વગુણપ્રધાન થવું જોઈએ અને સત્વગુણના ઉદય સાથે જ સાચી નિદ્રા પ્રાપ્ત થાય છે. દેહવૃત્તિ માટે જેટલો ઉપયોગી આહાર છે તેટલી જ ઉપયોગી નિદ્રા પણ છે. નિદ્રા અને આહાર પર સ્થૂલતા અને કૃશતા નિર્ભર છે. સતત જાગ્રત રહી જે આપ્તોના ઉપદેશાનુસાર જીવન ગુજારે છે તે જ જીવનને ઉચ્ચ ભૂમિકામાં પ્રેરે છે અને સત્ત્વગુણના વિજય સાથે જીવનનાં મૂલ્ય સમજી તેને વિરાટાભિમુખી બનાવે છે. જીવનની શ્રેષ્ઠતા સિવાય સત્ત્વગુણમયી નિદ્રા ન પમાય. હૃશીકેશ સિવાય ગુડાકેશ ન થવાય. 'પરંતપ' થવા માટે હૃશીકેશ ઇંદ્રિઓના ઇશ થવું પડે છે. ઇંદ્રિઓના ઇશ માટે સતત જાગ્રત રહેવું પડે છે. સતત જાગ્રત રહી જે પોતાની પ્રકૃતિ–વિકૃતિ ઉપર વિજય મેળવે છે, તેને ઉર્ધ્વ બનાવે છે, તે જ ધન્ય છે. બાકીનાનું જીવન જીવન નામને યોગ્ય જ નથી.

ત્રીજો સ્તંભ બ્રહ્મચર્ય : યોગીઓના આ વિષયને આપણે ખરાબ રીતે છણ્યો છે અને પરિણામે આ પરમ ધનતુલ્ય બ્રહ્મચર્યની મજાક અને મશ્કરી ચાલી રહી છે. આપણી વાંસની લાકડીના માપથી આપણે આ સાગરસમ ગંભીર વિષયને માપવા મથી રહ્યા છીએ. બ્રહ્મચર્યના ઉદાત્ત ભાવને આપણે બાજુ પર રાખી સ્થૂલ અર્થને પણ જો આપણે અનુસરીશું તો આપણા જીવનમાં વીર્ય = ઉત્સાહ આવશે.

इन्द्रियजयो नन्दनानाम् । तत्त्वावबोधो हर्षणानाम् । ब्रह्मचर्यमयनानाम् ॥ (चरक)

જગતમાં જેટલી વસ્તુઓ મનને આનંદ આપનાર છે તે બધામાં 'ઇંદ્રિયવિજય' શ્રેષ્ઠ છે. ઇંદ્રિયવિજય વિના 'આનંદ"નો અનુભવ શક્યજ નથી. તત્ત્વાવબોધ સિવાય 'હર્ષ'

ક્યાંથી હોય ? સિનેમા જોવાથી ઉપજતો 'હર્ષ' એ વાસ્તવિક હર્ષ નથી. સમગ્ર માનવ-ચૈતન્ય જ્યારે હર્ષ અનુભવતું થશે ત્યારેજ જીવનમાં આનંદ, હર્ષ, ઉલ્લાસ અને કળાનાં દર્શન થશે.

આધુનિક ભોગપ્રધાન પાશ્ચાત્ય સંસ્કૃતિએ આપણને ભોગાભિમુખ બનાવ્યા છે. ફ્રૂઇડના માનસશાસ્ત્રે આપણી પાશવવૃત્તિઓને બહેલાવવામાં ઘણી મદદ કરી છે. મન્મથને મહાપ્રભુ માનનાર આ જમાનામાં ઇંદ્રિયવિજય નિતાન્ત આવશ્યક છે. જે રાષ્ટ્ર કે પ્રજા ઇંદ્રિયલોલુપ થશે તેની ઉન્નતિ શક્ય નથી એમ ઇતિહાસ આપણને શીખવે છે. જીવનમાં વેગવિધારણ સંયમ અથવા Restraintને અગત્યનું સ્થાન છે.

ભલે આપણે બ્રહ્મને ન પહોંચીએ પરંતુ વીર્યરક્ષા જો નહિ કરીશું તો પછી આપણે અનેક દારુણ રોગોના ભોગ બનીશું અથવા મરણને શરણ થઇશું.

**आहारस्य परं धाम शुक्रं तद्रक्ष्यमात्मनः।**
**क्षये ह्यस्य बहून्रोगान्मरणं चानियच्छति॥**

આહારના પરમ ધામ રૂપ શુક્રની રક્ષા માટે જો આપણે જાગૃત નહિ રહીએ તો પછી રોગોનું આક્રમણ અને સાથે મરણનો વિષાદ આવશે જ. લોકો જે 'ભોગ એટલા રોગ' કહે છે તે ઇંદ્રિયલોલુપતાને માટે જ છે. ઇંદ્રિયોના વેગોને સન્માર્ગે વાળવામાં પુરુષાર્થ છે, તેના વેગોને વશ થવામાં કાયરતા છે. તેના અતિયોગમાં 'રોગભયમ્' છે—વિનાશ છે.

આહાર, નિદ્રા અને બ્રહ્મચર્ય—જીવનના આ ત્રણ સ્તંભોને વિવેકથી સંરક્ષીશું તો આ શરીર રૂપી ઘર સુરક્ષિત જ રહેશે. આ સ્તંભોને સડો લાગશે એટલે જીવન દોદરું બનશે. જીવનની કરુણતા જેટલી આ યુગમાં આપણને દેખાય છે તેટલી અન્ય યુગમાં નથી દેખાઇ. ચોતરફ અસ્થિરતા છે—અશાંતિ છે. ખરા ખોટા વિચારોના ઝંઝાવાતો હિંદના માનસ સાથે અથડાવા લાગ્યા છે. આ ઝંઝાવાતથી આપણું મગજ ફરી જશે તો અનર્થપરંપરા આવશે. ઇંદ્રિયવિજયી હઇશું તો આ ઝંઝાવાતને આપણે વશ નહિ થઇએ.

"જીવન શુષ્ક પણ ન જોઇએ, તેમ વિલાસી પણ ન જોઇએ. રસિકતા આપણે ચાહીશું પણ રસિક અકલ્યાણકારી જીવનના કરતાં કલ્યાણકારી અરસિક જીવનને આપણે વધારે ચાહીશું. નવ્ય માનસને આપણે ચાહીશું, પણ નવ્ય ધર્મવિમુખ માનસના કરતાં ધર્મઅભિમુખ અનવ્ય માનસને આપણે વધારે ચાહીશું.—આચારને આપણે ચાહીશું, પણ ધર્મવિમુખ આચારના કરતાં આચારવિમુખ ધર્મને આપણે વધારે ચાહીશું. રે ! વિલાસિતાને આપણે ચાહીશું, પણ વિલાસી અનીતિના કરતાં નીતિમતી અવિલાસિતાને આપણે અલબત્ત વધારે જ ચાહીશું. શ્રેયઃસિદ્ધિનાં આ ચાર સૂત્રોને, હું કલ્યાણના રાજમાર્ગ ગણું છું. વિલાસ તે વિનાશ છે અને સંયમ તે જ આખરે જીવનનો વિકાસ છે..." *

---

* અમદાવાદમાં તુરતમાં મળેલા ગુજરાતી સાહિત્ય સમ્મેલનના 'ધર્મ અને તત્ત્વજ્ઞાન વિભાગ'ના પ્રમુખ શ્રી. અતિસુખશંકર. ક. ત્રિવેદીના ભાષણમાંથી.

દુઃખી ભારતની દવા સંયમ છે–સમયોગ છે. રોગોથી બચવું હોય તો સંયમનું શરણુ લીધા વિના ચાલે એમ નથી. વૈદ્ય–ડૉક્ટરોની દવાઓમાં રોગોનું ઓસડ નથી રહેલું. એ તો બધા થીગડાં મારવાનાં સાધનો છે. રોગોથી રાષ્ટ્રને બચાવવો હોય તો રાષ્ટ્રની પ્રજ્ઞાને જાગ્રત કરવી પડશે. પ્રજ્ઞાપરાધને જ સર્વ રોગોનું 'કારણુ ચરકે માન્યુ છે અને એ તપોધન તત્ત્વદર્શીઓએ રોગોનુ આ નિદાન ખરેખર તલસ્પર્શી કર્યું છે.

धी धृति स्मृतिविभ्रष्टः कर्म यत्कुरुतेऽशुभम् ।
प्रज्ञापराधं तं विद्यात्सर्वदोष प्रकोपणम् ॥

ધી, ધૃતિ, અને સ્મૃતિથી ભ્રષ્ટ થઇ જે અશુભ કાર્ય કરે છે અને જે સર્વ રોગોને જન્મ આપનાર છે તેને પ્રજ્ઞાપરાધ કહેવામાં આવે છે. આ પ્રજ્ઞાપરાધ ભોગોનો જનક છે. ભોગો રોગનું મૂળ છે.



# વિજ્ઞાનયુગનો શિક્ષણપ્રચાર

લેખક :
શ્રી. ગોવિન્દ જે. ત્રિવેદી.

વિજ્ઞાનના આ યુગમાં પશ્ચિમના દેશોમાં શિક્ષણની વિવિધ સગવડો થએલી છે. આપણા દેશ માટે હવે એ સમય આવી પહોંચ્યો છે કે જ્યારે એવી સગવડો અહીં પણ કરવી જોઇએ. બ્રોડ કાસ્ટિંગ, ચલચિત્રો, અને ગ્રામોફોન રેકર્ડો, એ આ સગવડોમાં ખાસ છે. આમાંથી કયા સાધન વડે ઓછા ખર્ચમાં શિક્ષણપ્રચાર થઇ શકે એ વિચારવું જોઇએ.

બ્રોડ કાસ્ટિંગથી બેશક ઘણું સાધી શકાય છે. માત્ર શિક્ષણ જ નહિ. પરન્તુ સામાજિક કુરૂઢિઓ, વહેમી પ્રથાઓ આદિ હાંકી કાઢવા માટે તે સચોટ ઉપાય છે. આથી જ ગયા ડિસેમ્બર મહિનામાં અમદાવાદ ખાતે મળેલી અખિલ ભારતમહિલા પરિષદે એક ઠરાવ પસાર કરીને બ્રોડ કાસ્ટિંગના સત્તાવાળાઓને રેડીઓ દ્વારા શિક્ષણનું કાર્ય કરવા વિનતિ કરી છે. પરન્તુ પ્રો. કંકનસ્મિથ 'ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ' માં આ સંબંધમાં કેટલાક આંકડાઓ આપીને બ્રોડ કાસ્ટિંગ ઘણું ખર્ચાળ હોવા તરફ ધ્યાન ખેંચે છે. તેઓ લખે છે કેઃ—"આ ઇલાકામાં ૨૬,૮૪૮ ગામડાં છે. એમાંથી ૧૦,૭૬૩ ને રિસિવર પુરાં પાડવામાં આવે તો રેડીઓ દ્વારા અસરકારક ચળવળ થઇ શકે. 'ઇન્ડીઅન લિસનર' માં બતાવેલા ખર્ચના આંકડા મુજબ દરેક રિસિવર પાછળનું ખર્ચ રૂા. એક હજાર આવે. એટલે કુલ્લે રૂા. ૧૦,૭૬૩,૦૦૦ જોઇએ. દરેક ગામડા દીઠ ઓપરેટીંગનુ ખર્ચ, ભાંગફોડ, સમારકામ આદિનું ખર્ચ અને 'રિન્યુઅલ' નુ ખર્ચ એમ ઇતર ખર્ચ એકઠાં કરીએ તો વાર્ષિક રૂા. ૪૦૦ આવે એટલે આ ખર્ચ ઉમેરતાં એકંદરે બ્રોડ કાસ્ટિંગનું ખર્ચ દર વર્ષે રૂા. ૪૫ લાખ આવે."

આ ઉપરથી પ્રથમ દૃષ્ટિએ આપણે ગભરાઇ જઇએ કે બ્રોડ કાસ્ટિંગનું ખર્ચ કરવું એ આર્થિક મર્યાદા બહારની વસ્તુ છે. પરંતુ થોડાં થોડાં ગામડાંઓમાં એવી શરૂઆત કરવામાં આવે તો રફતે રફતે બ્રોડ કાસ્ટિંગના સર્વ પ્રકારના લાભ ગામડાંની પ્રજાને મળશે. એ જોતાં, અને તેટલી શરૂઆત કરવી ગેરવાજબી નથી.

આ બાબતમાં એક વિશેષ ફાયદાકારક યોજના નીચે મુજબ સૂઝે છે. રેડીઓ આજકાલ તો શહેરોમાં અને ઘણાં ગામડાંઓમાં પણ ચાલુ થયેલ છે. હોટેલવાળાઓ પોતાના ધંધાની આવક વધારવાના દૃષ્ટિબિંદુથી રેડીઓ ખરીદતા રહે છે, અને દરરોજના પ્રોગ્રામોમાંથી દેશી સંગીતના અને એવા લોકમનોરંજન પ્રોગ્રામો વગાડે છે. કેળવણી ખાતું આ સંબંધમાં રેડીઓના પ્રોગ્રામ ગોઠવનારાઓ સાથે એક સુંદર પ્રબંધ કરી શકે. તેઓ અઠવાડીઆમાં અમુક દિવસે એ અર્ધો કે પોણો કલાક શિક્ષણ વિષયક ભાષણો અપાવે. ખાસ

પસંદ કરેલા શિક્ષકો આ ભાષણો તૈયાર કરીને રેડીઓમાં બોલે અને વિદ્યાર્થીઓને તે સાંભળવાની વ્યવસ્થા કરી આપવામાં આવે.

આ અખતરો અવશ્ય અજમાવવા જેવો છે. બ્રોડકાસ્ટિંગનું બહોળું ખર્ચ તત્કાળ થવું જ્યાં મુશ્કેલ છે ત્યાં આ યોજના તો અવશ્ય અમલમાં મૂકી શકાય.

બ્રોડ કાસ્ટિંગ પછી સવાક્ ચિત્રપટો અને મૂકચિત્રપટોનો સવાલ આવે છે. સવાક્ ચિત્રપટો શિક્ષણની દૃષ્ટિથી આપણા દેશમાં દેશી ભાષાઓમાં તૈયાર કરવામાં આવતાં જ નથી, એ મોટી મુશ્કેલી છે. દેશી ચિત્રપટોમાં ગંભીર ખામી તો એ જ છે કે, તે શૃંગારપ્રધાન હોય છે. તેમાં વસ્તુગુંથણી એકધારી નથી હોતી, થીંગડાં માર્યાં હોય એવી હોય છે અને સામાન્ય જનતાને રંજક કરવા માટે જ તે તૈયાર કરવામાં આવે એટલે વિદ્યાર્થીઓને માટે તો મોટે ભાગે તે નિરૂપયોગી ગણાય. પરન્તુ ઘણાં અંગ્રેજી સવાક્ ચિત્રપટો ખાસ શિક્ષણની દૃષ્ટિથી તૈયાર કરેલાં હોય છે અને તે અંગ્રેજી વર્ગના વિદ્યાર્થીઓને માટે ઉપયોગી ગણી શકાય. આ સંબંધમાં એમ કહેવું જરૂરી છે કે–કેળવણી ખાતા તરફથી એવાં અંગ્રેજી સવાક્ ચિત્રપટો મંગાવીને ઉંચા વર્ગના વિદ્યાર્થીઓને બતાવવાનો પ્રબંધ થવો જોઇએ.

મૂકચિત્રપટો અને મેજીક લેંટર્ન દ્વારા શિક્ષણ એ બે લગભગ એકસરખી અસર નીપજાવનારાં સાધન છે. શાળાઓમાં મેજીકલેંટર્ન દ્વારા જે ભાષણો કરવામાં આવે છે તેમાં હજી ઘણો વધારો કરવાની જરૂર છે. પરન્તુ મેજીકલેંટર્નને બદલે ચિત્રપટો વધારે પ્રમાણમાં ઉપયોગી થઇ પડે. એવાં ચિત્રપટો તૈયાર કરવા માટે ચિત્રપટ કંપનીઓ જો તત્પર થાય તો તે કંપનીઓએ દેશની કેળવણીની ઉન્નતિમાં મહત્ત્વનો ફાળો આપેલો ગણાશે.

શિક્ષણ કાર્યમાં ગ્રામોફોન અને ફોનોગ્રાફની રેકર્ડો અગત્યનો ભાગ ભજવી શકે છે. અને ગ્રામોફોન સાથે સિનેમા જોડીને શિક્ષણપ્રચાર કરવામાં આવે તો તેથી વિદ્યાર્થીઓમાં અજબ ચેતન આવે.

આ સંબંધમાં શિક્ષણ સત્તાવાળાઓએ જે કરવાનું રહ્યું તે એટલું જ કે, અમુક અમુક વિષયના નિષ્ણાત અને વિદ્વાન શિક્ષકોને ગ્રામોફોન દ્વારા એક વેળા પાઠ ઉતરાવવા મોકલાવવા. એ પાઠ રેકર્ડોમાં ઉતરે તે સાથે તેને મૂર્ત્ત સ્વરૂપ આપનારાં મૂક ચિત્રપટો તૈયાર કરાવવાં. એમ થતાં શિક્ષણનો વિષય વધુ રસદાયક બની જશે.

આ ઉપરથી સહજ સમજાઇ જશે કે, આ વિજ્ઞાનયુગમાં શિક્ષણપ્રચારના કાર્યમાં બ્રોડકાસ્ટિંગ, ચલચિત્રો અને ગ્રામોફોનની રેકર્ડો તેમજ મેજીક લેંટર્નની મદદ યુક્તિપૂર્વક લેવાથી વિદ્યાર્થીઓને શિક્ષણના શુષ્ક વિષયો રસદાયક લાગશે. એટલું જ નહિ પરંતુ તે દ્વારા શિક્ષણપ્રચારનો વિસ્તાર વધી જશે. આ ઇલાકામાં એ લાભ વધુ પ્રમાણમાં આપવાની કોઇ યોજના તૈયાર થાય એ ઇચ્છવાયોગ્ય છે.

# ઉર્દુ ઝબાનકી તરક્કીમેં ગુજરાતકા હિસ્સા

મઝમૂન નિગાર:
જનાબ મોહુંમદ ઈબ્રાહીમ "ડાર" સાહબ
પર્શીઅન પ્રોફેસર ગુજરાત કૉલેજ : અેહમદાબાદ

**અ**ગર આજ ગુજરાતમેં ઉર્દુઝબાનકી હાલતપર નઝર ડાલી જાએ તો યેહ બાત તસલીમ કરના ઝરા મુશકીલ દીખાઇ દેતા હય. કેહ ઇસ **સૂબેને** ઉર્દુઝબાનકી તરક્કીમેં બોહોત બડા હિસ્સા લીયા હોગા, લેકીન યેહ એક તારીખી હકીકત હય કેહ યેહ ગુજરાત કી હી પાક સરઝમીનથી જહાં સબસે પહેલે ઉર્દુ ઝબાનકો અદબી તશકીલ હાસિલ હુઇ, ઇસકે સાથ સાથ ઇસ બાતકા ઝાહીર કરનેના ભી બોહોત ઝુરૂરી હય કેહ દરબાર ઓર લશ્કર કે મુકાબલેમેં ઉર્દુ ઝબાનકા તઅલ્લુક ઝિયાદાતર ખાનકાહસે રહા હય. ઓર ઇસકી તરક્કીમેં બડા હિસ્સા ઓલીયાએ કીરામ ઓર સૂફીયાકા હય.

ઇસ સૂબેકા તઅલ્લુક ઇસ્લામસે બોહોત પુરાના હય. આમ તોર પર યેહ ખીયાલ કીયા જાતા હય કેહ સબસે પેહલે **અરબ** બહાદુરોંને અપને નવજવાન કમાન્ડર **મોહુંમદ બિન** કાસમ કી સરદારીમેં સિંધપર હમલા કીયા ઓર સિંધકો ફતેહ કરને કે બાદ મુલતાન ઓર કનોજ પરભી છાગએ લેકીન તારીખ હમેં બંતલાતી હય કેહ પંદરા (૧૫) હીજરીમેં મુસ-લમાનોંકી એક જમાઅતને જીનકી સરદારીકી બાગ હજરત હકમ બિન અબુલઆસ (ર. અ.) કે હાથમેંથી ગુજરાતકે સાહીલ પર કદમ રખ્ખા ઓર થાનેપર હમલા કીયા જો ઇસવકત એક બંદરગાહકી હેસીયતસે બોહોત મશહૂરથા હઝરત હકમને દુસરા હમલા ભરૂચ પર કીયા જીસે અરબ મોવરરિખ "બરૂસ" કે નામસે યાદ કરતે હેં અગર ચેહ ઇન હમલોમેં અરબોંકો અચ્છી ખાસી કામયાબી હાસિલ હુઇ લેકીન બાઝ અસબાબકી બીના પર યેહ જંગી મોહિમ્મેં રોકદી ગઇ.

"**જુનેદ**" હાકીમે **સિંધકે** ઝમાનેસે લેકર **શહાબુદ્દીન ગોરી** તક મુસલમાનોને ઇસ સૂબે પર કઇ હમલે કીયે આખીરકાર **અલાઉદ્દીન ખીલજીને** સ. હી. ૬૯૬ મેં ઇસે ફતેહ કરકે એક ઇસલામી સૂબા બનાદીયા શેહઝાદી દેવલદેવી ગીરફતાર હોકર દેહલી પોંહચી ઓર વહાં ઉસકી શાદી શેહઝાદા ખિઝરખાન કે સાથ બોહોત ધૂમ ધામસે મનાઇ ગઇ હિંદુસ્તાનકે બેહતરીન ફારસીશાઇર હઝરત **અમીરખુસરૂ** ને એક મસનવી ઇશકીયાકે નામમે લીખકર ઇસ વાકેઅેકા હમેશાકે લીયે ઝીન્દા બનાદીયા હય. યેહ સૂબા એક મુદ્દત તક દરબારે દેહલીકે માતેહત રહા. યહાં તક કેહ **ઝફરખાન** ને સ. હી. ૮૧૦ મેં અપની બાદશાહી કા એઅલાન કરદીયા. ઓર **મુઝફ્ફર શાહકા** લકબ ઇખતીયાર કીયા.

મગરૂરી હુકુમત પેહલેમે હી કમઝોર હો ગઈથી ઇસ્કી બચી ખુચીતાક્તકા ખાતિમા **તયમૂર લગ** ને સ. હી ૮૦૧ મે કર દીઆ **અમીર તયમૂરકા** હમના **હિંદુસ્તાનકી** તારીખમે એક ખાસ અહમીયત રખતા હય ઇસિકા એક નતીજા યેહ હુવા કે દેહલીકે અક્સર બાશીન્દે વતન છોડનેપર મજબુર હુવે ઇનકી બુઝુર્ગો મેસે હઝરત શેખ **એહમદ** ખટ્ટ હઝરત **કુત્બ આલમ** ઓર **મૌનાના ખાજગી** ભી થે જીન્હોને ગુજરાતમે પહલી યેહ બુઝુર્ગ અપની ઝબાન અપને સાથ લાએ ઓર ઇસ તરેહ યહા ઉર્દુ બોલનેવાલો કી તેઅદાદમે બોહોત બડા ઇઝાફા હો ગયા

હમારે પાસ ઇસબાતકે લીયે તારીખી શહાદત મૌજુદ હય કે ગુજરાતકે મુસલમાન શુરૂસેહી ઉર્દુ બોલતે રહે હે બાઝ તારીખનીગારોને અપની કીતાબોમે બાઝ અસ્મે જુમને દર્જ કીયે હે જીન ઉર્દુ ઝબાનસે બોહોત કરીબી તઅલ્લુક હય મસલન હઝરત શાહ વહુવા કે મુતઅલ્લીક યેહ જુમના ઝરબુલ મસલ કીતરેહ મશહૂર થા ... જસ્ત શાહ વહુવા જસ્યા પડે તેસા સહે' અપની પીડન કબે ન કહે "

હઝરત **કુત્બેઆલમ** કી તરફ યેહ ફીકરે મનસુબ હે

(૧) ચીશ્તીયોને પકાઇ અને બુખારીયોને ખાઇ

(૨) ક્યા હય? લોહા હય, કેહ લક્કડ હય કેહ પત્થર હય

હઝરત **શાહે આલમ**મે યેહ ફીકરે તઅલ્લુક રખતે હે

(૧) અરે મીયા અનોલક બોલતે કયુ નહીં?

(૨) પઢ ડોકરે

(૩) રાજનજી બમરાટે બદલ બકરાગ

ઝેનકી ઝરબુલમસલ **મેહમુદ બેગડે**મે તઅલ્લુક રખતી હય

નીચી બેરી સબકોઇ ઝૂકે

**ઉર્દુ**મે ગુજરાતવાલોકી દિલચસ્પીકા એ પુરાના સબૂત મૌનાના **ફઝલુદ્દીન** મોહમ્મદ ખીન **કવામકી** **ફરહંગ બેહરૂલ ફઝાઇલ** હય આપ કહી કે શાહીન્દેથે ઉનકી ફરહંગ મ તીનસોસે ઝીયાદા ઉર્દુ અલફાઝ મીલતે હે જો અરબી ઓર ફારસી અલફાઝ કી તશરીહ કે લીયે ઇસતેઅમાલ કીયે ગએ હે

ઉર્દુ ઝબાનકી ઇબતીદાઇ તારીખકે બારેમે હમારી માલુમાત બોહોત કમ ઓર ના કાફી હે. ઇસલીયે યકીનકે સાથ નહીં કહા જાસકતા કેહ વોહ બુઝુર્ગ કોન થે જીનહોને સબસે પેહલે ઇસ ઝબાનમે શૅઅર કેહના શુરૂકીયા તાહમ મવજુ । માલુમાતકી રોશનીમે હમ કેહ સકતે હે કેહ શેખ **બહાઉદ્દીન "બાઝન"** ઉન બુઝુર્ગોમે પેશ પેશ હે આપ સ હી ૯૧૨ મે બુરહાનપુરમે વફાત પાતે હે આપ અપની ઝબાનકો દેહલવી ઓર હીંદી કેહકર પુકારતે હે ઉનકે કલામકા નમુના ઝેલમે દીયા જાતા હય

(૧) યેહ પ્રીતની ક્યા કિસે યેહ મીલતી હય,
જબ ગીલી ગી તબ ચેહેકતી હય.

(૨) તેરે પંથ કોઇ ચલ ન સકે,
જો ચલે સો ચલચલ થકે.

**કાઝી મેહમૂદ દરિયાઈ** ગુજરાતકે મશહૂર બુઝુર્ગ હેં. આપકા અસલી વતન **બીરપૂર** થા આપને સ. હી. ૯૪૧ મેં વફાત પાઇ આપ અપની ઝીકરીયું કે લીયે બોહોત મશહૂર હેં આપકે દીવાનકા એક કલમી નુસખા જનાબ સૈયદ **જલાલુદ્દીન** સાહબ મશહદી કે કુતુબખાનેમેં મવજુદ હય.

**શાહ અલીજી ગામધની સૈયદ એહમદકબીર રીફાઇકી** ઓલાદ મેંસે હેં. આપને સ. હી. ૯૭૩ મેં વફાત પાઇ આપકા મઝાર શહેર **એહમદાવાદ** કે મોહલ્લએ **રાયખડ** મેં હય. આપકે મજમુએ કલામમેં તસવ્વુફકા રંગ બોહોત નુમાયાં હય "મીરઅતે એહમદી" કે મુસન્નીફકી રાય મેં આપકા દીવાન રવિશોમાઅની મેં "મગરિબી" કે દીવાનકે બરાબર હય જબ શેખ **બહાઉદ્દીન બરનાવી** ગુજરાત તશરીફ લાતે હેં ઔર **શાહઅલીજી** કે મેહમાન હોતે હેં તો **શાહઅલીજીને** અપને દીવાનકા એક ઉમદા નુસ્ખા શેખકી ખિદમતમેં પેશકીયા, શાહસાહબકા દીવાન "**જવાહિરે અસરારૂલ્લાહ**" કે નામસે મશહૂર હય. ઇસ દીવાનકી દો ઇશાઅતેં હેં. હરેક ઇશાઅનમેં અલગ અલગ દીબાચા લીખ્ખા ગયા હય લેકીન યેહ બાત દિલચસ્પીસે ખાલી નહીં કેહ દોનોં દીબાચા નીગાર **શાહ અલીજી**કે દીવાનકી ઝબાનકો ગૂજરીકે નામસે યાદ કરતે હેં યેહ ઇસતિલાહ ગાલિબન ઇસલીયે વુજુદમેં આઇ કેહ ઉર્દુ ઝબાનકો ગુજરાતકી ઝબાનસે મુતમિઝ કીયા જાએ. યેહ ઇસતિલાહ બોહોત જલ્દ મકબૂલ હોકર દકન પહોચ જાતી હય **શેખ બહાઉદ્દીન "જાનમ"** જો અવલીયાએ બીજાપુર સે તઅલ્લુક રખતે હેં ઔર જીનકી તારીખે વફાત સ. હી. ૯૯૦ હય. અપની કીતાબ **હુજ્જતુલ બકામે** અપની ઝબાનકો **ગુજરી** કેહતે હેં ગુજરીકી ઇસતિલાહ બોહત દેર તક ઇસતેઅમાલ હોતી રહી હય. યહાંતક કેહ **મોહંમદઅમીન** અપની મસનવી **યુસુફઝુલેખા** મેં જીસે વોહ **ઔરંગઝેબ** કે અહદમેં સ. હી. ૧૧૦૯ મેં તસનીફકરતા હય અપની ઝબાનકો ગૂજરી કેહતા હય.

**શાહઅલીજી ગામધની** કે બાદ હમેં હઝરત **ખૂબમોહંમદ** સાહબ ચિસ્તીકા નામ મીલતા હય. આપ બોહોત બડે સૂફી ઔર શાઇરથે આપકા ઇન્તીકાલ સ. હી. ૧૦૨૩ મેં હુવા. આપને એક હિંદી મસનવી **ખૂબતરંગ** કે નામસે લીખ્ખી ઔર ઉસકી ફારસી શરહ ભી લીખ્ખી. આપ અપની ઝબાનકો **અરબી** વ **ફારસી** આમેઝ ગુજરાતી કેહતે હેં. હઝરત **ખૂબમોહમંદ** ચીસ્તીકે બાદ તકરીબન એક સદી તક ગુજરાતમેં કોઇ ઉર્દુ **શાઇર** નઝર નહીં આતા ઇસકી વજેહ ગાલિબન હમારી માલુમાત કી કમી હય મુજે યકીન હય કેહ જબ તેહકીકાતકા દાઇરા ઔર વસી હોગા તો હમેં બોહોતસે અયસે બુઝુર્ગ મિલેંગે જીન્હોંને ઇસ ઝબાનકી ખીદમત કી હય લેકીન વો અભીતક ગોશએ ગુમનામીમેં પડે હુવે હેં.

**શેખ મોહુમંદ અમીનને** જીસકા ઝીક હમ ઉપર કર આએ હે એક મસનવી યુસુફ-ઝુલયખા કે નામસે **ઔરંગઝેબ આલમગીર** કે એહદ મે સ હી ૧૧૦૯ મે તસનીફકી અગર યેહ નઝમ કે એઅતીબારસે ઇસ મસનવીકા પાયા બોહોત બલંદ નહી હય તાહમ ઇસકી ઝબાન બોહોત સાફ હય **દકની** હઝરાતકા ખીયાલ હય કેહ **મોહુંમદ અમીન** દક્ની થા લેકીન **મોહુમદઅમીન** અપની ઝબાનમે સાફ સાફ **ગૂજરી** કેહતા હય ઓર બાઝ ખાલીસ ગુજરાતી અલફાઝ મસલન "**ગામ**" ઓર "**પોપટ**" ઇસતેઅમાલ કરતા હય ઇસી જમાનેકે કરીબ કરીબ **ફીકાહ** પર ઉર્દૂ રીસાલે લીખ્ખે ગએ ઓર ઇસકે અલાવા કઇ કિસ્સો કો ઝેવરે નઝમસે આરાસ્તા કિયા ગયા નસાબુસ્સીબિયાન કે તર્ઝ પર ભી કીતાબે લીખ્ખી ગઇ ઇન કીતાબો કે નમુને **મૌલાના સૈયદ સુલેમાનનદવી** ને સતમ્બર સ ઈ. ૧૯૩૬ કે **માઆરીફમે** દીયે હે ઇનમેસે અકસર ગદીરકે કુતુબખાનેમે મહફુઝ હે.

અબ હમ ઉર્દૂ શાઇરીકે બાબા આદમ હઝરત **શમ્સ વલીઉલ્લાહ "વલી"** કા ઝીક કરેગે વલીકો ઉર્દૂ ઝબાનસે વુહી નીસબત હય જો **ચોસરકો** અંગ્રેઝી ઝબાનમે ઓર **રૂદકી** કો ફારસીસે આપ **શાહ વજીહુદ્દીન** કે ખાનદાનસે હે "**વલી**" ને અપની ઉમ્રકા એક બડા હિસ્સા સૈરો સીયાહતમે ગુઝારા હય ઓર ઇસી સૈરો સીયાહત કે દોરાનમે વોહ બરસો **ઔરંગાબાદ** મે ભી રહે ઇસી બીના પર ઉનકે મુતઅલ્લિક ઝગડા શુરૂ હો ગયા દકની કેહતે હે કેહ "**વલી**" દકની હે ઇસકે ખિલાફ ગુજરાતીયો કા દાવા હય કેહ વોહ બોહોત હદતક ઇસ બાતમે કામયાબ રહે હે કેહ આપ વલીકો શાહવજીહુદ્દીનકે ખાનદાનકા એક ફર્દ સાબીત કર દીખાએ "**વલી**" કા ઇન્તીકાલ સ હી ૧૧૧૮ મે એહમદાબાદ મે હુવા ઓર ઇન્હીકે ખાનદાની કબરસ્તાનમે જો નીલી ગુંબદકે નામસે મશહૂર હય દફન કીયે ગએ "**વલી**" કા દીવાન બમબઇ, પેરીસ, હયદરાબાદ ઓર દીગર મુકામાત પર છાપા ગયા હય

ઇસ સીલસીલેમે મુજે **તઝકીરએ મખઝનુશ્શોઅરા** કા ઝીક કરના હય ઇસ તઝકીરેમે ગુજરાત કે શાઇરોકા મુખતસરસા હાલ દર્જ હય ઈસકે મુસન્નિફ ભરૂચકે મશહૂર **કાઝી નૂરુદ્દીન મર્હૂમ** હે તકરીબન એકસોદસ (૧૧૦) શોઅરાકા તઝકીરા હય ઝીયાદાતર બારવી સદીકે આખીર ઓર તેરવી સદી કે શોઅરાએ ગુજરાતકા ઝિક હય ઇસમે સબસે બડી દિલચસ્પ બાત યેહ હય કેહ ફાઝિલ દીબાચા નિગાર લીખતે હે કેહ આજકલ ફારસીકા શૌક બોહોત કમ હય ઓર તબીયતે ઝીયાદા તર ઉર્દૂકી તરફ માઇલ હે યેહ શૌક ઓર મેલાન અબભી રોઝઅફઝું હય **એહમદાબાદ** ઓર **બરોડે** મે આએદિન મશાઇરેકી મજલીસેં મુનઅકદ કી જાતી હે જીનમે ઉસ્તાદ ઓર તલામીઝા હાઝેરીનસે ખીરાજે તેહસીન હાસિલ કરતે હે એહમદાબાદકી મેહફીલે જનાબ "**ફખ્ર**" સાહબ ઓર જનાબ "**ફરીદી**" સાહબકે દમસે કાયમ હે ખુદા ઇન હઝરાતકો તોફીક દે કેહ યેહ ઉર્દૂ ઝબાનકી બેશ અઝ બેશ ખિદમત કર સકે.

# હિંદુસ્તાનકી મુશતરેકા ઝબાન

મઝમૂન નિગાર :
**જનાબ સૈયદ હબીબુરરેહમાન "હબીબ"—ગીઝનવી સાહબ**
મુકીમ—વીરમગામ—ઝિલા—એહમદાબાદ.

**ઝબાન** કે મુતઅલ્લિક હુકમાએ લિસાનીયાતકા કૌલ હય કેહ "ઝબાન હમારી ઝીન્દગીકા એક લાઝીમી જુઝવ હય." ઇસ મકુલેકી તસદીક ઇસ તરેહ હો સકતી હય કેહ ઇનસાન કે અશરફુલ મખલૂકાત હોનેકે સિર્ફ દો સબબ હે.

(૧) અકલ (૨) ઝબાન અકલ એક અયસી ગેરમરઇ શય હય જીસકા વુજુદ હમ આપને સિવા કીસી દુસરેકે દમાગમે તસલીમ નહી કર સકતે ઇસીલીયે કેહ વોહ કોઇ નઝર આને વાલી શય નહી હય. ચુનાચેહ અબ હમેં અશરફુલ મખલૂકાતકે મુમતાઝ દરજે પર લેજાને વાલી સીર્ફ એક શય રેહ જાની હય ઔર વોહ ઝબાન હય

ઝબાન અદમસે વુજૂદમેં કેસે આઇ? ઇસકે મુતઅલ્લિક હુકમાએ યૂનાનકા કૌલ હય કેહ અલફાઝ ઇલહામી તોર પર દિલમે પયદા હોતે હેં. મતલબ યેહ હય કેહ ઝબાનએ વેહશતો બરબરીયતમે ઇનસાન અપને ખિયાલાતકો કીસી દૂસરે પર ઝાહીર કરને કે લીયે કોઈ ન કોઇ લફ્ઝ ઘડને પર મજબૂર હોતા હય ખ્વાહ વોહ મોહમલહી કયુ નહો જબ દૂસરે ઉસ લફ્ઝકો કુબુલ કરલેતે હે તો વોહ ઝબાનકા જુઝ બન જાતા હય લેકીન યેહ ઝબાન ઉસી ખિત્તએ ઝમીન તક મેહદૂદ હોતી હય જહા ઇસકે **મુસ્ટદીન** બસતે હોતે જબ ઇસ ખિત્તેકા કોઇ શખ્સ કીસી દૂસરે ઇલાકેમે ચલા જાતા તો વહા ઉસે મજબૂરન ગુંગા ઔર બેહરા બનના પડતા, યહાં એક બાત યેહ ભી યાદ રખની ચાહીયે કેહ ઉસ વક્ત ઝબાનકે અલફાઝકા ઝખીરા બોહોત કમ થા. ઇસ લીયે ઇનસાનકો અલફાઝ કે સાથ સાથ ઇશારા તો કિનાયાત સે ભી કામ લેના પડતા થા. લેકીન અબ યેહ બાતેં ખ્વાબો ખિયાલ હોકર રેહ ગઈ ઔર ઉસ ઝમાનેકે મોહમલ અલફાઝ આજ એક મુસતકીલ ઝબાન બન ગએ

માહેરીને લિસાનિયાત કે નઝદીક ઝબાનકે સબસે બડે દો તબકે હેં અવ્વલ **ઍરીયન** દુવુમ **સામી. એરીઅન સે સંસ્કૃત, ફારસી, પેહલવી, પશ્તો** કે અલાવા યુરપકી મુતઅદ્દીદ મશહૂર ઝબાને પયદા હુઇ ઔર સામીમે **અરબી, કિબતી, અસૂરી, ઇબરાની** વગયરાહ ઝબાનો ને જનમ લીયા. મેરા મોઝૂએ સુખન હિંદુસ્તાનકી મુશતરેકા ઝબાનકે મુતઅલ્લિક હય ઇસ લીયે મે સિર્ફ **ઍરીયન** ઝબાનહી પર કુછ રોશની ડાલુગા

કદીમ **એરીયન** કૌમ દો હિસ્સોમેં મુનકસીમ હો ગઇ થી એક **મશરેકી** ઔર દુસરી **મગરેબી** ઇસલીયે ઝબાનકા ભી દો શાખોમે તકસીમ હો જાના યકીની ઔર લાબુદી થા.

મગરિબમેં ટ્યુટાનિક, સ્ટેલિક, ગ્રેટલીક, હેલિક ઝબાનોને કાફી વુસઅત ઇખતિયારકી એટલિકમે પોર્તુગાલી, ઈતાલવી અસપાનવી. ફ્રાન્સીસી, આસ્ટ્રીઅન ઓર લાતાતીની ઝબાનેં આપમે વુજુદમેં આઈ ઓર ટ્યુટાનિકમે જર્મની, અંગ્રેઝી, ડચ, સ્વીડિશ, ડેનિશ ઓર નોર્વેજીઅન ઝબાનેં પયદા હુઈ. એસ્ટેલિક સે વેલિશ, સ્કોચ, ઓર આયરિશ ઝબાનેં નીકલીં ઓર હેલિકસે યૂનાની ઝબાન બની. અબ રહી એશીયનકી મશરેકી શાખ. એન્ડોએરીયન ચુનાચેહ યેહ શાખ ભી દો હિસ્સોં લનાગેલક ઓર બાલ્ટોસ્લેવિક મેં મુનકસીમ હો ગઈ. જીનમે અલબાનવી, બિલ્ગારવી, રૂસી, પોલીશ ઓર લીથો-આઇનન ઝબાનેં પયદા હુઈ. ફિર ઇસ એન્ડોઈરીયન ઝબાન કે દો હિસ્સે હો ગએ. (૧) એન્ડક (૨) ઇરાનીયન. એંડકસે સંસ્કૃત ઓર નાન સંસ્કૃત ઝબાનેં પયદા હુઈ, ઓર ઇરાનીયનસે પશ્તો, ફારસી, ઝંદી પેહલવી બલોચી, કુરદી ઓર અરમની ઝબાનેં નીકલી એન્ડક કી દૂસરી શાખોંકો દુનિયાકી હવા રાસ ન આઈ ઓર વોહ બાંઝકી મરગઈ અલબત્તા પેહલી શાખ ખૂબ ફલી ફૂલી ઇસસે સંસ્કૃત, પ્રાકૃત, મહારાષ્ટ્રી, કાશ્મીરી, પંજાબી, સિંધી, મરેઠી, ઓઢીયા બિહારી, બંગાલી, આસામી, હિંદી-ભાકા ઉર્દૂ રાજસ્થાની, ગુજરાતી, નેપાલી, મગધી, સૂરસેની ઓર ચંદ દીગર છોટી છોટી ઝબાનોંને જનમ લીયા જીન્હોંને હિંદુસ્તાનકે ચપ્પે ચપ્પે પર કબ્ઝા કરલીયા

ઇખ્તિલાફે અલસુના દુનિયામેં હરજગેહ મૌજુદ હય ઓર હિંદુસ્તાન ચુંકેહ મુખતલિફ અક્વામકા વતન હય ઇસ લીયે યહાં ઇખતિલાફે અલસુના કા વુજુદ કોઈ ગેર તઅજ્જુબ યા ગોર કરની નહીં રહા જાયગા. માઝીકરીબમેં જબકે આમદો રફતકે વસાઇલ બોહોત મેહદુદ થે યહીં વજેહ બોહેરીયતને ઝબાન હર છોટાસા ઇલાકા એક મુસતકીલ મુલ્કસે કીસી તરેહ કમ ન સમજા જાતા થા લેકીન હિંદુસ્તાનકે એકહી હુકુમતકે ઝેરેનગીં આજાને ઓર આમદો રફતકે વાસાઇલમેં વુસઅત હોને હોને હિંદુસ્તાનકી ઝબાનોંકો બાહમી ઇખતિલાફકા મૌકા મીલા ઓર તમામ ઝબાનેં ખલત મલત હોને લગી આજ હમેં ઇસી ઇખ્તીલાફે અલસુના કે બાઇસ મુલ્કકો એક મુશતરેકા ઝબાનકી ઝરૂરત મેહસુસ હો રહી હય, લેકીન ઇસ ઝરૂરતસે યૂરપ ભી મુતઅસ્સર હુવે બગેર નહીં રહા વહાંભી યેહ ઝરૂરત લાહિક હો ચુકી હય યૂરપકે માહેરીને લીસાનીયાત ને બાહમ મીલકર યૂરપકે લીયે એક મુશતરેકા ઝબાન બનાનેકી કોશીશ કીથી મગર ઉનકા તરીકએ કાર ગેર ફુદરતી હોને કે બાઇસ કામયાબી ઉનસે કોસોં દૂર રહી તકરીબન યેહી હાલત આજ હિંદુસ્તાનકી હય કેહ શુરૂમેં ચાર અક્સ હિંદુસ્તાનમેં ઝબાનસાઝીકા કામ માહેરીને લિસાનીયાત કા બજાએ ગૈરકા પરસ્ત માહેરીને સીયાસીયાતને અપને હાથોં મેં લીયા હય ઓર તઅજ્જુબ હય કેહ યેહ ચન્દ ગીનતીકે અફરાદ કીસી "એકેડમી હોલ" યા કીસી અંજુમનકે દફતરમેં જમા હોકર તીન કરોડ અફરાદકે લીયે એક મુશતરેકા ઝબાન બનાનેકે ના મુમકીન ખિયાલમેં મુનહમિક હૈં.

ઝરા ગોરતો કીજીયે કેહ યેહ તરીકા કીસ કદ્ર લગ્વ ઔર મોહમલ હય. અગર ઝબાન સાઝીકા યેહી તરીકએ અમલ મોઅસ્સર ઔર નતીજાખેઝ હોતા તો આજ હમેં યૂરપ-કામયાબો કામરાં નઝર આતા. મગર **યૂરપ કી નાકામી** હમેં યેહ સબક દે રહી હય કેહ હમારે માહરીને સીયાસીયાતકા યેહ તરીકએકાર ગેર નતીજાખેઝ ઔર ગલત હય.

અગર બનઝરે ગાયર દેખા જાએ તો ઉર્દુ **હિંદુસ્તાનકી** બની બનાઇ **મુશતરેકા ઝબાન** હય ફીર કયું ન ઐસી કો તરવીજ દી જાએ હમ ઉપર બતા ચુકે હેં કેહ ઉર્દુ વ **ફારસીકા** શજરએ નસબ **સંસ્કૃતક** સે હોતા હુવા **એરીઅન** તક પોંહોંચતા હય ઔર અગર હકીકતે હાલસે કમાહક્કહૂ આગાહ હોના હય તો આપ મુલાહીઝા કીજીયે કેહ ઉર્દુકે અકસર વ બેશતર મસાદીર હિન્દીહી હેં ઔર યેહ મુસલમા અમ્ર હય કેહ **ઝબાનકી** બુનીયાદ ઉસકે મસાદીર પરહી હોતી હય, અંદરી હાલત ઉર્દુકા **રસમુલખત ફારસી** હોનેકી બિના પર ઉસે સિર્ફ **મુસલમાનોંકી** ઝબાન કરાર દેના ઉનલોગોંકા ખિયાલે ખામ હય જો **ઝબાનકી** તારીખસે મુતલક નાવાકિફ હેં.

એહદે શાહજહાનીમેં મુખતલિફ અકવામકે દરમ્યાન જો આલમગીર યગાનગત પયદા હો ગઇથી. ઉર્દુ ઉસીકા નતીજા હય.

જીસ તરેહ એક બચ્ચેકો સિર્ફ ઉસકી મા યા સિર્ફ ઉસકે બાપકા બચ્ચા કેહના સરીહ હીમાકત હય ઇસી તરેહ ઉર્દુકો સીર્ફ હિંદુઓંકી યા ફકત મુસલમાનોંકી ઝબાન કેહનાભી ગલતી ઔર નાદાની હય.

ઉર્દુ કુરને વુસતા કી એક **યાદગાર** હય ઇસમેં ઇસ કદર સલાહીયત મૌજુદ હય કેહ ઇસે ઇલ્મેઅદબ ઔર **સાયન્સ** કે તમામ **નઝરીયાત** કે લીયે ઝરીઅએ ઇઝહાર બનાયા જાએ. ઇસમેં ઔહોતસી **ઝબાનોંકા હુસ્ન** ઔર કુવ્વત મોજુદ હય ઔર **આમ ફેહમ** વ **કસીરૂલ ઇસતેઅમાલ** હોનેકી બીના પર **મુલકકી આલમગીર ઝબાન** બનનેકી કુદરત રખતી હય યેહ વોહ ઝબાન હય જીસકી કોઈ ઝાત નહીં જીસકા કોઈ મઝહબ નહીં યેહ અવામ કી ઝબાન હય.

**દેહલી** ઔર **લખનઉ** ઉર્દુકે દો બડે મરકઝ માને ગએ હેં ઇસકે અલાવા હિંદુસ્તાનકે હર ઇલાકેને ઉર્દુકી કુછ ન કુછ ખિદમત ઝુરૂર કી હય. **તારીખી શવાહિદસે** માલુમ હોતા હય કેહ ઇસ ખિદમત કે મુઆમલે મેં ગુજરાતકા ઇલાકાભી કીસી ઔર ઇલાકેસે કમ નહીં રહા બલ્કે ગુજરાતકી સરઝમીનને ભી ઉર્દુ કે જલીલુલ કદ્ર **અલમબરદાર** ઔર **બલંદ પાયા અદીબ** ઔર શાઇર પયદા કીયે હેં **"વલી" ગુજરાતી** જો ઉર્દુ **શાઈરીકે** મુજીદ હેં દીગર **"અનવર કાઝી"** વગેરહુમ કે નામ ગુજરાતમેં આજભી રોશન હે. લેકિન દુનયવી મશાગીલ

વ મરાકઝસે બોઅદને ઉન્હે કમાહક્કહ્ શોહરતકા મૌકા ન દીયા. અગર મૌજુદા ઝમાનેમેં દેખા જાય તો "ફ્ખ્ર" એહમદાબાદી, "અફ્સર" બડોદવી, 'શાદ" ખત્રી (મુમ્બઇ) વગેરહુમકે નામ પેશકીયે જાસકતે હેં જીનપર એહલે ગુજરાતકો બજાતોર પર ફખ્ર હય.

એહમદાબાદ ગુજરાતકા સબસે બડા ઓર કદીમી શેહેર હય કીસી ઝમાનેમેં યહાંભી ઉર્દુકા બોલ બાલાથા મગર ઈમતીદાદે ઝમાનેને યહાંસે ઉર્દુકો કલઅદમ હી કરદીયા થા કેઃ– "મરહુમે અઝગેબ બેરૂં આયદો કારે બ કુનદ" કે મિસદાક એહમદાબાદ કી ઝમામે તાઅલીમ શ્રી. પ્રાણલાલ કીરપારામ દેસાઇ સાહબકે હાથમેં આ ગઈ. બસ અબ કયા થા ઉર્દુ ઝબાન એક મરતબા ફિર અંગડાઈ લેકર ખ્વાબે ગીરાંસે બેદાર હુઈ.

મોસુફ઼સ્સદ્ર એહમદાબાદ મ્યુનિસીપલ સ્કુલબૉર્ડ કે ઍડમિનિસ્ટ્રેટીવ ઑફીસર હેં આપ ઉન ઉયુબસેકતઅન પાક સાફ હેં જો આમતોરસે આજકલ હર ઓહદેમેં નઝર આતે હેં. ઈલ્મો હુનરકી જોજો ગીરાંકદ્ર ખિદમાત આપને અનજામ દીહેં વોહ ઝાહર મિનશશમ્સ હેં હકીન તો યેહ હય કેહ અપમે આલા ઓર મુમતાઝ ઓહદે કે લીયે આપ અયસા ઈલ્મદોસ્ત રહેમદિલ મુનસફ઼મિઝાજ ઓર ગેર મુનઅસ્સીબ અફ્સરહી હોના ચાહીયે. આપને જબ તાઅલીમી કામ સંભાલા ઉસવકત એહમદાબાદમેં તમામ મિલાકર સિર્ફ પાંચ સાત ઉર્દુકે મદારિસ થે મગર આપકી મુદબ્બીરાના હીકમતે અમલી ઓર ઈલ્મ પરવરીકા યેહ બૈયન સુબૂત હય કેહ યેહ કલીલ તેઅદાદ બતદરીજ તરક્કી કરકે આજ ચાલીસ પેંતાલીસ તક પહોંચ ગઈ હય. ઓર આએ દિન બઢતી જા રહી હય.

આપકો અદબે ઉર્દુમેભી ખાસા શગફ હય. ઉર્દુશાઇરીકીભી આપ બોહોત કદ્ર કરતેહેં. ચુનાંચેહ એહમદાબાદ મ્યુનિસિપાલીટીકી સદસાલા જ્યુબિલી કે વક્ત આપને જનાબ મુન્શી સૈયદ ફખરૂદ્દીન "ફ્ખ્ર" કાદરીસે એક નઝમ લિખવાઇથી જો શેહેરભરકે તમામ ઉર્દુ મદારિસકે તલબાસે જશને જ્યુબિલીમેં પઢવાઇ ગઇથી.

ઇસ નઝમને ખાતીર ખ્વાહ મકબૂલીયત હાસિલકીથી મગર ચુંકેહ મ્યુનિ૰ મદારિસકે નન્ને નન્ને તલબાકે લીયે કહી ગઇ હય. ઇસલીયે ઇસ નઝમમેં સલાસત ઓર સાદગી કા કમા હક્કહ્ લિહાઝ રખ્ખા ગયા હય.

ઇસ મૌકે પર જનાબ 'ફ્ખ્ર" સાહબકે મુખ્તલિફ કલામ [illegible]ખતસર નમુના બરાએતફરીહે નાઝીરીન પેશ કરતા હું ઇસ્સે પઢનેસે જનાબે મે[illegible] [illegible]રાના ઓર [illegible] આલીમાના કાબેલીયત કા કુછ અંદાઝા હોગા.

નમુનએ કલામ

દિલ તસદ્દુક કરચુકે હમ જાન કુરબાં [illegible]
ઝિન્દગી બાકી કરાર્ઇ નૂરે અરમાં [illegible]

દીગર

સાકીકી ,ચશ્મે મસ્ત મેં તકતા હી રેહ ગયા.
સાગર છલક રહા થા છલકતાહી રેહ ગયા.
રાહેં મકાને યારકી પેચીદા હો ગઇં
અપને ખિયાલે ખામ ભટકતાહી રેહ ગયા.

દીગર

નાલા શબેફિરાક કોઇ રાગેમાં નહીં
એહલે ઝર્મી સમજલે કે અબ આસમાં નહીં
અય "કૃષ્ણ" હર કમાલ હે કોશિશપે મુનહસિર
દેહલીમેં જો રહે વુહી એહલે ઝબાં નહીં.

દીગર

એક બુતે કાફિરઅદાસે આજ યારાના હુવા
કાબએ મકસદ હમારા સંગે બુતખાના હુવા
જાનતે હેં "કૃષ્ણ" ગુજરાતી કો અચ્છી તરહ સબ
શાઇરે ખુશગો હુવા મુન્શીએ ફરઝાના હુવા.

દીગર

હય સુબ્હે ઝઇફીમેં ગમ શામે જવાનીકા
રાતેં ગઈ ઇશરતકી દિન આએ મુસીબત કે

દીગર

ખયરાતે નિગહતે ગુલ લાઈ કહાંસે બુલબુલ
ગુનચોંને ખોલદી હે કયા મુઠ્ઠીયાં ચમનમેં

દીગર

"કૃષ્ણ" કેહતે હેં મુઝે લોગ મેં ગુજરાતી હું
એહમદાબાદ વતન હય મેરા આબાદ રહે.

દીગર

શોકે નઝ્ઝારા હે ચશ્મે આશિક જો બાઝો,
આજ બે પરદા રહે કેહદો હરીમે નાઝોં.

દીગર

તુમે સીજદા કરૂં યા તેરે દરકો,
તુંહી કેહદે કહાં રખદું મેં સરકો.
નિશાના જાનકર મેરે જીગરકો,
ઈધરહી ફેંકદો તીરે નઝરકો.
હસીનોં કો ખુદાને હુસ્ન બખશા,
રખા ચક્કરમેં ખુરશીદો કમરકો.
શબે અન્દોહ એક માતમ બપા હય,
મેં દિલકો ગે રહા હું દિલ જીગરકો.
મોહબ્બત હય હકીકતમેં બુરી શય,
બના દેતી હય દીવાના બશરકો.
હય રસ્તા એકહી દેરો હરમકા,
પરેશાં હું કે મેં જાઉં કીધર કો.
જહાં મેં ચારદિન મેહમાન હેં હમ.
અદમસે "કૃષ્ણ" નીકલે હેં સફરકો.

જનાબ શ્રી. પ્રાણલાલ સાહબ ખુદ વિદ્વાન હેં ઇતનાહી નહીં બલ્કે યેહ વિદ્વાનોંકી (આલીમોંકી) ઓર શાયરોંકી હમેશા કદ્રો મનઝિલત કરતે રહે હેં.

અફસોસ હય કેહ એક અયસા ફહિમ દેસ્ત ઓગ હમદર્દ બનીનોઅ અપની ખિદમત સે સુબુકદોશ હો રહા હય જીસને હર કૌમ ઓર હર ફીરકે કે દિલમેં ઘર કરલીયા હય. ખુદાવંદે કરીમસે દુઆ હય કેહ આપકો ઇસ હુસ્ને ખિદમતકે સીલેમેં ખુશો ખુર્રમ રખ્ખે.

ઈં દુઆ અઝમન વ અઝ જુમલા જહાં આમીન બાદ

---



મ્યુનિસિપાલિટીના પ્રમુખ શ્રી પ્રાણલાલભાઈને સત્કારે છે



શ્રી ગણેશ વાસુદેવ માવળંકર શ્રી પ્રાણલાલભાઈની લોકપ્રિયતા સમજાવે છે

તેમ છતાં પણ આ પ્રસંગે મારે પ્રમાણિક પણે કબુલ કરવું જોઈએ કે માનપત્રમાં તેમ અત્યારે થએલાં ભાષણોમાં આ શહેરમાં પ્રાથમિક કેળવણીની છેલ્લા દસ બાર વર્ષ દરમિયાન થએલી પ્રગતિ માટે અને અસંખ્ય નવી નિશાળો–તેમાં ખાસ કરીને બાળમંદિર, ગર્લ્સ હાઇસ્કૂલ, હિંદી શાળા, મરાઠી શાળા, ઉઘાડવામાં આવી તે માટેનો યશ મને આપવામાં આવે છે તે યોગ્ય નથી.

એ યશ ખરું જોતાં સ્કુલબોર્ડ તથા મ્યુનિસિપાલિટીની કેળવણી માટેની ઉદાર નીતિ માટે તેમને જ ઘટે છે. સ્કુલબોર્ડ ઓફીસ તરફથી મારા માનમાં કરવામાં આવેલા મેળાવડામાં મેં કહ્યું હતું અને અત્યારે ફરી કહું છું કે જો કાંઇ થોડુંઘણું શક્તિમાન થયો હોઇશ તો તેનું કારણ મારી પાછળ રહેલું સ્કુલબોર્ડ તથા મ્યુનિ પીઠબળ હતું. તેમ છેલ્લા બાર વર્ષમાં સ્કુલ બોર્ડ તથા મ્યુનિસિપાલીટીમાં સત્તામાં રહેલા હોવાથી મ્યુનિસિપાલીટીની કેળવણીની બાબતની સરખી જ રહેલી હોવાથી કેળવણીની બાબતમાં આ બાર વર્ષમાં સુંદર છે. સ્કૂલ બોર્ડે તથા મ્યુનિસિપાલીટીએ મારા ઉપર અત્યંત વિશ્વાસ નવાણું ભલામણો મંજુર કરી છે. સર રમણભાઈ, સરદારશ્રી વલ્લભભ બહુભાઇ, શ્રીમતી લેડી વિદ્યાબ્હેન, શ્રીયુત માવલંકર તથા શ્રીયુત મારા પ્રત્યે પ્રેમ અને વિશ્વાસ રાખે તે તો કદાચ સમજી શકાય એમ રીતે મારા વિચારના વિરોધીઓ ગાનવામાં આવે છે તેવા મ્યુનિસિપ સભાસદો શ્રીયુત દોલતરામભાઈ, બી. નગમાવાળા, ખા. બ. ચહાવાળા ઉપર એટલો જ પ્રેમ અને વિશ્વાસ રાખેલો છે. સરકારમાં તેમ બી બોર્ડના ચેરમેન કે મ્યુનિસિપાલીટીના પ્રમુખની સહીથી મોકલવાના તૈયાર કરી જ્યારે જ્યારે મેં મોકલાવ્યા છે ત્યારે કોઇ પણ જાતના મારા અભિપ્રાયોને સંપૂર્ણ માન આપી તેઓ બધાએ એ ખરડા ઉપર હંમેશાં કરી મોકલી છે. કેટલીક વખતે તો હું રફ ખરડાઓ તેમને બત ટાઇપ કરાવી તૈયાર કરી પટાવાળા સાથે તેમની સહીઓ માટે મો તેમણે તરત જ એ કાગળો ઉપર સહીઓ કરી યોગ્ય સ્થળોએ રવાના પછા મોકલી આપેલા છે. મારા પ્રત્યેના તેમના આ વિશ્વાસ માટે બધાનો ખાસ આભાર માનું છું. સ્કુલ બોર્ડ તથા મ્યુનિસિપાલીટીના બોર્ડના બધા જ સભાસદોનું મારા પ્રત્યેનું વર્તન એક તાબાના નોકર ન્હોતું પણ એક બરાબરીઆ મિત્ર પ્રત્યેના વર્તન જેવું હતું. સ્કૂલબોર્ડ નિયમોમાં એક નિયમ એવો છે કે પ્રમુખ આજ્ઞા કરે તો જ અને

...થી પ્રમુખના પરવાનગી મેળવ્યા પછીથી જ એડમીનીસ્ટ્રેટીવ ઓફ

મીટીંગોમાં બોલી શકાય. આ નિયમનું મેં તો હંમેશાં ઉલ્લંઘન જ કર્યું છે. એડમીનીસ્ટ્રેટીવ ઓફીસર નહિ પણ સ્કુલબોર્ડનો હું પણ જાણે એક સભાસદ હોઉં એવી રીતે મેં છુટથી સ્કુલબોર્ડની સભાઓમાં અનેક પ્રશ્નોની ચર્ચાઓમાં ભાગ લીધો છે અને માત્ર સભાસદોના અભિપ્રાય વિરૂદ્ધ નહિ પણ ખુદ સ્કુલબોર્ડના ચેરમેન તથા મ્યુનિસિપાલીટીના પ્રમુખના વિચારોની વિરૂદ્ધમાં પણ મારા અભિપ્રાયો મેં વિનાસંકોચે દર્શાવ્યા છે. મારા પ્રત્યે અત્યંત પ્રેમ અને ઉદારતા દર્શાવી આ બધું ચેરમેનોએ તથા સભાસદોએ કોઇ પણ જાતનો વિરોધ દર્શાવ્યા વિના સહન કર્યું છે. મને સાંભરતું નથી કે એક પણ પ્રસંગે કદી એમ કહ્યું હોય કે આ મીટીંગમાં તમને બોલવાનો બીલકુલ અધિકાર નથી; તમને પૂછે ત્યારે જ તમારે તમારો અભિપ્રાય આપવો. સ્કુલબોર્ડના ચેરમેનો તથા સભાસદોએ મારા પ્રત્યે દર્શાવેલા આ પ્રેમ માટે તેમ તેમની ઉદારતા, સૌજન્ય તથા સદ્ભાવ માટે આ પ્રસંગે ખરા અંતઃકરણથી હું તેમનો જાહેરમાં ઉપકાર માનું છું

અને મારા હાથ નીચેના શિક્ષકો અને શિક્ષિકાઓ માટે તો હું શું કહું? પ્રાથમિક શાળાઓના શિક્ષકોના દોષો જોવા અને ઢોલ વગાડી એ દોષોને જાહેરમાં મૂકવા એ તો ઘણું સહેલું છે; કારણકે એ દોષો તો સપાટી ઉપર તરી આવે છે તેમના સંબંધમાં ગમે તેવાં જોડકણાં જોડી તેમની ઠેકડી કરવી એ તો એથીએ વધારે સહેલું છે અને ગરીબ બિચારી શિક્ષિકાઓનાં નામ સાથે ગમે તેવી છુટ લઇ તેમના ઉપર કટાક્ષોના પ્રહારો કરી મલિન આનંદ ભોગવવો એ તો સૌથી વધારે સહેલુ છે. પરંતુ સપાટીથી સ્હેજ ઊંડા ઉતરીશું તો પ્રાથમિક શાળાઓના શિક્ષકોની અંદર વાસ કરીને રહેલા તેમના ગુણો એકદમ આપણી દૃષ્ટિએ પડશે. તેમના ઉપર આપણે સ્હેજ પણ ઉપકાર કર્યો હશે, તેમના પ્રત્યે સહેજ પણ સહાનુભૂતિ દર્શાવી હશે તો તેઓ તે કદી પણ ભૂલી જશે નહિ આજનો આ ભવ્ય મેળાવડો એ તેનુ પ્રત્યક્ષ દૃષ્ટાંત છે. પ્રાથમિક શાળાઓના શિક્ષકોને પગાર હલકા આપવામાં આવે છે તે તો આપણે બધા જાણીએ છીએ તેથી તેઓ સામાન્ય રીતે ગરીબ હોય છે ને સમજી શકાય એમ છે તેમ છતાં મને ખબર મળી છે તે મુજબ મને વિદાયગીરીનું સન્માન આપવાને તેમણે લગભગ ચાર પાંચ હજાર રૂપીઆ પોતાનામાંથી જ એકઠા કર્યા છે વળી અથાગ શ્રમ લઇ ધંધાદારીઓને પણ શોભા આપે એવો સુંદર નાટ્યપ્રયોગ પણ આ સમારંભના કાર્યક્રમના એક ભાગ તરીકે તેમણે ભજવી બતાવ્યો છે. આ તેમની કૃતજ્ઞતા તથા ગુણાનુરાગનાં દૃષ્ટાંતો છે ૭ સાત વર્ષના આસીસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની મારી ટુંકી કારકીર્દીમાં પણ તેમનામાં રહેલા આ સદ્-ગુણની પ્રતીતિ મને તો ઘણીએ વાર થયેલી છે. તેનું અત્રે વર્ણન કરવુ અસ્થાને છે.

કેટલાંક સ્થળોએથી એમ કહેવામાં આવે છે કે મારી અત્યંત ઉદાર રાજનીતિ અથવા

તેમ છતાં પણ આ પ્રસંગે મારે પ્રમાણિક પણે કબુલ કરવું જોઈએ કે માનપત્રમાં તેમ અત્યારે થએલાં ભાષણોમાં આ શહેરમાં પ્રાથમિક કેળવણીની છેલ્લા દસ બાર વર્ષ દરમિયાન થએલી પ્રગતિ માટે અને અસંખ્ય નવી નિશાળો–તેમાં ખાસ કરીને બાળમંદિર, ગર્લ્સ હાઈસ્કૂલ, હિંદી શાળા, મરાઠી શાળા, ઉઘાડવામાં આવી તે માટેનો યશ મને આપવામાં આવે છે તે યોગ્ય નથી

એ યશ ખરું જોતાં સ્કુલબોર્ડ તથા મ્યુનિસિપાલિટીની કેળવણી માટેની ઉદાર નીતિ માટે તેમને જ ઘટે છે. સ્કુલબોર્ડ ઓફીસ તરફથી મારા માનમાં કરવામાં આવેલા મેળાવડામાં મેં કહ્યું હતું અને અત્યારે ફરી કહું છું કે જો કાંઈ થોડુંઘણું કરવાને હું શક્તિમાન થયો હોઈશ તો તેનું કારણ મારી પાછળ રહેલુ સ્કુલબોર્ડ તથા મ્યુનિસિપાલીટીનું પીઠબળ હતું. તેમ છેલ્લાં બાર વર્ષમાં સ્કુલ બોર્ડ તથા મ્યુનિસિપાલીટીમાં એક જ પક્ષ સત્તામાં રહેલો હોવાથી મ્યુનિસિપાલીટીની કેળવણીની બાબતની રાજનીતિ એકધારી સરખી જ રહેલી હોવાથી કેળવણીની બાબતમાં આ બાર વર્ષમાં સુંદર કાર્ય થઈ શક્યું છે. સ્કૂલ બોર્ડ તથા મ્યુનિસિપાલીટીએ મારા ઉપર અત્યંત વિશ્વાસ મુકી મારી સોમાંથી નવાણું ભલામણો મંજુર કરી છે. સર રમણભાઈ, સરદારશ્રી વલ્લભભાઈ પટેલ, શ્રીયુત બલુભાઈ, શ્રીમતી લેડી વિદ્યાબ્હેન, શ્રીયુત માવલંકર તથા શ્રીયુત મણીલાલ ચતુરભાઈ મારા પ્રત્યે પ્રેમ અને વિશ્વાસ રાખે તે તો કદાચ સમજી શકાય એમ છે પણ જેમને ખોટી રીતે મારા વિચારના વિરોધીઓ ગણવામાં આવે છે તેવા મ્યુનિસિપાલિટીના પ્રમુખો અને સભાસદો શ્રીયુત દોલતરામભાઈ મી. નરમાવાળા, ખા. બ. ચહાવાળા તેમણે પણ મારા ઉપર એટલો જ પ્રેમ અને વિશ્વાસ રાખેલો છે. સરકારમાં તેમ બીજે સ્થળોએ સ્કૂલ-બોર્ડના ચેરમેન કે મ્યુનિસિપાલીટીના પ્રમુખની સહીથી મોકલવાના પત્રોના ખરડાઓ તૈયાર કરી જ્યારે જ્યારે મેં મોકલાવ્યા છે ત્યારે કોઈ પણ જાતના વહેમ કે શંકા વગર મારા અભિપ્રાયોને સંપૂર્ણ માન આપી તેઓ બધાએ એ ખરડા ઉપર પસંદગીની સહી હંમેશાં કરી મોકલી છે. કેટલીક વખતે તો હું રફ ખરડાઓ તેમને બતાવ્યા વગર કાગળો ટાઈપ કરાવી તૈયાર કરી પટાવાળા સાથે તેમની સહીઓ માટે મોકલી આપતો તો પણ તેમણે તરત જ એ કાગળો ઉપર સહીઓ કરી યોગ્ય સ્થળોએ રવાના કરી દેવા મારા તરફ પાછા મોકલી આપેલા છે. મારા પ્રત્યેના તેમના આ વિશ્વાસ માટે આ પ્રસંગે હું તે સર્વનો ખાસ આભાર માનું છું સ્કુલ બોર્ડ તથા મ્યુનિસિપાલીટીના પ્રમુખોનું તેમ સ્કૂલ-બોર્ડના બધા જ સભાસદોનું મારા પ્રત્યેનું વર્તન એક તાબાના નોકર પ્રત્યેના વર્તન જેવું ન્હોતું પણ એક બરોબરીઆ મિત્ર પ્રત્યેના વર્તન જેવું હતું. સ્કૂલબોર્ડની સભાઓ માટેના નિયમોમાં એક નિયમ એવો છે કે પ્રમુખ આજ્ઞા કરે તો જ અને જરૂર જણાય તો અગાઉથી પ્રમુખની પરવાનગી મેળવ્યા પછીથી જ એડમીનીસ્ટ્રેટીવ ઓફીસરથી સ્કૂલબોર્ડની

મીટીંગોમાં બોલી શકાય. આ નિયમનું મેં તો હમેશાં ઉલંઘન જ કર્યું છે. એડમીનીસ્ટ્રેટીવ ઓફીસર નહિ પણ સ્કુલબોર્ડનો હું પણ જાણે એક સભાસદ હોઉં એવી રીતે મેં છુટથી સ્કુલબોર્ડની સભાઓમાં અનેક પ્રશ્નોની ચર્ચાઓમાં ભાગ લીધો છે અને માત્ર સભાસદોના અભિપ્રાય વિરૂદ્ધ નહિ પણ ખુદ સ્કુલબોર્ડના ચેરમેન તથા મ્યુનિસિપાલીટીના પ્રમુખના વિચારોની વિરૂદ્ધમાં પણ મારા અભિપ્રાયો મેં વિનાસંકોચે દર્શાવ્યા છે. મારા પ્રત્યે અત્યંત પ્રેમ અને ઉદારતા દર્શાવી આ બધું ચેરમેનોએ તથા સભાસદોએ કોઇ પણ જાતનો વિરોધ દર્શાવ્યા વિના સહન કર્યું છે. મને સાંભરતું નથી કે એક પણ પ્રસંગે કદી એમ કહ્યું હોય કે આ મીટીંગમાં તમને બોલવાનો બીલકુલ અધિકાર નથી; તમને પૂછે ત્યારે જ તમારે તમારો અભિપ્રાય આપવો. સ્કુલબોર્ડના ચેરમેનો તથા સભાસદોએ મારા પ્રત્યે દર્શાવેલા આ પ્રેમ માટે તેમ તેમની ઉદારતા, સૌજન્ય તથા સદ્ભાવ માટે આ પ્રસંગે ખરા અંતઃકરણથી હું તેમનો જાહેરમાં ઉપકાર માનું છું

અને મારા હાથ નીચેના શિક્ષકો અને શિક્ષિકાઓ માટે તો હું શું કહું ? પ્રાથમિક શાળાઓના શિક્ષકોના દોષો જોવા અને ઢોલ વગાડી એ દોષોને જાહેરમાં મૂકવા એ તો ઘણું સહેલું છે; કારણકે એ દોષો તો સપાટી ઉપર તરી આવે છે. તેમના સંબંધમાં ગમે તેવાં જોડકણાં જોડી તેમની ઠેકડી કરવી એ તો એથીએ વધારે સહેલું છે અને ગરીબ બિચારી શિક્ષિકાઓનાં નામ સાથે ગમે તેવી છુટ લઇ તેમના ઉપર કટાક્ષોના પ્રહારો કરી મલિન આનંદ ભોગવવો એ તો સૌથી વધારે સહેલું છે. પરંતુ સપાટીથી સ્હેજ ઊંડા ઉતરીશું તો પ્રાથમિક શાળાઓના શિક્ષકોની અંદર વાસ કરીને રહેલા તેમના ગુણો એકદમ આપણી દષ્ટિએ પડશે. તેમના ઉપર આપણે સ્હેજ પણ ઉપકાર કર્યો હશે, તેમના પ્રત્યે સહેજ પણ સહાનુભૂતિ દર્શાવી હશે તો તેઓ તે કદી પણ ભૂલી જશે નહિ આજનો આ ભવ્ય મેળાવડો એ તેનું પ્રત્યક્ષ દષ્ટાંત છે. પ્રાથમિક શાળાઓના શિક્ષકોને પગાર હલકા આપવામાં આવે છે તે તો આપણે બધા જાણીએ છીએ તેથી તેઓ સામાન્ય રીતે ગરીબ હોય છે તે સમજી શકાય એમ છે તેમ છતાં મને ખબર મળી છે તે મુજબ મને વિદાયગીરીનું સન્માન આપવાને તેમણે લગભગ ચાર પાંચ હજાર રૂપીઆ પોતાનામાંથી જ એકઠા કર્યા છે વળી અથાગ શ્રમ લઇ ધંધાદારીઓને પણ શોભા આપે એવો સુંદર નાટ્યપ્રયોગ પણ આ સમારંભના કાર્યક્રમના એક ભાગ તરીકે તેમણે ભજવી બતાવ્યો છે. આ તેમની કૃતજ્ઞતા તથા ગુણાનુરાગનાં દષ્ટાંતો છે ૭ સાત વર્ષના આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટરની મારી ટુંકી કારકીર્દીમાં પણ તેમનામાં રહેલા આ સદ્-ગુણની પ્રતીતિ મને તો ઘણીએ વાર થયેલી છે. તેનું અત્રે વર્ણન કરવું અસ્થાને છે.

કેટલાંક સ્થળોએથી એમ કહેવામાં આવે છે કે મારી અત્યંત ઉદાર રાજનીતિ અથવા

તો સ્પષ્ટ ભાષામાં કહીએ તો મારી નબળી રાજનીતિને પરિણામે અમદાવાદ મ્યુનિસિપાલીટીની શાળાઓમાં શિક્ષકોમાં શિસ્તપાલન બહુ જ શિથિલ થઈ ગયું છે. આ આક્ષેપ સ્વીકારી લેવાને હું તૈયાર નથી. કેટલીક સ્કુલબોર્ડોમાં ચાલી રહેલી વસ્તુસ્થિતિથી હું માહીતગાર છું. ત્યાં તો જ્યારે એડમીનીસ્ટ્રેટીવ ઓફીસર તરફથી શિક્ષકોની બદલીઓના હુકમો નીકળે છે ત્યારે જે શિક્ષકોની બદલીઓ કરવામાં આવેલી હોય છે તે શિક્ષકો ચાર્જ છોડી બદલીઓને સ્થાને જતા નથી પણ સ્કુલબોર્ડના સભાસદોને ઘેરઘેર ભટકી બદલીઓ બંધ કરાવવાના પ્રયાસો કરે છે, ચેરમેનો અને એડમીનીસ્ટ્રેટીવ ઓફીસરો સામે ગમે તેવા આક્ષેપો મુકી અપીલો કરે છે અને અનેક જાતની ખટપટો કરે છે હું અભિમાનથી એમ કહી શકું છું કે મારા હાથ નીચેના શિક્ષકો અને શિક્ષિકાઓએ મારા હુકમોનું કદી પણ ઉલંઘન કર્યું નથી. મારા નિર્ણયો સામે એક પણ વખતે સ્કુલબોર્ડને કે સ્કુલબોર્ડના ચેરમેનને તેમણે અપીલ કરી નથી તેમ મારી વિરૂદ્ધ તેમણે સ્કુલબોર્ડના ચેરમેનને કે સ્કુલબોર્ડને કદી કોઇ પણ જાતની ફરિયાદ પણ કરી નથી. મેં કોઇ વખતે બોર્ડની મંજુરીની અપેક્ષાએ પણ બદલીઓના હુકમો મોકલ્યા હશે; તે શિક્ષકોના જાણવા છતાં તેમણે કોઇ પણ દિવસ મારી પાસે એ બદલીઓ માટે સ્કુલબોર્ડના ઠરાવ નંબરો માગ્યા નથી, મારી સત્તાની મર્યાદા ક્યાં પુરી થાય છે તે જાણવાની પણ તેમણે કદી દરકાર કરી નથી. આને આપણે શિસ્તપાલન નહિ કહીએ તો બીજું શું કહેવાય તે હું જાણતો નથી. હું તો છાતી ઠોકીને કહેવાની હિંમત ધરૂં છું કે અમદાવાદ મ્યુનિસિપાલીટીના શિક્ષકોમાં જેવી આજ્ઞાધીનતા છે અને અહીંઆં જેવું ખટપટ રહિત વાતાવરણ છે તેવું બીજે કોઈ પણ સ્થળે ભાગ્યે જ હશે.

સંદેશો કહાવ્યો કે...' સાહેબની છોકરીને તમારી નિશાળમાં દાખલ કરવી છે માટે તમને સાહેબ તેમને ઘેર બોલાવે છે.' આપણી મ્યુનિસિપલ શાળાની મુખ્ય શિક્ષિકાએ જવાબ દીધો કે "તારા સાહેબને કહેજે કે તેમને પોતાની છોકરીને નિશાળમાં દાખલ કરવાની ગરજ હોય તો છોકરીને લઈ જાતે નિશાળમાં આવે."

અમદાવાદ મ્યુનિસિપલ શાળાઓના શિક્ષકો આવી રીતે તેડાવ્યાથી અમલદારોને ઘેર જવાને ટેવાયલા નથી. જુના જમાનાના માણસોને શિક્ષિકાનો આવો જવાબ કદાચ અવિવેકી અને ઉદ્ધત લાગશે. પણ જ્યારે આણીએ વાત અને શિક્ષિકાનો જવાબ મેં સાંભળ્યો ત્યારે મને તો ઘણો આનંદ થયો. બેંકમાં રૂપીઆ જમે મૂકવા હોય કે ઉપાડવાના હોય ત્યારે ગેઝીટેડ ઓફીસરો પોસ્ટ માસ્તરોને પોતાને ઘેર બોલાવવાની હિંમત ધરે છે ખરા? તેમ બીજા કોઇ ખાતામાં અમલદારોને કામ હોય છે ત્યારે તેઓ તે ખાતાના નોકરોને પોતાને ઘેર બોલાવવાની હિંમત ધરે છે ખરા? પ્રાથમિક શાળાઓના શિક્ષકોએ આવી જાતની અમલદારોની ખુશામત કરવાની અને તેમને ઘેર ધક્કા ખાવાની અને તેમને વખતે કે કવખતે સલામો ભરવાની ટેવ છોડી દેવી જોઇએ.

હાલના સમયમાં રંક અને દબાયલા વર્ગો પ્રત્યે સમાજની સહાનુભૂતિ પ્રગટી નીકળી છે. ખેડુતો અને મજુરોને સહાય કરવા દેશસેવકો અને સ્વયંસેવકો નીકળી પડેલા છે. હરિજનોને સહાય કરવાને પણ દેશસેવકો અને સમાજસેવકો બહાર પડેલાં છે. મારી માન્યતા પ્રમાણે આપણા દેશમા અત્યારે તો પ્રાથમિક શાળાઓના શિક્ષકો પણ એક રંક અને દબાયલો વર્ગ જ છે પરંતુ સમાજની તેમના પ્રત્યે જી જોઇએ તેટલી સહાનુભૂતિ પ્રગટી નીકળી નથી. તેમને ઓછામાં ઓછુ વેતન આપી તેમની પાસેથી વધારેમા વધારે કામ લેવા આપણે ઇચ્છા ધરાવીએ છીએ. પ્રાથમિક શાળાઓ કરતાં માધ્યમિક શાળાઓમાં સમૂહશિક્ષણ વધારે સહેલાઇથી આપી શકાય છે. પ્રાથમિક શાળાઓમાં તો વ્યક્તિગત શિક્ષણની ખાસ આવશ્યકતા છે. તેમ છતાં પણ માધ્યમિક શાળાઓમાં એક વર્ગમા વિદ્યાર્થીઓની સખ્યાની હદ ખાસ નિયમથી ૩૫ ની નક્કી કરવામાં આવી છે અને આ નિયમનું પાલન બહુ જ કડક રીતે કરવામા પણ આવે છે. જે શાળાઓ આ નિયમનો ભંગ કરે છે તે શાળાઓને સરકારી કેળવણીખાતું સ્વીકારવાની પણ સાફ ના પાડે છે. ત્યારે પ્રાથમિક શાળાઓમાં એક વર્ગમાં વિદ્યાર્થીઓની હદ નિયમથી ૪૦ ઠરાવવામાં આવેલી છે અને એવી પણ છુટ મુકવામાં આવી છે કે એજ્યુકેશનલ ઇન્સ્પેકટરની મંજૂરી મેળવી એક વર્ગમાં ૫૦ વિદ્યાર્થીઓ પણ રાખી શકાય. પ્રાથમિક કેળવણીનો બહોળો પ્રચાર કરવાની ધૂનમાં કેટલાક કેળવણીકારો એ હદ ૬૦ સુધી પણ લઇ જવાની ભલામણ કરે છે। મારા અનુભવથી હુ કહેવાની હિંમત ધરું છું કે બાળવર્ગમાં અને પહેલા

ધોરણમાં એક વર્ગમાં ૨૫ થી વધારે બાળકો મૂકવામાં આવે અને બીજા, ત્રીજા અને ચોથા ધોરણોમાં એક વર્ગમાં ૩૦ થી વધારે બાળકો મૂકવામાં આવે તો અસરકારક શિક્ષણ કદી આપી શકાય જ નહિ. તેનાથી તો નાણાંનો, વિદ્યાર્થીઓના સમયનો અને શિક્ષકોની શક્તિઓનાં દુર્વ્યય જ થવાનો. પ્રાથમિક શાળાઓના શિક્ષકો જાણે મનુષ્ય ના હોય પણ યંત્ર હોય અને શરીરશાસ્ત્ર અને માનસશાસ્ત્રના નિયમો તો તેમને લાગુ પડતા ના હોય એમ માની લઈ તેમની પાસેથી યંત્રોની માફક ડબલ શીફ્ટવી કામ લેવુ એવી પણ સૂચના કેટલાક કેળવણીકારો તરફથી થાય છે એટલે અમુક ધોરણના વિદ્યાર્થીઓને તેઓ સવારના ત્રણ કલાક ભણાવે અને બપોરના ત્રણ કલાક તેઓ કોઈ બીજા જ ધોરણના વિદ્યાર્થીઓને ભણાવે. આવી ગોઠવણથી શિક્ષકોને અતિશય શ્રમ પડશે એવો ભાગ્યે જ કોઈને ખ્યાલ આવે છે.

શિક્ષકોને પણ શારીરિક અને માનસિક થાક છે. અતિશય માનસિક શ્રમથી તેમની માનસિક અને શારીરિક શક્તિઓનો ઘસારો થાય છે અને તેનુ પરિણામ મંદવાડ, ક્ષયરોગ કે વહેલું મરણ એ જ આવે. પ્રાથમિક શિક્ષણનો બહોળો પ્રચાર થાય તે જોવાને બીજા કોઈ પણ મનુષ્ય કરતાં હું વધારે ઇંતેજાર છું. દેશનો એક પણ બાળક લખતું, વાંચતુ, તથા સહેજસાજ ગણિત શીખ્યા વગર રહે નહ એ સ્વપ્નું હુ પણ નિરંતર સેવ્યા કરૂં છું; પરંતુ ખોટી કરકસર કરી પ્રાથમિક શિક્ષકોની શારીરિક અને માનસિક શક્તિઓના ભોગે પ્રાથમિક કેળવણીનો બહોળો પ્રચાર કરવાની હું વિરૂદ્ધ છુ. આપણે પ્રાથમિક શિક્ષણનો બહોળો પ્રચાર કરવો હોય તો તેને માટે જરૂરી નાણાં ગમે ત્યાંથી મેળવવાં જ પડશે.

હમણાં હમણાં સરકારે પણ પ્રાથમિક શાળાઓના શિક્ષકોની વિરૂદ્ધની રાજ્યનીતિ ગ્રહણ કરી હોય એમ જણાય છે. લોકલબોર્ડો તથા મ્યુનિસિપાલીટીઓ પ્રોવીડંટફંડમા શિક્ષકોને વધારે આપવા તૈયાર હોય છતાં સરકાર તેનો વિરોધ કરે છે. પ્રાથમિક શિક્ષકોને આપવાની રજાઓના સંબંધમાં પણ સરકાર સખત ને સખત નિયમો કરતી જાય છે. અને જૂના નોકરોને પણ નવા નોકરો ગણી તેમને ઓછા ઉદાર એવા રજાના નવા નિયમો લાગુ પાડવાને લોકલબોર્ડો તથા મ્યુનિસિપાલીટીઓ ઉપર ફરમાનો મોકલે છે. હાલમાં જ વળી મારા ચાર્જ છોડયા પછી સરકાર તરફથી નવો જ ફતવો બહાર પાડવામાં આવ્યો છે કે પ્રાથમિક શાળાઓના શિક્ષકો ટ્રેનિંગ કોલેજોની ઉંચી પરીક્ષાઓ પાસ કરી વધારે લાયકાત પ્રાપ્ત કરે તો પણ તેમને ઉંચાં સરટીફીકેટો પ્રમાણે પગારમાં વધારે લાભ આપવો નહિ. હું માનું છું કે આપણી મ્યુનિસિપાલીટી આવી જાતના સરકારી ફતવાની દરકાર ના કરતાં શિક્ષકો પ્રત્યેની પોતાની ઉદાર રાજનીતિ ચાલુ જ રાખશે.

હાલના તેમ ભવિષ્યના એડમીનીસ્ટ્રેટીવ ઓફીસરો, સુપરવાઇઝરો, સ્કુલબોર્ડના ચેરમેનો તથા સભાસદોને મારી એક જ વિનંતિ છે કે શિક્ષકો પ્રત્યે ઉદારતા અને સહાનુભૂતિ રાખજો. તેઓ પણ મનુષ્યો છે, તેમને પણ લાગણીઓ હોય છે તે કદી વિસરશો નહિ. શિક્ષકોનો વર્ગ કોઈ ગુનેગારનો વર્ગ નથી કે તેમના કામ ઉપર દેખરેખ રાખવા આપણે પોલીસની કે ડીટેકટીવો જેવી કાર્યનીતિ રાખવી જોઇએ. જો તેમના તરફ પ્રેમ અને વિશ્વાસ રાખશો તો તેઓ જરૂર સારૂં કામ આપશે. હદ ઉપરાંતના સુપરવીઝનથી કદાચ તમે તેમની પાસેથી એક યંત્ર જેવું કામ મેળવી શકશો પણ ખરા હૃદયનું કામ તો તેઓ પ્રેમ અને વિશ્વાસથી જ આપશે.

શિક્ષકબંધુઓ અને શિક્ષિકાબ્હેનો, અંતમાં મારે તમને એકજ સન્દેશો આપવાનો છે. સમાજમાં બાપડા બિચારા બની રંક અને દબાયલા થઇ ફરશો નહિ. કાઇની ખોટી ખુશામત કરશો નહિ. પણ તમારૂં સ્વમાન સાચવી કોઇની પણ સેહમાં તણાયા વગર નિડર બની ટટાર ઉભા રહેજો બાપડા બિચારા, રંક અને દબાયલા તથા ખુશામતીઆ મનુષ્ય ઉપર આપણને ઘણીવાર દયા આવે છે. કોઇ કોઇ વાર તેમના પ્રત્યે સહાનુભૂતિ પણ કદાચ ઉત્પન્ન થાય છે પરંતુ તેમના પ્રત્યે માન તો કદી પણ ઉત્પન્ન થતું નથી. મારે બીજી વાત તમને એ કહેવાની છે કે તમારી દૃષ્ટિમર્યાદા વિશાળ બનાવજો. દરેક પ્રશ્નનો વિચાર અંગત સ્વાર્થની દૃષ્ટિએ નહિ પણ સમૂહના સામાન્ય હિતની દૃષ્ટિએ કરજો. ચાડી-ચુગલી, નનામા કાગળો અને નનામી અરજીઓ અને એવી બીજી મલિન ખટપટોથી દૂર રહેજો. એકબીજા પ્રત્યે પ્રેમ અને વિશ્વાસ રાખી ક્ષમાવૃત્તિ તથા ઉદાર ભાવના કેળવજો. રાજ્ય તથા સમાજ તમારા ધંધાને ભલે હલકો ગણે, તમને ભલે યોગ્ય માન અને પ્રતિષ્ઠા ના આપે પણ તમે તો હંમેશાં એમજ સમજજો કે સમાજમાં તમે અતિ ઉપયોગી કામ કરો છો, તેથી તમારૂં સ્થાન ઉચ્ચ હોવું જ જોઇએ. તમારો ધંધો કોઇ પણ રીતે હલકો નથી પરંતુ ગૌરવ ભરેલો છે; કારણ કે ભવિષ્યની પ્રજાનું ઘડતર તમારા હાથમાં જ રહેલું છે.

હું ધારૂં છું કે મેં તમારા બધાનો ઘણો સમય લીધો છે, એટલે મારૂં ભાષણ હવે મારે બંધ કરી દેવું જોઇએ. શિક્ષકબંધુઓ અને શિક્ષિકાબ્હેનો, મને આવું અદ્વિતીય માન આપી તમે મારી પ્રતિષ્ઠામાં જે વધારો કર્યો છે તેને માટે ફરીથી એકવાર હું તમારો આભાર માનું છું. મ્યુનિસિપાલીટીના સભાસદો તેમ અમદાવાદ શહેરના અન્ય નાગરિકો, જેઓએ મને માન આપવાને યોજવામાં આવેલા આ મેળાવડામાં હાજર રહી મારા પ્રત્યે સદ્‌ભાવ દર્શાવ્યો છે તેમનો પણ હું આ પ્રસંગે આભાર માનું છું. નડીઆદ મ્યુનિસિપાલીટીના સ્કુલબોર્ડ એડમીનીસ્ટ્રેટીવ ઓફીસર મિ. મણીલાલ શાહ તથા સમસ્ત ગુજરાત પ્રાથમિક શિક્ષક સંઘના ઉપપ્રમુખ શ્રીયુત નારણભાઇ પટેલ જેઓ આ સમારંભમાં ભાગ

લેવા ખાસ નડીઆદથી અહીંઆં આવેલા છે તેમનો તથા સુરતજીલ્લાના નિવૃત્ત થએલા આસીસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મારા મિત્ર ગી. કસનજી વશી, જેઓ પણ આ સમારંભમાં ભાગ લેવા ખાસ સુરતથી અહીંઆં આવેલા છે તેમનો હું ખાસ આભાર માનું છું.

અંતમાં આ પ્રસંગે શિક્ષકબંધુઓ અને શિક્ષિકાબ્હેનોને હું ખાત્રી આપુ છું કે મારી શારીરિક અને માનસિક શક્તિઓ જ્યાં સુધી કાયમ રહેશે ત્યાં સુધી મારા નિવૃત્ત જીવનનો મુખ્ય ભાગ હું પ્રાથમિક શિક્ષકોની સેવામાં જ અર્પણ કરીશ.



# સમારંભો

[ શ્રીયુત પ્રાણલાલભાઇ નિવૃત્ત થતાં તેમના માનમાં યોજાયેલા વિધવિધ સમારંભો ]

તા. ૯–૧–૩૭ શાહપુર કન્યાશાળા નં. ૨ તરફથી નાનો મેળાવડો ને પાર્ટી. સોનેરી અક્ષરથી લખેલું હસ્તલિખિત માનપત્ર અર્પણ. મનોરંજક કાર્યક્રમ

તા. ૯–૧–૩૭ સ્કુલબોર્ડ ઓફીસ તરફથી નાની પાર્ટી.

તા. ૧૧–૧–૩૭ સ્કુલબોર્ડ ઓફીસ તરફથી જાહેર મેળાવડો, માનપત્ર.
પ્રમુખ : શ્રી. બળવંતરાય ઠાકોર રૂપાની કાસકેટ અર્પણ, તથા રૂપાના ટી-સેટની ભેટ

તા. ૧૩–૧–૩૭ શાહપુર ઉર્દુ શાળા નં ૨ તરફથી મેળાવડો, પાર્ટી તથા રૂપાનાં પ્યાલા રકાબીની ભેટ. મનોરંજક કાર્યક્રમ.
પ્રમુખ : શ્રી. ગણેશ વાસુદેવ માવલંકર

તા. ૧૪–૧–૩૭ રતનપોળ, ઝવેરીવાડના શહેરીઓ તરફથી માનપત્ર-જાહેર મેળાવડા સમક્ષ માનપત્ર તથા પાનસોપારીના સેટની ભેટ. છબી લેવડાવી.
પ્રમુખ : મયાભાઇ શેઠ

તા. ૧૬–૧–૩૭ કાળુપુર કન્યાશાળા નં. ૩ તરફથી જમણ.

તા. ૧૬–૧–૩૭ મ્યુ. ગર્લ્સ હાઇસ્કુલ તરફથી જાહેર મેળાવડો, માનપત્ર અર્પણ તથા ચાંદીનો આઇસક્રીમ સેટ, ટ્રે વગેરેની ભેટ.
પ્રમુખ : લેડી વિદ્યાગૌરી નીલકંઠ

તા ૨૮–૧–૩૭ ખાડીઆ કન્યાશાળા નં. ૬ તરફથી પાર્ટી તથા વીજળીની યોજનાવાળું ચાંદીનું ફ્લાવર પૉટ ભેટ. મનોરંજક કાર્યક્રમ.

તા. ૩૧–૧–૩૭ ભદ્રમાં રહેતા મહારાષ્ટ્રવાસીઓ તરફથી જાહેર મેળાવડો,
પ્રમુખ : શ્રી. મણીલાલ ચતુરભાઇ માનપત્ર અર્પણ.

તા. ૧૭–૧–૩૭ મ્યુ. ઓફીસર્સ કલબ તરફથી જમણ.
સ્કુલબોર્ડ ઓફીસ તરફથી જમણ
અંગત મિત્રો તરફથી જમણ

| | |
|---|---|
| તા. ૨૦-૧-૩૭<br>પ્રમુખ : શ્રી. બળવંતરાય ઠાકોર | મ્યુનિસિપલ શિક્ષકો તથા શિક્ષિકાઓ તરફથી જાહેર મેળાવડા સમક્ષ માનપત્ર સમર્પણ |
| તૈલચિત્ર નિદર્શન<br>પ્રમુખ :<br>આચાર્ય આનંદશંકર ધ્રુવ | સુંદર કારીગરીવાળી ચાંદીની ફ્રેમમાં જડેલી રવિન્દ્રનાથ ટાગોરની મોટી છબી ભેટ તથા તૈલચિત્રની ઉદ્‌ઘાટન ક્રિયા |
| તા. ૨૨-૧-૩૭ તથા<br>તા. ૨૬-૧-૩૭ | નાટ્યપ્રયોગો, ભારતભુવન થિયેટર |
| તા. ૧૧-૨-૩૭<br>પ્રમુખ : શ્રીમતી શારદા મહેતા | લાલશંકર મહિલા પાઠશાળા તરફથી મેળાવડો-પાર્ટી. |
| તા. ૯-૩-૩૭<br>પ્રમુખ :<br>શ્રી મણીલાલ ચતુરભાઇ | મ્યુ નોકરમંડળ તરફથી જાહેર મેળાવડા સમક્ષ માનપત્ર અર્પણ. રૂપાનો પાનનો સેટ ભેટ |
| તા. ૧૪-૩-૩૭ | મ્યુ. નોકરમંડળ તરફથી જમણ<br>સ્કુલબોર્ડ ઓફીસ તરફથી છબી |
| તા. ૧૨-૪-૩૭ | બાળમંદિર તરફથી જમણ |
| તા. ૮-૫-૩૭<br>પ્રમુખ : રેવરન્ડ<br>રણછોડભાઇ ભગવાનભાઇ | મ્યુ શાળાઓના ખ્રિસ્તી શિક્ષકો તથા શિક્ષિકાઓ તરફથી માનપત્ર આપવાનો જાહેર મેળાવડો, માનપત્ર અર્પણ, ચાંદીની ફ્રેમમાં પોતાની છબી તથા ચાંદીની ટ્રે તથા ફ્લાવરપૉટ ભેટ |
| તા. ૧૧-૫-૩૭ | સ્કુલબોર્ડ ઓફીસ તરફથી છેવટની વિદાયગીરીની પાર્ટી. |

